

शेठ रणछोडदास भवान
मालीक—हेंकनरोड फ्लावरमील—मुंबई.

# સ્પર્શાસ્પર્શ

અથવા

# ચારે વર્ણનો પરસ્પર વ્યવહાર.


મૂળ મરાઠીના લેખક,

શ્રીપાદ દામોદર સાતવળેકર.

અનુવાદક,

ફુલચંદ બાપુજી, શાહ.



પ્રસિદ્ધકર્ત્તા,

શેઠ રણછોડદાસ ભવાન.

માલીક-ડંકનરોડ ફ્લાવર મીલ, મુંબઈ.

વિક્રમાર્ક ૧૯૬૯. સન ૧૯૧૩.

મુલ્ય રૂ. ૦-૧૨-૦ ( પાકાં પૂઠાં રૂ. ૧-૦-૦ )

# પ્રવેશક

સ્પર્શાસ્પર્શનો વિષય એ ઘણો મહત્વનો વિષય થઇ પડેલો છે. આર્ય જનતાના જીવન અને મરણનો પ્રશ્ન ઘણે અંશે આનેજ અવલંબિને રહેલો છે. અનેક મહાન્ પુરૂષોએ અને અનેક આર્યપ્રજાની સંશુધ્ધિનું કાર્ય કરવા ઇચ્છતી સંસ્થાઓએ સ્પર્શાસ્પર્શના નિર્ણય માટે, હિંદુના સ્પર્શાસ્પર્શનું બંડ શાંત પાડી ભારત વર્ષના ૭ કરોડ મનુષ્યોના ઉદ્ધાર માટે, યથાશક્તિ પ્રયત્ન કર્યો છે અને કરે છે. બેશક, બે હજાર વર્ષથી રૂઢ થયલા આ હાનિકારક રિવાજનો નાશ કરવો એ સહેલું કામ નથી. છતાં કર્તવ્ય પર દ્રષ્ટિ રાખી કાર્ય કરનાર કર્મવીરોના પવિત્ર પુરૂષાર્થનું ફલ પરમાત્મા આપશેજ; એ અમર આશા પર નિર્ભર રહી સ્વકર્તવ્યનું પાલન કર્યાં જવું, એજ શ્રેયસ્કર છે. પરમાત્માએ વેદોદ્વારા આપેલી આજ્ઞા એજ છે કે, સર્વત્ર સમત્વ-પ્રેમ-નો પ્રકાશ કરો અને આખું વિશ્વ એકકુટુંબ બને તે માટે યાવજ્જીવન કર્મ-યત્ન-કરો; એ યત્નને યોગ્ય એવાં બલિદાન આપો. આર્ય ગ્રંથો અને શિષ્ટજનો આજ આજ્ઞાને અનુમોદન આપે છે. આ વાત આ ગ્રંથમાં સારી રીતે સિદ્ધ કરવામાં આવી છે.

સમાજની કુરીતિયોને સુધારવાના કાર્યમાં ઘણાંએ બલિદાન અપાયાં છે. ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર કે બાબુ કૃષ્ણદાસને વિધવા વિવાહપર લેખ લખવાથી એમની કાકીએ ઘરમાંથી હાંકી કાઢયા હતા. કરસનદાસ મૂલજીની પણ એવીજ દશા થઇ હતી. રાજા રામમોહનરાયના પિતા પણ એમનાથી નારાજ થઇ ગયા હતા. મહર્ષિ દયાનંદને સત્યની શોધ માટે પિતૃગૃહનો અને સંસારનો ત્યાગ કરવો પડયો હતો. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરને પિતાના શ્રાધ્ધમાં મૂર્તિપૂજન ન કરવાથી જાતિબહિષ્કૃત થવું પડયું હતું. કેશવચંદ્રસેનને પોતાના પુત્રનું નામકરણ બ્રહ્મસમાજના નિયમ પ્રમાણે કરવાથી ઘરથી અલગ કરવામાં આવ્યા હતા. દમણીજ આર્યન બ્રધરહૂડના પંક્તિભેદ વગરના ભોજનને લીધે અનેક સજ્જનોપર સખ્તાઇ વાપરવામાં આવી હતી. આવાં આવાં અસંખ્ય દ્રષ્ટાંતો મળી શકે એમ છે. ઘણાએ આવા અત્યાચાર સહન નથી કરી શકતા, અને તેથી તેઓને પોતાના વિચારોથી વિપરીત એવાં

વ્યાવહારિક કાર્ય કરવાં પડે છે. કેશવચંદ્રસેન અને જસ્ટિસ રાનડે જેવા સમર્થ વીરોને પણ એવા વિપરીત વ્યવહારને શરણ થવું પડયું હતું. આમ હોવા છતાં પણ એવાં બલિદાન આપનારાઓની સંખ્યા વધતી જાય છે, એ બહુ ખુશી થવા જેવું છે. સામાજીક સુધારણાના આ પ્રશ્નમાં રાજા અને પ્રજા, આર્ય જનતાના કલ્યાણ માટે પ્રયત્નશીલ રહે, એ અત્યંત ઇચ્છવા યોગ્ય છે. કારણ કે તેમ થયા વિના કદીપણ સુધારાનાં કાર્યો સહેલાઇથી આગળ વધી શકતાં નથી.

ના. ગાયકવાડે પતિત જાતિયોના ઉધ્ધાર માટે અત્યાર સુધીમાં ઘણું કાર્ય કર્યું છે. અનેક અંત્યજ સ્કુલો અને બોડિંગો સ્થાપન કરી, તેઓને સુશિક્ષિત બનાવવા માટે અનેક પ્રયત્નો કર્યા છે અને હજી કરે છે. રાજ્યની ધારાસભામાં પણ એક અંત્યજ સભાસદને સ્થાન આપવાની શરૂઆત કરી છે. વળી પછાત વર્ગના મનુષ્યો સમાજમાં ભેળાઇ, પોતાના મનુષ્ય તરીકેના હકકનું જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના ઉધ્ધાર માટે સ્વાવલંબનયુકત પ્રયત્ન કરી શકે, તે માટે અનેક સંમેલનોમાં તેઓને હાજર રહેવાનો અવકાશ આપ્યો છે. પ્રસ્તુત ગ્રંથ પણ એ મહારાજાની આ પવિત્ર જીજ્ઞાસાનું જ ફલ છે. રા. રા. શ્રીપાદ દામોદર સાતવળેકર જેવા સુયોગ્ય અને વિદ્વાન લેખક પાસે આ અપૂર્વ ગ્રંથ લખાવી, એમણે જનસમાજ પર મહાન્ ઉપકાર કર્યો છે. નામદાર બ્રિટિશ સરકારે પણ પતિતોદ્ધારનાં કાર્ય માટે ઓછું નથી કર્યું. મુંબાઇના નિરાશ્રિત સહાયક મંડળના કાર્યમાં ભૂતપૂર્વ ગવર્નર ના. સીડનહામ કલાર્કે અને અન્ય અધિકારીઓએ ઘણી સહાયતા આપી છે. આ મંડળનું એક ડેપ્યુટેશન હમણાંજ ના. ગવર્નરની મુલાકાતે ગયું હતું; તે વખતે મંડળનો વૃત્તાંત સાંભળી તેના પ્રત્યે એમણે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. વળી એ નામદારે મંડળના પતિતોધ્ધારના કાર્યમાં સહાય આપવાની તેમજ એક વાર પુનઃ મુલાકાત લેવાની પણ અભિલાષા દર્શાવી હતી. ના. કલાર્કે તો ઇંગ્લેંડ જવા પછી પણ પોતાના એક ભાષણમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે, હિંદમાં અસ્પૃસ્ય જાતિયોના ઉદ્ધારનું કાર્ય ઘણું મહત્વનું છે. એ કાર્ય પ્રતિ જ્યાં સુધી દુર્લક્ષ કરવામાં આવશે ત્યાં સુધી આ દેશની દશા સુધરવાનો ઘણો ઓછો સંભવ છે.

આ સંશુદ્ધિના કાર્યને ઇચ્છતા સહૃદયપુરૂષો તરફથી વર્તમાનમાં જે જે પ્રયત્નો કરવામાં આવે છે, તે તે આ ગ્રંથમાં સંક્ષિપ્તમાં પણ સ્પષ્ટપણે જણાવવામાં આવ્યા છે. આર્ય સમાજ, બ્રહ્મો સમાજ, થિઓસોફી અને અન્ય કેટ-

લીક સંસ્થાઓએ આ વિષયમાં ઘણું કાર્ય કર્યું છે. ઉત્તરહિંદની અને અન્ય પ્રદેશની આર્ય સમાજોએ તેમજ ભારત શુધ્ધિ સભાએ હજારો પતિતોને પાવન કર્યા છે. લાલા લજપતરાયે અસ્પર્શ્ય જાતિયોના શિક્ષણ માટેના પ્રયત્ન આદર્યા છે. એમણે તથા લાલા દીવાનચન્દે આ કાર્યનો આરંભ કરવા અર્થે એક સારી રકમ પ્રદાન કરી અન્યને ઉત્તેજીત કર્યા છે. વીર લાલાજી એ સારી રીતે સમજે છે કે, અસ્પૃશ્ય જાતિયોમાં શિક્ષાનો પ્રસાર કરવામાં ન આવે ત્યાં સુધી કેવળ શુધ્ધિના આડંબરથી કંઇ પણ વળનાર નથી. અસ્પૃશ્ય વર્ગો પ્રતિ જે હૃદયવિદારી વ્યવહાર ચાલી રહ્યો છે, તેનો નાશ કરવા માટે વિદ્યા પ્રસારનો માર્ગ ઉત્તમોત્તમ છે. દક્ષિણહિંદમાં આ વર્ગને શિક્ષણ આપવાનું કાર્ય ઠીક થયું છે, જેનો યશ પરલોકવાસી કર્નલ ઓલકોટને ઘટે છે. બંગાળમાં સ્પર્શાસ્પર્શનું બલ વિશેષ છે. આથી બ્રહ્મોસમાજ જેવી સંસ્થાના ઘણા પ્રયત્ન છતાં પણ ત્યાં ઘણું કરવાનું અવશેષ રહે છે. મુંબાઇ ઇલાકામાં પૃથક્ પૃથક્ સંસ્થાઓના પ્રયત્નોથી આ કાર્ય થતું રહે છે. તાત્પર્ય એ છે કે, જ્યાં સુધી હીન વર્ગને શિક્ષા પ્રદાન કરવામાં ન આવે ત્યાં સુધી, તેઓની શુદ્ધિ કરવામાં આવે તો પણ, તેઓ ઉચ્ચ જાતિયો સાથે ભળી શકે નહિ. વળી અંત્યજોમાં સ્વચ્છતા અને પવિત્રતાના નિયમોનો પણ વિસ્તાર થવો જોઇએ, જે સહવાસ અને જ્ઞાન શિવાય દુર્લભ છે. આથી આ માર્ગે નિષ્કામ કાર્ય કરનાર સ્વયં-સેવકોની આવશ્યકતા છે. કાર્ય કઠિન છે છતાં પ્રયત્ન વડે સર્વ સફળતા પ્રાપ્ત થશે અને આર્ય જાતિનો જે મહાન્ અંશ નિકૃષ્ટ દશામાં અત્યાર સુધી સડે છે, તેને સુધારી શકાશે. એમના સુધરવાથી જાતિની અને ધર્મની રક્ષા થશે એ મહાન્ લાભ છે. આ સર્વ હેતુઓ અને મુદ્દાઓ આ ગ્રંથમાં સંપૂર્ણ રીતે ચર્ચવામાં આવ્યા છે.

વડોદરાના શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે આ ગ્રંથ મરાઠી ભાષામાં લખાવેલો, એનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરાવવાનો શુભસંકલ્પ મુંબાઇના સુયોગ્ય શેઠ રણછોડદાસ ભવાને કરી, ' આર્યપ્રકાશ ' માં તે સંબંધી જાહેરખબર પ્રસિદ્ધ કરી હતી. અને ( મારી યાચનાથી ) એ ભાષાન્તરનું કાર્ય મને સોંપવાની કૃપા કરવામાં આવી. આર્ય જગતની સેવા રૂપ આ અલ્પકાર્ય કરતાં મને ઘણો આનંદ થયો છે. શેઠ રણછોડદાસ આવાં પરોપકારનાં કાર્યોમાંજ પોતાના તનમન

ધનનો વ્યય બહુધા કરતા રહે છે. આર્ય સમાજને અંગે એમણે માનવ સમાજના ઐક્ય અને શુદ્ધિના કાર્યને સહાયભૂત થાય એવા સાહિત્યનો પ્રસાર કરવા માટે ઘણું કર્યું છે, અને ઘણો ભોગ પણ આપ્યો છે. ન્યાત જાતના ઉપદ્રવની પરવાહ રાખ્યા વિના તેઓએ મન વચન અને કર્મની એકતાનું રક્ષણ કરવામાં અધિક વિજય પ્રાપ્ત કર્યો છે. આર્યન બ્રધરહૂડના પંક્તિ રહિત ભોજનપછી કેટલીક જ્ઞાતિઓએ કેટલીક શિષ્ટ વ્યક્તિઓ પર જે અત્યાચાર આદર્યો હતો, તેથી એમણે જોઇ લીધું હતું કે, આવી જ્ઞાતિઓના બંધનમાં રહી કદાપિ પણ સંસ્કૃતિનાં કાર્ય થઇ શકશે ન હિ. અંતે એમણે એક 'આર્ય મંડળ' સ્થાપવાની યોજના બહાર પાડી છે. આ મંડળદ્વારા ગુણકર્માનુસાર વૈદિક ચાતુર્વર્ણ્યની પુનઃ સ્થાપના કરવાનો તથા આર્યપ્રજાના એકીકરણનો વિચાર રાખ્યો છે. ખરેખર, જો આ ઉદ્દેશ પાર પડે અને તે મંડળમાં જોડાનાર કર્મવીર સ્વયંસેવકોની સારી સંખ્યા મળી આવે, તો તે એક રાષ્ટ્રનો પાયો નાખવા રૂપ મહત્ કાર્ય ગણાય. પરમાત્મા એમનો એ હેતુ સિદ્ધ કરો.

એક કવિ સત્ય કહે છે કે, "सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः" સેવા ધર્મ બહુ ગહન છે, યોગિજન પણ તેના રહસ્યને પામી શકતા નથી. આ ધર્મનો મહિમા અપાર છે. આ અસારસંસારમાં સેવા એજ સાર છે. જેણે અન્ય આત્માની સેવાદ્વારા પોતાના આત્માને સફલ નથી કર્યો તેનું જીવનજ નકામું છે. શાસ્ત્રો એનેજ જીવન્મુક્ત કહે છે કે, જેણે અનેક દુઃખિયોના દુઃખનો નાશ કર્યો હોય; કારણ કે એણેજ જીવવા છતાં પણ પોતાની અંદરના સ્વાર્થભાવને હાંકી મૂક્યો છે. પ્રકૃતિ પણ આજ ઉપદેશે છે. મહાત્માઓનાં જીવન પણ એનાજ આદર્શરૂપ છે. જે અન્યને માટે પોતાને ભૂલી જતો નથી તે સાચો સેવક નથી. આવા સાચા સેવકોની આર્યભૂમિના કલ્યાણ માટે સર્વત્ર જરૂર છે. હિંદુસમાજ અસ્તવ્યસ્ત થઇ ગયો છે. આ સમાજના ૭ કરોડ મનુષ્યો હીન દશામાં છે. એમના પ્રત્યેના વિપરીત વર્તનને લીધે કરોડોએ પરધર્મ સ્વીકાર્યો છે; અને આ મહાન વર્ગ સાથેનો અનુચિત વ્યવહાર જો હજી પણ ચાલતો રાખવામાં આવશે તો બાકીનો વર્ગ પણ એજ માર્ગે જઇ હિંદુઓનો વિરોધી બનશે. હિંદુસમાજ અસ્પૃશ્ય ગણાતા વર્ગ પ્રત્યે જે વ્યવહાર ચલાવે છે તેનો વિચાર કરતાંજ હૃદયને આઘાત થઇ અત્યંત દુઃખ થાય છે. જે બિચારાઓ આપણા સુખ માટે પોતાના કંઇ

પણ સુખની પરવાહ રાખતા નથી, તેઓ પ્રત્યે દયાળુ ઋષિ મુનિયોનાં સંતાન કેવો અયોગ્ય વ્યવહાર ચલાવે છે ? આ હીન ગણાતા વર્ગ પર ઉચ્ચ ગણાતા વર્ગના લોકોએ જેટલો અત્યાચાર કર્યો છે, તેટલોજ ભારતમાતાના પવિત્ર નામને બટ્ટો લાગ્યો છે. તેઓ મનુષ્ય હોવા છતાં તેમની સાથે પશુ કરતાં પણ ખરાબ રીતે વર્તવામાં આવે એ કેટલું બધું દુઃખપ્રદ છે. બાબુ અંબિકાચરણ મુજુમદારના લેખ પરથી જણાય છે કે, બંગાળના નામશૂદ્રો વગેરે પ્રત્યે ચલાવવામાં આવતું વર્તન ઉચ્ચ વર્ણના લોકોના સ્વાર્થની પરાકાષ્ટા છે. આવોજ સ્વાર્થ સર્વત્ર દ્રષ્ટિગોચર થાય છે. પતિતો પણ મનુષ્ય છે, અને આપણા ભાઈઓ છે. તેઓ પરનો આ પશુઓ કરતાં પણ અધમ અત્યાચાર અટકાવવા માટે અને તેમનો ઉદ્ધાર કરવા માટે સાચા સેવકોની આ દેશને કેટલી મહાન આવશ્યકતા છે, એ સહજ સમજાય તેવું છે. પરમાત્માની કૃપાથી એવા સાચા અને સહ્રદય સેવકો પ્રાપ્ત થાવ, એજ પ્રાર્થના છે.

ગુજરાતી ભાષામાં સ્પર્શાસ્પર્શના વિષયમાં સંપૂર્ણ વિચાર દર્શાવનાર આ પ્રથમજ ગ્રંથ છે. લેખકે જે યોગ્યતાથી આ વિષયને ન્યાય આપ્યો છે, તે જોતાં તેમાં વિશેષ કહેવાનું કંઇ પણ રહેતું નથી. વાચકો તેનું અવલોકન કરી આ મહાન પરોપકારના કાર્યમાં જરા પણ હીત ધરાવતા થશે તો લેખકનો, અને પ્રસિદ્ધ કરનારનો હેતુ સફલ થશે. મરાઠી ભાષામાં બહુજ વિદ્વત્તાપૂર્વક લખાયેલા આ ગ્રંથનું ભાષાંતર કરવાનું કાર્ય પરમાત્માની કૃપાથી પૂર્ણ થઇ શક્યું છે. મરાઠી ભાષા અત્યંત પ્રગલ્ભ દશાએ પહોંચેલી છે. તુકારામ, રામદાસ વગેરે સાધુ સંતોએ પોતાના વિચારો આજ ભાષાદ્વારા વહેવડાવ્યા છે. ગુજરાતી, હિંદી વગેરે ભાષાઓની ઉત્પત્તિ લગભગ ૧૪ મા શતકથી થઇ છે, ત્યારે મરાઠી ભાષા તેથી પણ જુની છે. ૧૩ મા શતકમાં તો એ ભાષામાં જ્ઞાનેશ્વરી સરખો ગ્રંથ રચાયો હતો. આ ભાષાના ઘણા શબ્દો એવા છે કે, જે સંસ્કૃતમાં નથી તેમ પ્રાકૃતમાં પણ નથી. આથી કેટલીક આલભાષા, અનાર્યોની ભાષા અને સંસ્કૃત મળીને એ ભાષા ઉત્પન્ન થયેલી જણાય છે. ડૉ. ભાંડારકર કહે છે કે, સંસ્કૃતની પાલી, પાલીની મહારાષ્ટ્રી અને તેમાંથી અપભ્રંશ થઇ મરાઠી ભાષા થઇ છે. તે ગમે તેમ હોય પરંતુ શબ્દોનો વિચાર કરતાં સંસ્કૃત ભાષા કરતાં મરાઠીમાં શબ્દસંખ્યા વધારે છે. આથી એ ભાષાના ગ્રંથનું ભાષાંતર કરતાં તેનો સંપૂર્ણ પરિચય હોવાની

આવશ્યકતા છે. વળી મારા અપૂર્ણ જ્ઞાનને લીધે આ ભાષાંતર કરતાં ઘણા દોષ રહી જવાનો સંભવ છે, અને એ દોષ માટે હું જ દોષિત છું. આ ગ્રંથ 'આર્ય પ્રકાશ ' ની ભેટ તરીકે આપવાનો હોવાથી તેનું ભાષાંતર તેમજ છપાવવાનું કાર્ય ત્રણ મહિનામાં પૂર્ણ કરવાનું હતું. પરંતુ મારા એક મહિનાના મંદવાડને લીધે તેમ કંઇક પ્રેસની પ્રતિકૂલતાને લીધે ઘણોજ વિલંબ થયો છે, તે માટે હું ક્ષમા યાચું છું.

ગ્રંથ લેખનનું કાર્ય પણ ઘણીજ ત્વરાથી પૂર્ણ કરવું પડયું છે અને તેનાં પ્રુફ એકથી વધારે વખત હું સુધારી શકયો નથી તેથી ઘણી અશુદ્ધિ રહેવાનો સંભવ છે; તથાપિ પ્રેસના સુયોગ્ય અને ઉત્સાહિ મેનેજર રા. વિઠ્ઠલદાસભાઇએ ઘણીજ કાળજીપૂર્વક શ્રમ લઇ સંશોધનના કાર્યમાં સારી સહાય આપી છે, જે માટે હું એમનો આભાર માનું છું. આ કાર્યમાં મારા નાનાભાઇની પણ મને સારી મદદ મળી છે; છેવટનો કેટલોક ભાગ એણેજ સુધાર્યો છે.

આ ગ્રન્થનું ભાષાન્તર કરાવી પ્રસિદ્ધ કરનાર શેઠ રણછોડદાસની ઇચ્છાનુસાર કેટલુંક સંક્ષિપ્તમાં લખવા પ્રયત્ન કર્યો છે, અને તેમ કરતાં લેખકના વિચારો સુરક્ષિત રહે તે માટે યથાશક્તિ સંભાળ રાખી છે. પરંતુ કેટલીક જગાએ મૂળ વિચારોને વધુ સ્પષ્ટ કરવાની આવશ્યકતા જણાતાં તેમ પણ કરવું પડયું છે. આથી ગ્રંથનું કદ લગભગ પ્રથમના જેટલુંજ રહ્યું છે.

જગતમાં સર્વત્ર પ્રેમનો પ્રકાશ થાય અને આર્ય ગૌરવ તેમજ આર્ય જાતિના રક્ષણ અર્થે સમત્વની ભાવના જાગૃત થાય એવી બુદ્ધિ અને શક્તિ સર્વને આપે, એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી વિરમું છું.

નડીઆદ.
તા. ૫-૮-૧૯૧૩. } ફુલચંદ બાપુજી, શાહ.

---

# પ્રસ્તાવના.

અન્ય ધર્મ વચ્ચે અને હિંદુ ધર્મ વચ્ચે જે કંઇ વિશેષ ભેદ છે, તેમાં "સ્પર્શાસ્પર્શ" એ વિષયની મુખ્ય ગણના કરવામાં હરકત નથી. હિંદુધર્મમાં સ્પર્શાસ્પર્શનો જે વિચાર છે તેવોજ તે જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી સમતાભાવ ઉત્પન્ન થવો એ દુર્લભ છે; એટલુંજ નહિ પરંતુ અન્ય ધર્માવલંબિયો સાથે સહાનુભૂતિપૂર્વક વ્યવહાર ચલાવવો એ પણ અશક્ય છે. આ વાત લક્ષમાં રાખતાં, આવા સ્પર્શાસ્પર્શથી કેવા પ્રકારના ચમત્કારો બને છે, તે એકાદ બે ઉદાહરણો આપીને જોઇશું.

૧. "મ્યાનચેસ્ટર ગાર્ડિયન" નામના એક સુપ્રસિદ્ધ પત્રના એક ખાસ રિપોર્ટર (ખબરપત્રી) મી. નેવિન્સન હિંદુસ્થાન સંબંધીની માહિતી મેળવવા માટે હિંદમાં આવ્યા હતા. 'ગુરૂકુલ' જેવી વિલક્ષણ પ્રકારની સંસ્થાની અંતર્બાહ્યસ્થિતિનું અવલોકન કરવા માટે તેઓ આ પ્રવાસ દરમ્યાન કાંગડીના ગુરૂકુલમાં આવી એક બે દિવસ રહ્યા હતા. ગુરૂકુલની આંતરિક સ્થિતિના પ્રત્યક્ષ અવલોકનાર્થે બૂટ કાઢી નાંખી ઉઘાડા પગે તેઓ ગુરૂકુલનાં સર્વ ભુવનોમાં ફર્યા, (કારણ કે ગુરૂકુળમાં ચામડાના જોડા પહેરી ફરવાની મનાઇ છે) અને તે વખતે એમને પાકશાળા તેમજ યજ્ઞશાળા પણ બતાવવામાં આવી. એક યૂરપીયન હોવા છતાં પોતાને આવા પ્રકારની છૂટ મળેલી જોઇ સાનંદાશ્ચર્યયુક્ત થતાં એમણે જણાવ્યું કે "પાકશાળા અને યજ્ઞશાળામાં મ્હારો પ્રવેશ થઇ શકશે એવું મ્હને લાગ્યું નહોતું. શું તમે અન્ય હિંદુઓ પ્રમાણે અન્ય જાતિનો સ્પર્શ દૂષિત માનતા નથી?" આના ઉત્તરમાં ગુરૂકુલના મુખ્યાધિષ્ઠાતાએ જણાવ્યું કે "અમે દુરાચરણી માણસોના સ્પર્શને દૂષિત માનીએ છીએ, જાતિ વિશિષ્ટ સ્પર્શદોષ અમને માન્ય નથી." આર્ય સમાજ અને હિંદુધર્મની આ વિશેષ પ્રકારની હકીકત મી. નેવિન્સનને અહીંથી પ્રાપ્ત થઇ. તે પછી ગુરૂકુલના અધ્યાપકોની સાથે હરિદ્વારનો દેખાવ જોવા જતાં, એક પૂરી-ભજીયાં વેચનારની દુકાન આગળ જઇ, તેમાંની એકાદ વસ્તુને સહજ

આંગળી લગાડી " આ ચીજનો શું ભાવ છે ?" એવું પૂછ્યું. પરંતુ અહીં તો સાહેબ લોકના સ્પર્શથી એ બિચારા પૂરબિયાની દુકાનનું સર્વ ફ્રૂટ વટલાઇ જઇ દૂષિત થઇ ગયું હતું, અને એ મહા અનિષ્ટ થયેલું ધારી તે ક્રોધથી બરાડા પાડવા મંડી પડ્યો હતો ! મી. નેવિન્સન સાહેબને લાગ્યું કે, મ્હારા હાથને કદાચ કંઇક ડાઘ લાગેલો હશે અને તેથી આ દુકાનદારનો માલ બગડ્યો હશે, આથી પોતાના હાથપ્રતિ દૃષ્ટિ નાંખતાં તે સ્વચ્છ જોઇ જણાવ્યું કે " જુઓ ભાઇ મ્હારો હાથ તો સ્વચ્છ છે; " પરંતુ એ બિચારાને ખબર નહોતી કે, આ દુકાનદારને તો સ્વચ્છતા કે અસ્વચ્છતાની કશીએ પંચાત નહોતી, પરંતુ કલ્પિત ' આભડછીટ ' માટેજ તેનો ક્રોધ હતો ! અંતે સાથેના માણસોએ એને સારી રીતે સમજાવીને દ્રવ્યની આર્દ્રતાથી એના મનનું સમાધાન કર્યું. નેવિન્સન સાહેબે આ સ્પર્શાસ્પર્શની ભાવનાના રહસ્યનું જ્ઞાન મેળવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પણ એના સંબંધી જેજે પ્રમાણો પ્રાપ્ત થયાં તેને યુક્તિની કસોટીમાં મૂકીને તપાસવા છતાં પણ, છેવટ સુધી એમને આ સ્પર્શાસ્પર્શની નિશ્ચયાત્મકકલ્પના પ્રાપ્ત થઇ નહિ.

૨. ચીનમાં બૉક્સર યુદ્ધ થયું તે વખતે કેટલાક હિંદુવીરોને ત્યાં લઇ જવામાં આવ્યા હતા. સુદૈવને લીધે તેમજ હિંદુવીરોના અંગના નૈસર્ગિક શૌર્યના પ્રતાપે અન્ય સર્વદેશના સૈનિકો કરતાં હિંદુવીરોએ રાજધાનીના દુર્ગમાં પ્રથમ પ્રવેશ કર્યો, અને સર્વ રાષ્ટ્રોના સંયુક્ત સૈન્યમાં પોતાની વીરતાની છાપ બેસાડી. આથી અન્યદેશોના સૈનિકો અને તેમાં પણ વિશેષતઃ જાપાની વીરો, વિજયી હિંદુવીરોનું સન્માન સારીરીતે કરવા લાગ્યા ! એક દિવસ એક હિંદુસૈનિક પોતાના ચોકામાં બેસીને પોતાની રોટલી શેકતો હતો, એવામાં એક જાપાની સૈનિકે આવીને એ હિંદુવીરને સલામ કરી, અને તરતજ ચોકાની અંદરના ચૂલા આગળ પોતાની સિગારેટ મૂકી. આ ભ્રષ્ટાચાર થયેલો જોઇ તે હિંદુવીરથી સહન થઇ શક્યું નહિ ! અને એકદમ ક્રોધમાં આવી જઇ, પોતાને સલામ કરી માન આપનાર જાપાનીવીરને અસંખ્ય ગાળો ભાંડવા માંડી ! નાના પ્રકારે એની નિર્ભર્ત્સના કરી, અને ચોકાની અંદરની ચૂલને ફાડી નાંખી, તૈયાર કરેલી સર્વ રોટલીઓ ફેંકી દીધી ! ! ! એકમેકની ભાષા એક બીજાના સમજવામાં આવતી નહોતી, પણ અંગચેષ્ટાઓ પરથી મનના ભાવ સારી રીતે સમજ-

વામાં આવતા. જાપાની વીરતો આ શું બન્યું અને આમ ભૂત ક્યાંથી આવી વળગ્યું, એ સમજ્યો નહિ. એણે પોતાની ભાષામાં ઘણાએ પ્રકારના ખુલાસા કરવાના પ્રયત્ન કર્યા, પણ બગડેલી બાજી નજ સુધરી.

૩. પુનઃ એક સમય જાપાની અને હિંદી સૈન્ય એક સ્થળે છાવણી નાખી પડ્યાં હતાં તે વખતે એક હિંદુ સૈનિક પોતાની બનાવેલી 'દાળ-રોટી' ચોકામાં મૂકીને હાથ ધોવા માટે તે ચોકાની બહાર આવ્યો હતો. એટલામાં એક જાપાનીવીરે આવી બે રોટલીઓ ધીમેથી ઉપાડી લઈ, એની કીંમતના બદલામાં એક ડૉલર (રૂપીઓ) મૂક્યો. આ જોતાંજ હિંદીસૈનિકના પગની આગ મસ્તકે ચઢી ગઇ, અને તેણે ગાળોનો અગ્નિ વર્ષાવવા માંડ્યો! જાપાની વીરને લાગ્યું કે, એક ડૉલર આપીને મ્હેં ફક્ત બેજ રોટલી લીધેલી હોવાથી આ ઉદાત્ત સ્વભાવના હિંદુભાઇને કદાચ ખોટું લાગ્યું હશે, આમ સમજીને એણે પુનઃ બીજી બે રોટલી ઉપાડી! આ જોઇને તો હિંદી સૈનિક વધારે ખળભળ્યો. આથી નિખાલસ મનના એ જાપાની વીરે એક બીજો ડૉલર ત્યાં મૂક્યો, અને પોતાને ભૂખ લાગવાથી મ્હેં ચાર રોટલી લીધી છે, એવું શાંતપણે કહેવા લાગ્યો, પરંતુ પોતે સર્વ સ્વયંપાક ભ્રષ્ટ કરી નાખ્યો છે, એવું તો એને ભાન પણ નહોતું. અંતે એ જાપાની વીરને લાગ્યું કે, હિંદુઓ સ્વભાવતઃ વિશેષ આદરાતિથ્ય કરનારા હોવાથી રોટલીના બદલામાં પૈસા લેવા એ ઠીક ન લાગવાથી આ વીર રોષે ભરાયો હશે; આમ સમજીને એણે આપેલો ડાલર પાછો પોતાના ખીસ્સામાં મૂક્યો; આમ છતાં પણ તેનો ક્રોધ શાંત ન પડ્યો. છેવટે સર્વ રોટલી એ જાપાનીઝને આપી દઇ એણે બીજો સ્વયંપાક કરવાની તૈયારી કરી!

આથી વિશેષ પ્રકારની વાતો વાંચવી હોય તેણે ચીનમાં 'તેરા માસ' એ નામનું પુસ્તક જોવું. આવી રીતે વિદેશીયોની સાથે સંઘટ્ટન થવું એ હિંદુઓનાજ સ્પર્શાસ્પર્શના રિવાજને લીધે અશક્ય છે. વધારે ઉચ્ચ ગણાતા માણસોને, સ્વયંપાક અને એવા પ્રકારની અન્ય ક્ષુલ્લક વસ્તુઓ જાતે કરવાની હોવાથી એથી વિશેષ ઉપયોગી અન્ય કાર્યોમાં મનને રોકવાની નવરાશ રહેતી નથી; અને કદાચ થોડો અવકાશ મળતો હોય તોપણ, આવા ક્ષુલ્લક રીતરિવાજોમાં મસ્ત રહેવાથી જે માનસિક શ્રમ પડે છે તેથી, જોઇએ

એવું અકાપ્રચિત્ત થતું નથી. આ કારણને લીધે હિંદી રાષ્ટ્રની ભૌતિક ઉન્નતિ થવામાં ઘણાં વિઘ્નો આવી નડે છે. અરે, હિંદુસમાજની અંદરજ એકજ્ઞાતિનો અન્યજાતિ સાથે જોઇએ તેવો સદ્ભાવ નથી. આ વાત શ્રી. સિંહ એ પોતાના ' બહિષ્કૃત ભારત ' નામના પુસ્તકમાં ઉદ્ધૃત કરેલી એક વાતપરથી સારી રીતે લક્ષમાં આવશે. એ વાત આ પ્રમાણે છેઃ—

૪. મેંગલોરની બ્રહ્મસમાજના મંત્રિએ પંચમ જાતિના કુમારો માટે એક શાળા કાઢેલી છે. આ શાળામાં શીખી તૈયાર થયેલા વિદ્યાર્થીઓને કોઇ પણ સ્થળે સારી નોકરી અપાવવા માટે એ ગૃહસ્થ ઘણો પ્રયત્ન કરતો. એમના આવેલા એક ખાનગી પત્રમાં નીચેની હકીકત છેઃ—

" મ્હેં ઘણીએ મહેનત કરી છતાં, એક પણ વિદ્યાર્થીને નોકરી મળી શકી નહિ ! છેવટે એક ભલા યુરપિયન ડિસ્ટ્રિક્ટ જજ્જે જે ચપરાસીની જગા ખાલી પડે તે, પંચમ ઉમેદવારને આપવી એવો ઠરાવ કર્યો. જગા ખાલી પડતાં એક પંચમે અરજ કરી. આમ થતાંજ એ ખાતાના આશરે સૌ સિપાઇઓએ એકત્ર થઇ, જજ્જ સાહેબના બંગલે જઇ ધામા નાંખ્યા, અને ગરિબ પરવરે પંચમોને નોકરી આપી અમારા પેટ પર પગ ન મૂકવો, એવી માગણી એવા તો કરૂણાજનક આગ્રહથી કરી કે, છેવટે સાહેબને તે માન્ય કરવીજ પડી ! "

વાચક ! આ વિષયમાં જે અન્યાય થયો તે, સ્વદેશી કે વિદેશી એનો નિર્ણય તમેજ કરજો ! મૂળમાં અન્યાયજ થયો નથી એવો નિર્ણય કરનાર વાચક બંધુઓ મળી આવે તો તે લેખકનાંજ નશીબ સમઝવાં ! ! ! આવાં આવાં તો સેંકડો ઉદાહરણ મળી આવશે. આ સર્વનું તાત્પર્ય એટલુંજ કે, આ સ્પર્શાસ્પર્શની ભાંજગડને લીધે હિંદુઓ, સ્વદેશીઓ કિંવા વિદેશીયો સાથે એક થઇ કાર્ય કરવા માટે અયોગ્ય થઇ ગયા છે. જે સમાજમાં સ્વદેશબંધુઓ પ્રત્યેજ સહાનુભૂતિ નથી, પોતાના એક ચતુર્થાંશ સ્વદેશ બંધુઓ પર વર્તાઇ રહેલા ધાર્મિક અત્યાચારનું જ્ઞાન પણ જે અંતઃકરણોમાં નથી, તેઓમાં એજ જ્ઞાનને લીધે ઉત્પન્ન થનાર અનેક રાષ્ટ્રીય સદ્ગુણોનો પ્રકાશ ન હોય તો તેમાં જરા પણ આશ્ચર્ય નથી.

હિંદુસમાજને એકત્ર થઇ કાર્ય કરવા માટે નાલાયક ઠરાવનાર આ સ્પર્શાસ્પર્શ, ક્યારથી ઉત્પન્ન થયો એ જાણવા માટે મ્હેં હિંદુ ધર્મનાં

પુસ્તકો વાચવાનો પ્રારંભ કર્યો. એ પરથી એવું જણાયું કે, મૂળના વૈદિક ધર્મમાં સ્પર્શાસ્પર્શની ભાવના નથી. આ ભાવનાનો પ્રારંભ પૌરાણિક ગ્રંથોમાં થયેલો જણાય છે. આમ છતાં પણ ઘણાં પુરાણોમાં પ્રાચીન સ્થિતિનું ચિત્ર પ્રામાણિકપણે દોરેલું જણાય છે. એમાં આવી વિડમ્બનાને સ્થાન નથી મળ્યું. મ્હૈસૂરના શ્રીયુત્ માધવશાસ્ત્રી જેવા જુના વિચારના વિદ્વાનનો પણ આવોજ અભિપ્રાય છે, એવું એમણે વડોદરામાં પ્રસિધ્ધ કરેલા અભિપ્રાયથી જણાય છે. વડોદરા નરેશે, પોતાની નૈસર્ગિક ગુણગ્રાહકતાને અનુસરી, શ્રીયુત માધવશાસ્ત્રીને વડોદરે બોલાવી સન્માન કર્યું હતું. આ પ્રસંગે એ શાસ્ત્રીજીએ જે મત પ્રતિપાદન કર્યો હતો, તે "ઇંદુ પ્રકાશ" (તા. ૮–૧૨–૦૯) માં પ્રસિધ્ધ થયો છે. એમાંની મુખ્ય વાત આ છેઃ—

"As a result of his thoughtful enquiry into our Shastras *he has come to the conclusion, that much of what* is current, among our customs, under the name and sanction of Shastras, is mischievously incorrect.

From our Shastras only but principally Vedas he establishes that men and women, rich and poor, Brahman and Shudra-all have equal rights to advance and develope themselves morally, *physically* mentally and spiritually. The present exclusive systems of castes with their insurmountable and rigid barriers are worthy of our present *degenerate days only. No trace of them is found in* Shrutees,..............To state in definite terms, he maintains the following proposition:—We are all of one and the same caste, viz, Brahman. We see the present innumerable castes, because we gradually lost sight of the noble Vedic ideal, and hence we divided ourselves into these sections, though we were but one originally...............In the begining differences were not so much felt as to exclude one individual eternally from rising higher. Later on our selfishness and narrow-mindedness developed the Shudras and Ati-Shudras. Even then the wholy and *righteous*

Brahmins could eat food cooked by Shudras; nay could even use that food in so holy a function as Vaishwadev. In fact, cooking and kindrad menial works were relagated to the Shudras.

But still later on, when Shudras were not allowed to do these things, their business fell upon women. Consequently, the Shudra business made our women–mothers, sisters, and wives–Shudras, as we now see them to day, and strongly enough *justify* their lot."

આવા પ્રકારના શાસ્ત્રી મહારાજે પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોજ મ્હને પ્રાચીન ગ્રંથોમાં જણાઇ આવ્યા અને તેનો ઉપયોગ કરી વર્તમાન પરિસ્થિતિમાં કેવા પ્રકારનો ફેરશર કરવો આવશ્યક છે, એ વાત તરફ મ્હારૂં લક્ષ ગયું. આથી પુનામાં પ્રસિદ્ધ થતા 'જ્ઞાન પ્રકાશ' એ નામના પત્રમાં આ વિષય પર એક નિબંધ લખી પ્રસિદ્ધ કર્યો. આ નિબંધ પ્રસિદ્ધ થવાથી એજ વિષયપર બીજો એક વિસ્તૃત નિબંધ પ્રમાણ સાથે લેખક પાસે લખાવી તૈયાર કરાવવાની શ્રીમંત મહારાજા ગાયકવાડની આજ્ઞા થઇ. આ પરથી વડોદરા સંસ્થાનના વિદ્યાધિકારીએ એ વિષય પર પુસ્તક લખવાની મ્હને સૂચના કરી. આ અનુરોધથી જુદા જુદા ગ્રંથોમાંથી ઉપયોગી હકીકત એકત્ર કરીને આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. આવાજ પ્રકારના આધાર બીજા અનેક પુરાણાદિ ગ્રંથોમાં છે, પણ સમાન અર્થના આધાર અનેક સ્થળેથી લેવાથી કંઇ વિશેષ કાર્યસિદ્ધિ થતી ન હોવાથી તે લીધા નથી.

'સ્પર્શાસ્પર્શ'નો વિચાર કરતી વખતે એની સાથે સંબધ્ધ થયલો જાતિભેદનો વિચાર કરવો જોઇએ. (૧) એકેશ્વરોપાસના, (૨) વિશ્વબંધુત્વ, (૩) દીન દયાળુતા, (૪) જાતિભેદ અને (૫) સ્વધર્મ પ્રસારેચ્છા, એટલી દ્રષ્ટિથી આ સ્પર્શાસ્પર્શનો વિચાર કરવો જોઇએ, એ ખાસ કહેવાની જરૂર નથી. એકેશ્વરોપાસનાનો સ્વીકાર કરતાં મનુષ્ય માત્ર પ્રત્યે બંધુત્વની ભાવના સ્વીકાર્ય થાય છે, એવી વિશ્વબંધુત્વની માન્યતાને લીધે દીનો પર દયા કરવી એ આપણું કર્તવ્ય છે એમ લાગે છે. આ કર્તવ્યની જાગૃતિ થતાં એટલે બંધુત્વની ભાવના આગળ જાતિના ઉચ્ચ નીચ ભેદને અવકાશ મળતો નથી અને સ્વધર્મનો પ્રસાર થવો જોઇએ એવી ઇચ્છા થતાં, અન્ય ધર્માવલં-

બિયોને આપણી સાથે મેળવવાની છુટ હોવી જોઇએ; અર્થાત્ સ્પર્શાસ્પર્શનો અંશ રહેતો નથી. કદાપિ રહે તો સમાધાનની શક્તિથી તે વધુ તીવ્ર થતો નથી. આમ વસ્તુસ્થિતિ હોવાથી આ પાંચ પ્રકારની દૃષ્ટિથી આ ગ્રંથમાં આ વિષયપર વિચાર કર્યો છે. કયા ધર્મમાં આમાંની કેટલી ભાવના કેટલા અંશમાં છે એનો વિચાર કરી તે તે ધર્મમાં સ્પર્શાસ્પર્શ મૂળથી હતો કે નહિ તે નિર્ણીત કરવામાં આવ્યું છે.

હિંદુધર્મમાં સ્વધર્મ પ્રસારની ઇચ્છા જ્યારથી બંધ પડી ત્યારથી સ્પર્શાસ્પર્શની પંચાયત કરવાનું કારણ રહ્યું નહિ. હિંદુધર્મમાં એકેશ્વરોપાસના, વિશ્વબંધુત્વ અને દયાળુતા એ ધર્મનાં ત્રણ અંગ શબ્દસૃષ્ટિમાં છે. આ વિચારને લઇને અનેક દેવતોપાસના, જાતિભેદ અને વૈયક્તિક છે. ધર્મ-કલ્પના, એનું અસાધારણ બલ સ્થિર થવાથી એ ઉજ્વળ કલ્પનાનો પ્રકાશ નષ્ટપ્રાય થઇ ગયો છે. હિંદુધર્મમાં પ્રતિપાદન કરેલો એકેશ્વરવાદ સર્વને ગ્નાત હોવાથી એનો વિશેષ ઉલ્લેખ આ પુસ્તકમાં કર્યો નથી; પરંતુ વિશ્વબંધુત્વનું સાધન ગુણકર્માનુસાર માનવા અર્થે જે ચાતુર્વર્ણ્ય ઉપજી આવી છે, તેનો માત્ર વિસ્તારથી આ ગ્રંથમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ગુણ-કર્મથી ચારે વર્ણો માનવાની પધ્ધતિ શરૂ થઇ, એટલે જાતિવિશિષ્ટ બહિષ્કાર અને સ્પર્શાસ્પર્શ રહીજ શકતો નથી. પૂર્વે ગુણકર્માનુસાર ચાતુર્વર્ણ્ય હતી એની સાક્ષિ પ્રત્યેક પુરાણ આપે છે. આજ પધ્ધતિ પુનઃ શરૂ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ. સ્પર્શાસ્પર્શની ભાવનાને મૂળમાંથી નાશ કરનાર ગુણ-કર્મથી સિદ્ધ થતી ચાતુર્વર્ણ્ય માનવાની વૈદિક પદ્ધતિ પુનઃ શરૂ થવી જોઇએ.

શૂદ્રમાંની કેટલીક જાતિને હાલમાં અસ્પૃશ્ય અને કેટલીકને અર્ધ-સ્પૃશ્ય માનવામાં આવે છે, પણ પૂર્વકાલમાં તેમની પાસે અન્ન પકાવવામાં આવતું, તદ્ ઉપરાંત જે અન્ય કાર્યો લેવામાં આવતાં તે કહેવાની જરૂર નથી. આ પ્રાચીન વ્યવહાર સારી રીતે ધ્યાનમાં આવે એ માટે એનો વિસ્તારથી સ્વતંત્ર ભાગમાં વિચાર કરવામાં આવ્યો છે.

જગત્માં વર્તમાનમાં પ્રચલિત એવા મુખ્ય ધર્મોનો અને કેટલાક હિંદુસ્થાનના ધર્મ-મતપંથ સંપ્રદાયનો વિચાર પૂર્વોક્ત પાંચ બાજુથી કરવામાં આવ્યો છે. એ પરથી તે તે ધર્મ સ્પર્શાસ્પર્શના વિષયમાં કેવા સાધક કિંવા બાધક છે, એનો સહજ નિશ્ચય થાય છે, તાત્પર્ય કે, જેટલી વિવિધ

દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર થવો આવશ્યક છે, તે સર્વ પ્રકારથી શક્ય એટલો આ પુસ્તકમાં વિચાર કરવામાં આવ્યો છે.

જે પુસ્તકમાંથી વચનો અને પ્રમાણો ઉદ્ધૃત કરવામાં આવ્યાં છે, તે પુસ્તકોની સમગ્ર યાદી આ ગ્રંથ સાથે આપવામાં આવી છે.* પુરાણાદિ ગ્રંથોમાં પરસ્પર વિરોધ નથી એમ અમારૂં કહેવું નથી. પણ પ્રાચીન કાલના રીતરિવાજ અને અર્વાચીનકાલના રીત રિવાજ એવો જ્યારે તેનો ભેદ પાડવામાં આવે ત્યારે પરસ્પર વિરોધી વચનોનું સારૂં વર્ગીકરણ થશે. ઉદાહરણાર્થ " પૂર્વે એકજ વર્ણ હતી. ", એવું ભાગવતમાં તેમજ ભારતમાં લખેલું છે, " પછી વર્ણવાર અને જાતિવાર વિભાગ થયા " એમ કહેલું છે. આવા પ્રસંગે ( ૧ ) અત્યંત પ્રાચીનકાલમાંની એક વર્ણની કલ્પના, ( ૨ ) મધ્યકાલની ગુણકર્મ સિદ્ધ ચાર વર્ણ અને ( ૩ ) અર્વાચીનકાલની જન્મસિદ્ધ અનંત જાતિ, આવા વર્ગ પાડીએ તો તે અયોગ્ય કહેવાશે નહિ. ઘણા આધાર વડે આ નિરીક્ષણ કરીનેજ આ પુસ્તકનો વિષય આલેખવામાં આવ્યો છે, આથી મ્હને આશા છે કે, પ્રાચીનકાલની ચાર વર્ણોનો પરસ્પર કેવો સદ્‌ભાવયુક્ત વ્યવહાર હતો એ પુસ્તક વાચતાં વાચકોના લક્ષમાં આવશે, અને તે પછી આપણા શિથિલ સમાજના જીર્ણોદ્ધાર માટે કયા માર્ગે કાર્ય કરવું જોઇએ એની પણ સ્પષ્ટ કલ્પના પ્રાપ્ત થશે.

આવા પ્રાચીન સુદૃઢ પાયા પર કાર્યારંભ થઇ પુનઃ હિંદુ સમાજમાં પ્રેમ અને સહાનુભૂતિનો સાર્વત્રિક વ્યવહાર પ્રચલીત થાય, વિશ્વબંધુત્વની ઉદાત્ત ભાવના વ્યવહારમાં ઉતરે અને ગુણકર્મથી વર્ણવ્યવસ્થા ચાલુ થઇ સર્વસાધારણ માટે ઉન્નતિનો માર્ગ નિષ્કંટકરીતે ખુલ્લો થાય; આવું મનોરમ્ય થાય એટલે મ્હારા આ અલ્પ શ્રમનું સાર્થક થયું એમ હું સમજીશ. ધર્મ બંધુઓની સહાનુભૂતિથી આ પૂનિત દિવસ શીઘ્ર ઉગો, એટલીજ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

લેખક.

---

* ગુજરાતી આવૃતિમાં એ યાદી છાપી નથી; કારણ કે પ્રમાણો સાથેજ પુસ્તકનાં નામ આપેલાં છે. ભા. ક.

# પ્રકાશકનું નિવેદન.

દેશની શારીરિક, માનસિક તેમજ સામાજીક અને ખાસ કરી આર્થિક હાલતમાં યોગ્ય કાળે થવી જોઈતી પ્રગતિ અને વૃદ્ધિમાં–આડે આવનાર–એક મહાન્ અડચણ રૂપ–કોઈ પણ મૂખ્ય પ્રતિકાર હોય તો તે આપણા દેશવાસીઓના સ્પર્શાસ્પર્શ અથવા છૂત–છાત કે આભડછેટ સંબંધીના અયોગ્ય અને અવિચારી વિચારોને આભારી છે. યોગ્ય વિચાર વિના યોગ્ય આચાર કદી બની શકેજ નહિ. આટલા વાસ્તે યોગ્ય આચાર કે વ્યવહારના પ્રચારાર્થે સૌથી પ્રથમ આવશ્યકતા યોગ્ય વિચારોના પ્રચારની છે, સ્પર્શાસ્પર્શ અથવા છૂત છાત સંબંધી આ દેશના સમગ્ર યોગ્ય અને અયોગ્ય ભાવોને શાસ્ત્રીય રીતે તેમજ યુક્તિપૂર્વક સમગ્રરૂપે સમજાવનાર આ "સ્પર્શાસ્પર્શ" નામનો મરાઠી ગ્રંથ મારા વાંચવામાં આવ્યો. દેશ કાળ અને વસ્તુસ્થિતિ જોતાં ગુજરાતી ભાષામાં આવા મહત્વપૂર્ણ ગ્રંથનું ભાષાન્તર થાય તો ગુજરાતી ભાષા જાણનારાઓને પણ આ સ્પર્શાસ્પર્શ સંબંધી વિચારોમાં જરૂર જેટલો યોગ્ય સુધારો કરવા સહાય મળે, અને આખરે વિશેષ નહિ તોપણ સમગ્ર આર્યાવર્તની આર્યપ્રજા એક અવાજે—

પરમેશ્વરની આ પ્રજા સઘળો છે સંસાર<br>
એક કુટુંબી આપણે એક પિતા પરિવાર,<br>
કાળાં ધોળાં કોઈ છે ગુણ હીના ગુણવાન<br>
કહો ન હલકા કોઇને સઘળા એક સમાન.

એ કવિ દલપતરામના મહાન્ દોહરાનું રહસ્ય સમજી સર્વત્ર સમભાવ અને ઐક્યતા વૃદ્ધિ પામી સર્વ મનુષ્ય માત્ર દેશોદ્ધારના મહાન્ કાર્યમાં એકત્ર થવામાં સહાયભૂત થાય અને દરેક વ્યક્તિ બીજાની સાથે મિત્ર અને સ્નેહિ પ્રમાણેજ વર્તી બીજાઓનેવર્તાવતાં શિખશે એવી શુભ ઇચ્છાથી આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર પ્રકટ કરવાનો–મારો વિચાર–આજે પૂર્ણ થયો છે. દેશોન્નતિના મહત્વપૂર્ણ કાર્યમાં મારા આ કાર્યથી યત્કિંચિત્ પણ સહાયભૂત થવાનું બન્યું છે, એમ વિદ્વાનોની સમજમાં આવશે તો હું મારા પ્રયત્નને સફળ થયો માનીશ.

મુળ ગ્રંથના લેખક મી. સાતવડેકરનો, ભાષાન્તર કરવા માટે પરવાનગી આપવા માટે આ સ્થળે આભાર માનવાની જરૂર જોઉં છું.

રણછોડદાસ ભવાન ( આટાવાળા )

મુંબઇ તા. ૩–૧૦–૧૮.

# અનુક્રમણિકા.

ભાગ ૧ લો–વિષયોપન્યાસ. પૃષ્ટ ૧–૧૨.

( ૧ ) ઇશ પ્રાર્થના, ( ૨ ) સ્પર્શાસ્પર્શ, જાતિનો ઉચ્ચ નીચ ભાવ, ( ૩ ) હિંદુધર્મ શિવાય અન્ય ધર્મોમાં તેનો અભાવ, ( ૪ ) પ્રાંત પરત્વે સ્પર્શાસ્પર્શનો ભેદ, ( ૫ ) "शास्त्राद्रुढिर्बलीयसी," સ્પર્શાસ્પર્શની વ્યાખ્યા અને તેના ભેદ, ( ૬ ) સ્પર્શાસ્પર્શના આઠ ભેદ સંબંધી વિવેચન–જન્મ, પરિસ્થિતિ, શુદ્ધિ, સંસ્કાર, રૂઢિ, દેશાચાર, વૃષ્ણીની સમજુતી, ગ્રંથપ્રમાણ્ય, ( ૭ ) ધાર્મિક ગુલામગિરી, સુશિક્ષિત વર્ગ, મધ્યમ વર્ગ, અશિક્ષિત વર્ગ, અસ્પૃશ્ય વર્ગ, જંગલી લોક, અસ્પૃશ્ય જાતિપર સામાજીક બહિષ્કાર, ( ૮ ) ૭ કરોડ મનુષ્યોના નૈસર્ગિક હક્કનો પ્રશ્ન, ગીતાએ ઉપદેશેલું સમત્વ, અસ્પૃશ્યતનું દુષ્ટ પરિણામ.

ભાગ ૨ જો–ઉત્પત્તિ, સ્વરૂપ અને સ્થિત્યંતર. પૃષ્ટ ૧૩–૨૫.

( ૧ ) ભાગવત પ્રતિપાદિત એકવર્ણની કલ્પના, ભેદનાં કારણ, મહાભારતમાં એકવર્ણની કલ્પના, ગુણકર્મથી ચાતુર્વર્ણ્ય, ( ૨ ) "ચાતુર્વર્ણ્ય" શબ્દની વ્યુત્પતિ, આનવી સમાજના ચાર વિભાગ, ( ૩ ) બહિષ્કારનાં કારણ, ( ૪ ) ધર્મક્રાંતિના પાંચ યુગ, વેદનાં વચનઃ—પક્ષપાત રહિત એકતાનો ઉપદેશ. રાષ્ટ્રિય રચના ચાર ઘોડા, રાષ્ટ્રચક્ર, સમાન ઉપાસના, ( ૫ ) જાતિથી નહિ પણ ધર્મથી બ્રાહ્મણ થવાય છે, જ્ઞાનથી ઉન્નતિ, ( ૬ ) યોગના યમ નિયમ, માંસભક્ષકોનો બહિષ્કાર, શુદ્ધિનું પરિણામ, બહિષ્કારનો આરંભ બ્રાહ્મણોથી, ભક્ષ્ય અને અભક્ષ્ય, ( ૭ ) ક્ષત્રિયોએ શરૂ કરેલો બહિષ્કાર, અન્યાય ભરેલા કાયદા, ( ૮ ) વૈશ્યોએ કરેલો બહિષ્કાર, ( ૯ ) ત્રૈવર્ણિકોનો સંયુક્ત બહિષ્કાર, હીનમનોવૃત્તિનો પ્રસાર, વિજ્ઞાનયુગનો પ્રારંભ, ઉદાર મતનો ઉદ્ભવ.

ભાગ ૩ જો–વિષમતાની વૃદ્ધિનાં કારણ. પૃષ્ટ ૨૬–૩૫.

( ૧ ) ઉચ્ચનીચ ભેદ–અન્યાને અવનત કરવા જતાં પોતાનીજ અવ-

નતિ, (૨) એકજ બ્રાહ્મણમાંથી ચાર વર્ણ, સંકીર્ણ વર્ગની ઉત્પત્તિ, ચાંડાલ અને અંત્યજોનો શૂદ્રમાં સમાવેશ, (૩) પેટાજાતિ અને તેના ભેદ, શાકાહાર અને માંસાહાર, ધર્મપંથ, ચોકા, સ્વયંપાક, રાષ્ટ્રિયત્વનો અભાવ, વિશ્વબંધુત્વની કલ્પનાનો આચરણમાં અભાવ, (૪) હિંદુઓના વિચારોની મુસલમાનો અને ખ્રિસ્તી ધર્મપર અસર, જાતિવિશિષ્ટ ખ્રિસ્તી, રાજધર્મમાં પવિત્રપણું.

ભાગ ૪ થો—વેદમંત્રમાંથી ઉપદેશ. પૃષ્ટ ૩૬–૪૬.

(૧) ઐક્ય, સંગતિ, સંવાદ અને સંસ્કાર, સમાનસભા, (૨) પંચજન,—જનતાની ઉન્નતિનું ધ્યેય, (૩) પંચાયત પદ્ધતિ, દુષ્ટોનો બહિષ્કાર, શ્રુતિ–સ્મૃતિનો વિરોધ, (૪) દુરાચરણી લોકનો તિરસ્કાર, (૫) શૂદ્રોમાં તેજની વૃદ્ધિ કરવી, સાર્વત્રિક વિદ્યાદાન, પક્ષપાતનો અભાવ.

ભાગ ૫ મો—વૈદિકકાલમાં વ્યાપાર–ઉદ્યોગ. પૃષ્ટ ૪૭–૫૦.

(૧) વેદમાં ધંધાવાળાઓનાં નામ, અસ્પૃશ્યત્વની કલ્પનાનો વેદમાં અભાવ.

ભાગ ૬ ઠ્ઠો—શૂદ્ર કોણ? પૃષ્ટ ૫૧–૬૫.

(૧) ચારે વર્ણોનું અસ્તિત્વ, વિરાટ પુરૂષના ચાર અવયવ અને તેનું નિત્યત્વ, પરશુરામે કરેલી નિઃક્ષત્રિય પૃથ્વી. (૨) શૂદ્ર શબ્દની વ્યાખ્યા, શૂદ્રનાં કર્મ, દ્વિજ શૂદ્ર થાય છે, (૩) શૂદ્રોના સ્વતંત્ર ધંધા, (૪) દ્વિજને ત્યાં શૂદ્રે અન્ન રાંધવું, શૂદ્રે કરવાનો પાકયજ્ઞ, (૫) શૂદ્રત્વનાં કારણ, (૬) સચ્છૂદ્ર કેવી રીતે થવાય, સચ્છૂદ્રનું ઉપનયન અને દ્વિજત્વ, (૭) બ્રાહ્મણ અને આચાર્યનો અર્થ અને અનર્થ, સદાચારથી ઉન્નતિ, (૮) શૂદ્રનાં વિશિષ્ટ લક્ષણ–પ્રકાર.

ભાગ ૭ મો—ગુણકર્મથી વર્ણવ્યવસ્થા. પૃષ્ટ ૬૫–૯૭.

(૧) અસંખ્ય જાતિભેદ, મનુષ્યસમાજના વિભાગ (૨) જાતિભેદનું કૃત્રિમપણું, જાતિ જન્મસિદ્ધ નથી (૩) સદાચારથી બ્રાહ્મણ થવાય છે, આચારનું પ્રાધાન્ય, અનાર્યના આર્ય, મહાભારતમાંથી સંવાદ,

વર્ણસંકરની ગુણકર્મથી વર્ણ જાણવી, ભરદ્વાજ–ભૃગુ સંવાદ, ( ૪ ) ઉત્કર્ષ અને અપકર્ષ, સંસ્કાર, શૂદ્રીપુત્ર બ્રાહ્મણ, બ્રાહ્મણના ક્ષત્રિય, મૂળનાં ચાર ગોત્ર, અન્ય ગોત્ર કર્મથી ઉચ્ચ થયાં, ( ૫ ) એક કુલમાંથી સર્વ વર્ણ ઉત્પન્ન થાય છે, ક્ષત્રિય કુલમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય કુલમાં મ્લેચ્છ અને નિષાદ, બ્રાહ્મણ કુલમાં શૂદ્ર, ગોત્રથી દ્વિજ શૂદ્ર થાય છે, ( ૬ ) નીચના ઉચ્ચ, બે પ્રકાર, અનુલોમ વિવાહ અને તેમાં દોષ, ગુણકર્મની પદ્ધતિ શ્રેષ્ટ.

ભાગ ૮ મો–શૂદ્રોમાં અસ્પૃશ્યત્વ. પૃષ્ટ ૯૮–૧૩૯.

( ૧ ) ચાર વર્ણ એ એક જાતિના અવયવ; વેદાજ્ઞાથી બહિષ્કાર–ગોહિંસક વગેરે, વેદની સાત મર્યાદા, પતિત થવાનાં કારણ, ( ૨ ) વૈદિક કાલમાં શૂદ્રનો દરજ્જો, કારીગર–શૂદ્ર–નમસ્કારને પાત્ર છે, ( ૩ ) શૂદ્રોની એક જાતિ, તેનાં કામ નોકરી વગેરે, ભોજ્યાન્ન શૂદ્ર, શૂદ્ર પાસેથી કેવું અન્ન લેવું, શૂદ્રને ત્યાંથી આપત્કાલે અન્ન લેવું, પ્રાયશ્ચિત, કાલ્પનિક અને ક્ષણિક સ્પર્શાસ્પર્શ, ( ૫ ) બ્રાહ્મણનો ચારે વર્ણની સ્ત્રીઓ સાથે વિવાહ, ગૃહકાર્યમાં તેમનો અધિકાર, બ્રાહ્મણપુત્રનો ક્ષત્રિય કન્યા સાથે પ્રથમ વિવાહ, ( ૬ ) ગુરુકુલ પદ્ધતિ–ચારે વર્ણના શિષ્ય, શૂદ્રનું ઉપનયન, દાસીપુત્ર મહિદાસ, દાસીપુત્ર કવષ ઐલૂષ, સત્યકામ જાબાલ, ઋષિનું મૂળ કેમ ન શોધવું ? ( ૭ ) સહભોજન, શૂદ્રનું આદરાતિથ્ય, ( ૮ ) કોનું અન્ન ખાવું ? આપસ્તંબ ધર્મસૂત્રકારની દ્વિજોને ત્યાં શૂદ્રે અન્ન રાંધવાની આજ્ઞા, ( ૯ ) શૂદ્રે આણેલું અન્ન ખાવું. (૧૦) શૂદ્રાન્ન ભક્ષણ નિષેધનો ભાવાર્થ, (૧૧) પતિત થવાનાં અગીઆર કારણો, અનાર્યના આર્ય કેવી રીતે થતા ? દસ્યુ, દાસ, શૂદ્ર, સચ્છૂદ્ર અને દ્વિજ.

ભાગ ૯ મો–પ્રચલિત અનેક ધર્મોની દષ્ટિથી સ્પર્શાસ્પર્શ વિચાર. પૃષ્ટ ૧૪૦–૧૭૬.

( ૧ ) હિંદુધર્મ–દસ્યુનાં લક્ષણ, સર્વ વર્ણમાં દસ્યુ, ભગવદ્‌ગીતામાં ગુણકર્મથી ચાતુર્વર્ણ્ય, વજ્રસૂચિકોપનિષદ્, ઉપનિષદ્ધર્મ, અને ભાગવત ધર્મ; કર્મઠોનો કર્મમાર્ગ, બુદ્ધાવતારનું કામ, ( ૨ ) બુદ્ધધર્મ–સમતાનો ધર્મ, જુલમનો નિષેધ, જાતિભેદનો અભાવ, ગુણથી બ્રાહ્મણ,

ચિત્તશુદ્ધિ, જગતમાં ધર્મનો પ્રસાર કરવાની આજ્ઞા, બહિષ્કૃત કોણ ? શ્રમણ અને ભિક્ષુનાં લક્ષણ, હિંદુઓના સહવાસનું પરિણામ, ( ૩ ) યહુદી ધર્મ–જુના કરાર પ્રમાણે સ્પર્શાસ્પર્શ વિચાર અને વ્યવહાર, ( ૪ ) ખ્રિસ્તી ધર્મ—રોમન કેથોલીક અને પ્રોટેસ્ટંટ, ખ્રિસ્ત બહિષ્કૃતો સાથે જમે છે, સર્વપર સમાનપ્રેમ, બંધુસમાજ પર પ્રીતિ, શ્રીમંત અને દરિદ્રી વચ્ચે ભેદ, ( ૫ ) મુસલમાની ધર્મ–એક ઇશ્વર, જીવ, કુરાણપર વિશ્વાસ રાખનાર અને ના રાખનાર, અન્યધર્મિયોનો નિષેધ, " બિસ્મિલ્લાહ ", મુસલમાનોમાં ભેદ, ( ૬ ) પારશી ધર્મ–નવજોત ( ઉપનયન ), ચાર વર્ણ, દ્વિજત્વ પતિત્વ, " તાબૂ ( અસ્પૃશ્ય ) " ના પ્રકાર, ( ૭ ) જૈનધર્મ.

ભાગ ૧૦ મો–હિંદુધર્મના ધર્મોપંથોની દ્રષ્ટિથી સ્પર્શાસ્પર્શ વિચાર. પૃષ્ટ ૧૭૭–૧૯૫.

( ૧ ) અદ્વૈત પંથ–શ્રી શંકરાચાર્ય દ્વૈતભાવ, સમતાભાવ, શુધ્ધિ, દ્વૈત પંથના મધ્વાચાર્ય અને વલ્લભાચાર્ય, ( ૨ ) વિશિષ્ટાદ્વૈત પંથ-શ્રી રામાનુજાચાર્ય, બ્રાહ્મણેતર ગુરૂ–કાંચિપૂર્ણ, કુલ તરફ જોવું નહિ, રામાનુજની પત્ની, સંન્યાસ, ચાંડાલ સ્ત્રીનો દેવળમાં પ્રવેશ, તેની પૂજા, ધનુર્દાસ શૂદ્રનું સ્પૃશ્યત્વ, યાદવગીરી–દેવળમાં અંત્યજોનો પ્રવેશ, અંત્યજોનું નામાન્તર " તિરૂકકુલતાર, " દેવળમાં જવાની અને તળાવમાં સ્નાન કરવાની છૂટ, વૈષ્ણવ ધર્મ, પવિત્ર ' કુરળ ' ગ્રંથના લેખક તિલુવેલ્લુવર કવિ અંત્યજ હતા, વૈષ્ણવ પંથના બાર મહંતોમાંના કેટલાક હીન કુલના હતા, એજ સંપ્રદાયના ઉદ્ધારક રામાનુજ હતા, રામાનુજની ગુરૂપરંપરા–શઠગોપાચાર્ય વગેરે હીનજાતિના હતા, બ્રાહ્મણ ગર્વ હરણ, ( ૩ ) રામાનંદ–એમના હીનજાતિના શિષ્ય, ( ૪ ) કબીર–હિંદુ મુસલમાનનો એક ધર્મ, ( ૫ ) ચૈતન્ય–જાતિકલ્પનાનો અભાવ, ( ૬ ) જગન્નાથ શક્તિપ્રિય દેવ, સ્પર્શાસ્પર્શનો અભાવ, ( ૭ ) શીખપંથ–ગુરૂ નાનક, ગ્રંથ સાહેબ, ( ૮ ) ગુરૂ અમરદાસ, ગુરૂ હરગોવિંદસિંહ, ( ૯ ) ગોવિંદસિંહ, પતિતપાવન સભા ( ૧૦ ) મહારાષ્ટ્રના સાધુસંત, કેટલાક વચનામૃત.

ભાગ ૧૧ મો–સ્પર્શાસ્પર્શની કલ્પનાનું સમાજપર પરિણામ. પૃષ્ટ ૧૯૬–૨૦૪.

ઉપદેશ તરફ દુર્લક્ષ, સ્પર્શાસ્પર્શના બે ભેદ, વિદ્યુત્ શક્તિના નિયમોથી સમર્થન, લોકચ્છંદાનુવર્તિત્વ દોષ અને પુરાણ પ્રિયતા, બાલકોના કુમળા મનપર ખરાબ પરિણામ, ( ૧ ) અનુદાર મનોવૃત્તિ, ( ૨ ) આધ્યાત્મિક ઉન્નતિનો અભાવ, ( ૩ ) ભૌતિક ઉન્નતિમાં વિઘ્ન, ( ૪ ) શુન્દ્રતા, ( ૫ ) સામાજીક અવ્યવસ્થા, ( ૬ ) માનવી ઉન્નતિના ધ્યેય પ્રતિ દુર્લક્ષ, ( ૭ ) સાંપત્તિક નુકશાન, ( ૮ ) દ્વેષ, ( ૯ ) સદ્ગુણ પ્રતિ દુર્લક્ષ, ( ૧૦ ) સમાનતા પ્રતિ દુર્લક્ષ, ( ૧૧ ) બંધુપ્રેમનો અભાવ, ( ૧૨ ) ગુણહીનત્વ, શ્રેષ્ટોનાં કર્તવ્ય.

ભાગ ૧૨ મો–માર્ગમાં અડચણો. પૃષ્ટ ૨૦૫–૨૧૪.
( ૧ ) ધર્મશાસ્ત્ર–શ્રુતિ અને સ્મૃતિ, આધુનિક ધર્મગ્રંથ, પ્રાચીન ધર્મગ્રંથ ( ૨ ) પ્રાચીનકાલના ત્રૈવર્ણિકોનો ભોજનવ્યવહાર, શુદ્ર–પકવ અન્ન વ્યવહાર અને કન્યાવ્યવહાર એનો સાંપ્રતકાલમાં અભાવ, ( ૩ ) કલિવર્જ્ય પ્રકરણ, (૪) વાદવિવાદ અને યુક્તિવાદ, અજ્ઞાની જનસમાજ, જ્ઞાનપ્રસાર–પુસ્તક પ્રસાર, ( ૫ ) અંત્યજોની માન્યતા, શ્રદ્ધાથી કામ કરવાની જરૂર.

ભાગ ૧૩ મો–આધુનિક સંસ્થાઓનો ઉદ્યોગ. પૃષ્ટ ૨૧૫–૨૨૫.
( ૧ ) થીઓસોફી ( ૨ ) દેવસમાજ, નિરીશ્વરવાદ, અંત્યજોદ્ધાર, ( ૩ ) બ્રહ્મસમાજ–સમાનતા અને જાતિભેદનો અભાવ, ( ૪ ) પ્રાર્થનાસમાજ-બંધુભાવ, નિરાશ્રીત સહાય, ( ૫ ) આર્યસમાજ–ગુણકર્મથી વર્ણવ્યવસ્થા, શુદ્રપક્વ અન્ન

ભાગ ૧૪ મો–બહિષ્કૃતોની લોકસંખ્યા. પૃષ્ટ ૨૨૬–૨૩૭.
( ૧ ) હિંદુઓની જનસંખ્યા, ( ૨ ) મુસલમાનોની જનસંખ્યા, ( ૩ ) અંત્યજોની જાતિવાર સંખ્યા, ( ૪ ) બ્રાહ્મણ અને અંત્યજોનું પ્રમાણ, ( ૫ ) ધર્મવાર લોકસંખ્યા.

ભાગ ૧૫ મો–ઉપાય–ચિંતનની આવશ્યકતા. પૃષ્ટ ૨૩૮–૨૪૨.
( ૧ ) અંત્યજોપર જુલમ, ( ૨ ) એમની હાલની રાષ્ટ્રહિતવિનાશક સ્થિતિ, અંત્યજોદ્ધારના કાર્યમાં પ્રવૃત્ત થવાની જરૂર (૪) ઉદાર ચરિત, ( ૫ ) ઇજીપ્તદેશનું દ્રષ્ટાંત, ( ૬ ) જાપાનનું દ્રષ્ટાંત, ( ૭ ) સમતામાં નવીન જુસ્સો.

ભાગ ૧૬ મો–અહિષ્કૃતોની ઉન્નતિના માર્ગ. પૃષ્ઠ ૨૪૩–૨૫૨
કર્તવ્યભૂમિકા, ઉન્નતિના બે બાજુથી યત્ન, ( ૧ ) સાર્વજનિક વ્યાખ્યાન, ( ૨ ) વર્તમાનપત્ર–પુસ્તકો, ( ૩ ) પ્રીતિભોજન, ( ૪ ) સંમેલન ( ૫ ) પરિચારક, ( ૬ ) કન્યાવ્યવહાર, ( ૭ ) સરકારી નોકરી, ( ૮ ) સરકારી કચેરી, ( ૯ ) સાર્વજનિક સંસ્થા, ( ૧૦ ) મ્યુનીસીપાલીટી, રેલ્વે, ( ૧૧ ) કાયદાની સહાય, ( ૧૨ ) શિક્ષણ, ( ૧૩ ) પુસ્તકમાલા, ( ૧૪ ) ધર્મોપદેશક, ( ૧૫ ) સ્વચ્છતા, ( ૧૬ ) ઉદ્યોગધંધાનું નવીન વલણ, ( ૧૭ ) ઉચ્ચ શિક્ષણની સવડ.

ભાગ ૧૭ મો– ઉપસંહાર. પૃષ્ઠ ૨૫૩–૨૫૮.
( ૧ ) ચારે વર્ણનાં પ્રસ્તુત વિષય સંબંધી કર્તવ્ય, ( ૨ ) સત્ પુરૂષોની ઇચ્છાશક્તિની સહાય, ( ૩ ) સુધારણા ધીમે ધીમે કરવી કે એકદમ ? ( ૪ ) ઇશ્વરોપાસના.






અથવા

# ચારે વર્ણોનો પરસ્પર વ્યવહાર.

## ભાગ ૧ લો.




વિષયોપન્યાસ.

ॐ येन॑ दे॒वा न वि॒यन्ति॒, नो च॑ विद्वि॒षते॑ मि॒थः, ॥
तत् कृ॑ण्मो ब्रह्म वो गृहे, सं॒ज्ञानं॒ पुरु॑षेभ्यः ॥ ४ ॥

अथर्ववेद अ. ३ । ३०

" જેના યોગથી વિદ્વાનો વિભક્ત થશે નહિ અને તેઓ જેના યોગથી પરસ્પરમાં દ્વેષ કરશે નહિ, એવું ( પૂજ્ય અને ઉત્તમ ) જ્ઞાન અમે ત્હમારા ગૃહવાસિયોને, ( માણસોને અને સર્વને ) આપીએ છીએ. "

૧-" હે દયાઘન પરમેશ્વર ! જે ઐક્યવર્દ્ધક અને વિદ્વેષનાશક ઉત્તમ જ્ઞાન મનુષ્યોને તેં આપ્યું છે, તે સર્વને પ્રાપ્ત થઇ સર્વત્ર સમબુદ્ધિ અને બંધુભાવની વૃદ્ધિ થાવ; સર્વે જનોનાં અંતઃકરણ વિકસિત થઇ પરસ્પરમાં પ્રેમવર્ધન થાવ; અને તેના યોગથી પરસ્પરમાં સહાનુભૂતિ વધતાં માનવો સાર્વજનિક ઉન્નતિ કરવાને યોગ્ય બનો. "

૨ આપણી આ પરમપૂજ્ય આર્ય ભૂમમાં ઓછામાં ઓછાં બે અઢી હજાર વર્ષથી જાતિનો જન્મસિદ્ધ ઉચ્ચ નીચ ભાવ અને તદનુસાર સ્પર્શાસ્પર્શનો વિચાર રૂઢ થયલો જણાય છે. ઇતિહાસનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરતાં એવું જણાય છે કે, આ ભેદભાવ, જેમ જેમ આપણે પ્રાચીનકાલ તરફ જઇએ છીએ, તેમ તેમ તે ઓછો થતો ગયો છે અને જેમ જેમ અર્વાચીન કાલ તરફ જઇએ છીએ તેમ તેમ તે વધતો જઇ વધુ દૃઢ થયલો છે.

૩ ભરતખંડમાં આ સ્પર્શાસ્પર્શનો વિચાર અને જન્મસિદ્ધ ઉચ્ચનીચ ભાવના જેવી વિલક્ષણ રીતે રૂઢ થયલી જણાય છે, તેવી તે અન્ય કોઇ પણ દેશમાં જણાતી નથી. ક્રિશ્ચિયન અને મુસલમાન ધર્મમાં હિંદુધર્મમાં દૃષ્ટિગોચર થતો સ્પર્શાસ્પર્શનો વિચાર જણાતો નથી. હિંદના બુધ્ધ ધર્માનુયાયી લોકોમાં સ્પર્શાસ્પર્શની જણાતી ભાવના અલ્પ સ્વરૂપમાં છે, પરંતુ હિંદુસ્થાનની બહારના દેશો કે જ્યાં બુધ્ધ ધર્મનો પ્રસાર થયો છે ત્યાંના બુધ્ધિમાં આ ભાવના જણાતી નથી. સર્વ માનવ સમાજને ધર્મના એક છત્ર નીચે આણવાનો સફળ પ્રયાસ કરનાર ભગવાન ગૌતમ બુધ્ધને એ વિચાર માન્ય હતો એવું બુદ્ધ ધર્મીય કોઇ પણ પ્રાચીન ગ્રંથમાં જણાતું નથી. કિંબહુના એ સમયના શુધ્ધ બૌધ્ધ ધર્મને તે કલ્પના પસંદ નહોતી એવું માનવું પડે છે. વર્તમાનના ભારત વર્ષના બૌધ્ધોમાં જે સ્પર્શાસ્પર્શની કલ્પના જોવામાં આવે છે તે હિંદુઓના સાન્નિધ્યને લીધેજ એમનામાં રૂઢ થયલી છે, એમ માનવામાં હરકત નથી. જુના વિચારના પારસીઓમાં ધાર્મિક ક્રિયાઓ વખતે સ્પર્શના કેટલાક નિયમ પાળવામાં આવે છે; પણ એવાજ નિયમ ઇરાનના પારસી ધર્મના લોકો પાળતા નથી. આ ઉપરથી પારસીઓમાં બહુધા સ્પર્શના વિચાર નથા એ સ્વીકારતાં હરકત નથી. અહીંના પારસીઓ પર જેવી રીતે હિંદુઓના આચાર વિચારના સંસ્કાર પડ્યા છે, તેવીજ રીતે ઇરાનના પારસીઓ ઉપર મુસલમાનોના સંસ્કાર પડેલા છે; આથી મૂળ પારસી સમાજમાં સ્પર્શાસ્પર્શ માન્ય હતો કે નહિ, એનો નિર્ણય કરવા માટે વિશેષ પ્રમાણો નથી; પરંતુ એમના ધર્મ ગ્રંથોનો વિચાર કરતાં અને બને સ્થળોના પારસી લોકોના રીત રિવાજનું નિરીક્ષણ કરતાં તેમજ પારસીઓમાં રહેલા "કાલાનુસારીત્વ" ના ગુણનો વિચાર કરતાં, એ સ્પષ્ટ જણાય છે કે કશું નહિ તોપણ હિંદુઓમાં હાલમાં જે

સ્પર્શાસ્પર્શનો રિવાજ રૂઢ થયલો છે, તેવો તો એમનામાં કોઇ પણ કાળે નહોતો. જેના ધર્મની સ્થિતિ હિંદુસ્થાનની બહાર નથી અને સામાજીક આચાર વિચારના સંબંધમાં એમના પર હિંદુ ધર્મિઓની છાયા પડેલી હોવાથી એમને માટે સ્વતંત્ર રીતે વિચાર કરવાની અગત્યજ નથી. શિંતો, કન્ફ્યુશિયન, વગેરે ધર્મોમાં તો આ સ્પર્શાસ્પર્શના વિચાર માટે સ્થાનજ નથી. તાત્પર્ય કે આ વિચાર જેવો અન્ય દેશોમાં જણાતો નથી તેવોજ તે અન્ય ધર્મમાં પણ જણાતો નથી. એની ઉત્પત્તિ હિંદમાંજ થઇ છે અને હિંદુધર્મમાંજ તે વિશેષ પ્રચાર પામ્યો છે; આથી એના પ્રત્યેક અંગનું સૂક્ષ્મ અને પૂર્ણ વિવરણ હિંદુધર્મ ગ્રંથોમાંથીજ પ્રાપ્ત થાય છે—અન્ય ધર્મ પુસ્તકોમાં નહિ.

૪. આવી રીતે સર્વત્ર રૂઢ થયલો અને પ્રત્યેક વ્યવહારમાં કંઇક અધિક જણાતો સ્પર્શાસ્પર્શ હિંદુસ્થાનમાં એકજ નિયમથી વ્યાપેલો નથી. સાધારણ રીતે જોઇએ તો જેમ જેમ આપણે ઉત્તર ભણી જઇશું તેમ તેમ તે ઓછો થતો જાય છે અને જેમ જેમ દક્ષિણ તરફ જઇશું તેમ તેમ તે વધતો જતો જણાય છે. હિંદુસ્થાનમાં હિંદુ ધર્મ ઘણા વધુ પ્રમાણમાં છે, એ ખરૂં; તથાપિ પ્રાન્ત પરત્વે તેની વિભિન્નતા છે. સ્પર્શાસ્પર્શ સંબંધી જે નિયમ મહારાષ્ટ્રમાં દ્રષ્ટિગોચર થાય છે, તેજ નિયમ દક્ષિણ કર્ણાટક કિંવા તેલંગ દેશમાં જણાતા નથી; અને જે ત્યાં દેખાય છે તે બંગાળ અને પંજાબમાં દેખાતા નથી. આથી એની સર્વવ્યાપક એવી એકજ વ્યાખ્યા કરવી કઠિણ છે. અન્ય ધર્મોમાં અને અન્ય દેશવાસિયોમાં આ કલ્પનનું અસ્તિત્વજ ન હોવાથી તેઓ સમજે એવું એનું યથાર્થ લક્ષણ કરવું એ એથી પણ વિકટ છે.

૫. પ્રત્યેક પ્રાંત પરત્વે સ્પર્શાસ્પર્શ વિષયક ભાવના જો કે જુદી જુદી અને કેટલીક બાબતમાં પરસ્પર વિરોધી છે, તથાપિ તે તે પ્રાંતના લોકોને પોત પોતાની કલ્પના ધાર્મિક અને તેથી વિરૂદ્ધની અધાર્મિક છે, એમ લાગે છે! કેટલાક પ્રાંતમાં તો ધર્મ ગ્રંથોમાં સ્પર્શ્ય માનેલાને પણ અસ્પર્શ્ય ગણવામાં આવે છે, અને જો ગ્રંથ પ્રમાણ બતાવવામાં આવે તો પણ, "શાસ્ત્રાદ્ રૂઢિઃ બલીયસી" એ અપ્રતિહતશાસ્ત્ર પ્રમાણે, તે ગ્રાહ્ય માનવાને

તે પ્રાંતના લોક તૈયાર હોતા નથી ! ! આમ હોવાથી અને શાસ્ત્ર પ્રમાણની અપેક્ષાએ સ્વેચ્છા સંચારી રૂઢિજ આ રીવાજને વિશેષ બલ આપતી હોવાના કારણે એની સર્વ સંમત એવી એક વ્યાખ્યા કરવી એ અશક્યવત્ છે; તથાપિ સામાન્ય રીતે કહેવા માગીએ તો આટલું કહી શકાય કે,

( ૧ ) રૂઢિ, ( ૨ ) દેશાચાર, ( ૩ ) વૃદ્ધોની સમજણ, અને ( ૪ ) ગ્રંથ પ્રમાણ એટલાં જેને માન્ય ગણે તે સ્પૃશ્ય, અને જેને અમાન્ય ગણે તે અસ્પૃશ્ય છે. હાલના સ્પર્શાસ્પર્શને લક્ષમાં લેતાં પ્રથમની અપેક્ષાએ દ્વિતીય પ્રમાણ ગૌણ છે, પણ વાસ્તવિક પ્રામાણ્યાપ્રામાણ્યનો વિચાર કરતાં પછીની અપેક્ષાએ પહેલાંનું પ્રમાણ ગૌણ છે; એ યાદ રાખવું જોઇએ. વિચારની સરળતા અર્થે જો સ્પર્શાસ્પર્શના વિભાગ પાડીએ, તો તે મુખ્યત્વે કરીને ચાર પાડી શકાશે:-

૧ જન્મ.
૨ પરિસ્થિતિ.
૩ શુદ્ધિ
૪ સંસ્કાર.

સમાજમાં આ ચાર પ્રકારે સ્પર્શાસ્પર્શનો વિચાર કરવામાં આવે છે. રૂઢિમાં આ ચાર પૈકી ઉત્તરોત્તર ભાગને ગૌણ માનવામાં આવે છે; પણ યુક્તિ, વિચાર અને ગ્રંથના આધારથી તો ઉત્તરોત્તરના વિભાગ મુખ્ય છે એમ માનવું પડે છે. આથી આ ચાર વિભાગની અને પૂર્વ કથિત ચાર વિભાગની સંગતિ કરતાં કેવા પ્રકારના ભેદ થતા જાય છે એ માત્ર તર્કથીજ જાણવું ઠીક પડશે. કારણ કે એનો ઉહાપોહ કરીને ગ્રંથ વિસ્તાર કરવાનું કારણ નથી.

૧ જન્મ
૨ પરિસ્થિતિ
૩ શુદ્ધિ
૪ સંસ્કાર



૧ રૂઢિ
૨ દેશાચાર
૩ વૃદ્ધોની સમજુતી
૪ ગ્રંથ પ્રમાણ

૬ આ મુખ્ય ભેદો પ્રતિ લક્ષ આપતાં, સ્પર્શાસ્પર્શની કલ્પના લક્ષમાં આવશે. છતાં સાધારણ સ્પષ્ટીકરણ અર્થે કંઇક વિવરણ કરવાની આવશ્યકતા છે, તે આ પ્રમાણે:—

(૧) જન્મથીજ અમુક જાતિનાં માણસને હીન અને અસ્પર્શ્ય માનવામાં આવે છે. ત્યારે કેટલીક જાતિને જન્મથીજ સ્પર્શ્ય અને ઉચ્ચ સમજવામાં આવે છે, શુદ્ધિ, સંસ્કાર કિંવા પરિસ્થિતિ એનો વિચાર ન કરતાં કેવળ જન્મથીજ આ ભેદ માનવામાં આવે છે. જેમકે, જન્મથી બ્રાહ્મણ જાતિજ ઉચ્ચ અને ઢેડ, ચમાર, ભંગી, ચંડાળ વગેરે જાતિ નીચ એ માન્યતા છે. નીચ જાતિના લોક ચાહ્ય તેવી સ્વચ્છતાથી રહે કે ઉત્તમ પરિસ્થિતિમાં રહે, પરંતુ તેઓ નીચ જાતિના ઉદરે જન્મ પામ્યા, એટલાજ કારણે તેઓ સ્પર્શ કરવાને યોગ્ય થતા નથી.

બ્રાહ્મણાદિ ઉચ્ચ જાતિને હજી પણ સ્પૃશ્ય માનવામાં આવે છે. અને ઢેડ–ચમાર વગેરે નીચ જાતિને હજી અસ્પૃશ્ય માનવામાં આવે છે. આ જાતિનો સ્પર્શ ઉચ્ચ જાતિઓને કદિ પણ સહનીય થનાર નથી. આ બે પ્રકારની ઉચ્ચ અને નીચ જાતિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો સિવાય એક એવો મોટો (મધ્યમ વર્ગમાં મૂકી શકાય એવો) વર્ગ છે, કે જે કેટલીક બાબતમાં સ્પર્શ્ય અને કેટલીક બાબતમાં અસ્પર્શ્ય મનાય છે. તેલી, તંબોળી, સુનાર, લુહાર વગેરે આ મધ્યમ વર્ગમાં આવી જાય છે. આ વર્ગના મનુષ્યો સુશિક્ષિત થતાં, શ્રીમાન થતાં કિંવા અન્ય કોઈ કારણે એમની ઉચ્ચ સ્થિતિ થતાં, તેઓ ઘણે ભાગે એકત્ર થઇ શકે છે, સભાઓમાં બ્રાહ્મણોની સાથે બેસી શકે છે, કિંવા બ્રાહ્મણાદિકોને ત્યાં લગ્નાદિ પ્રસંગે એકત્ર થનારાઓની પંક્તિમાં સ્થાન લઇ શકે છે. પણ મહાર–ચમારાદિની એવી સ્થિતિ નથી. કોઇ પણ પ્રકારે એમની સ્થિતિ આ મધ્યમ વર્ગના લોકો જેટલી પણ સ્પર્શ્ય થઇ શકતી નથી. તાત્પર્ય કે આપણે ઉચ્ચ જાતિ, નીચ જાતિ અને મધ્યમ જાતિ એવા ત્રણ વર્ગ આ જન્મસિદ્ધ ભાવનાના કરીશું.

મધ્યમ વર્ગના મનુષ્યો કોઇ કોઇ પ્રસંગે ઉચ્ચ વર્ગના મનુષ્યો સાથે મળી શકે છે, પણ કેટલીક બાબતોમાં એમનો પણ સંસર્ગ થઇ શકતો નથી. ઉદાહરણાર્થ, ભોજન સમયે બ્રાહ્મણ સમાજમાં કોઇ પણ મધ્યમ જાતિનો મનુષ્ય ભળી શકતો નથી, પંક્તિ વચ્ચે બેસી શકતો નથી અને સ્પર્શ કરી શકતો નથી; સ્વયંપાક ચાલતો હોય તે સમયે અથવા પીવાનું

પાણી આવતાં આ મધ્યમ જાતિના સ્પર્શ અશુદ્ધિ ઉત્પન્ન થવાનું કારણ બને છે. જ્યારે મધ્યમ વર્ગ માટે આમ છે તો, નીચ જાતિનો કોઇ પણ પ્રસંગે થયલો સ્પર્શ કોઇ પણ ઉચ્ચ જાતિના માણસને ખપી શકે નહિ; એ સ્પષ્ટ છે.

( ૨ ) પરિસ્થિતિ પ્રમાણે પણ ખાસ કરીને ઉચ્ચ જાતિમાંના કેટલાક લોકને સ્પર્શ્ય અને કેટલાકને અસ્પૃશ્ય માનવામાં આવે છે. જેમકે સુતક પ્રસંગે સુતકી માણસો ઉચ્ચ જાતિના હોવા છતાં પણ બીજા ઉચ્ચ જાતિના એમને અસ્પૃશ્ય સમજે છે. મધ્યમ અને નીચ જાતિમાં પણ આ નિયમ લાગુ પડે છે. પ્રેતનો સ્પર્શ પણ આવીજ રીતે અસ્પૃશ્ય મનાય છે. ઉચ્ચ જાતિના માણસોનું જો પ્રેત હોય, તો તે જાતિના માણસોને અસ્પૃશ્ય થાય છે. શવનો સ્પર્શ થતાંજ શુદ્ધ થવા માટે સ્નાન કરવું પડે છે. અસ્પૃશ્ય જાતિનો સ્પર્શ કરતાં જેમ સ્નાન કરવું પડે છે, તેજ પ્રમાણે સુતકી, પ્રેત કિંવા શવને અડકનારાઓ વગેરેનો સ્પર્શ થતાં સ્નાન કરવું પડે છે. આ પ્રકારમાં જાતિ વિષયક અસ્પૃશ્યતાનો થોડો ભાગ હોય તોપણ પરિસ્થિતિને લીધે એમનામાં અસ્પૃશ્યતા આવે છે, એ સ્પષ્ટ છે. એકજ જાતિનો માણસ જે થોડા સમય પહેલાં સ્પર્શ્ય હોય છે, તેજ એ પરિસ્થિતિ બદલાતાં અસ્પૃશ્ય થાય છે ! ! આ પ્રકાર પરિસ્થિતિથી થતા નૈમિત્તિક સ્પર્શાસ્પર્શનો છે.

( ૩ ) શુદ્ધિના પ્રકારોમાં મુખ્યત્વે કરીને પવિત્ર અને અપવિત્રનો સમાવેશ થાય છે; સ્નાન કરી ધોયલાં વસ્ત્ર પરિધાન કરેલો ઉચ્ચ જાતિનો માણસ નીચ જાતિનાનો સ્પર્શ કરતો નથી, એ ખરૂં, પણ સ્વજાતિનો નાહ્યા વગરનો હોય તો તેનો પણ તે સ્પર્શ કરશે નહિ. આવા અપવિત્ર માણસનો કિંવા પદાર્થનો સ્પર્શ કરવાથી તેનાં વસ્ત્ર પણ અશુદ્ધ થાય છે ! પવિત્ર થયલાનો આ પ્રકારે અપવિત્ર ગણના સાથે સ્પર્શ થતાં, કેટલીક વખતે પુનઃ સ્નાન કરીને બીજાં વસ્ત્ર બદલવાં પડે છે અને કેટલાક પ્રસંગે માત્ર વસ્ત્ર બદલવાથી નભી શકે છે. આ શુદ્ધિના પ્રકારમાં કામળી, રેશમી પિતાંબર, કિંવા સુકટા અને સુસવાળા સુકટા, એ વસ્ત્રો થોડી આભડછેટ વાળાના સ્પર્શથી બગડતાં નથી, એમ મનાય છે; પણ સુતરાઉ ધોતીયાં તો નહિ જેવા ક્ષુલ્લક સ્પર્શથી પણ અસ્નાઇ જતા મનાય છે.

આવા અનેક પ્રકારની સ્પર્શાસ્પર્શની માન્યતા શુદ્ધના સંબંધથી ઉત્પન્ન થયલી છે.

( ૪ ) સંસ્કાર—કેટલાક વિશિષ્ટ પદાર્થ કંઈક વિશેષ સંસ્કાર આપીને તૈયાર કરવામાં આવતાં તે નીચ જાતિના પાસેથી પણ ઉચ્ચ જાતના માણસો લે છે. "પક્કી રસોઇ, કચ્ચી રસોઇ" નાં જે બંડ ઉત્તર હિંદુસ્તાનમાં છે, તે આને લીધેજ. ચામડાના પદાર્થ ચમાર પાસેથી લેવા જતા તેને માત્ર એક તેલનો છાંટો શુદ્ધ કરી શકે છે. પાકું તેલ કિંવા ઘી નિર્લેપ છે. તે પવિત્ર અપવિત્ર, ઉચ્ચ નીચ, બધામાં ચાલે છે. આવા પ્રકારની કેટલીએ વિશિષ્ટ રૂઢિઓ છે, કે જેનો જન્મ, પરિસ્થિતિ કિંવા શુદ્ધિનો અંત નથી. આ સર્વના અંતર્ભાવ આ પ્રકરમાં સમાય છે.

( ૫ ) રૂઢિ—સ્પર્શાસ્પર્શની એવી અસંખ્ય બાબતો છે, કે જેનો ગ્રંથ પ્રમાણમાં સમાવેશ થતો નથી અને કેટલાક પ્રસંગે ગ્રંથોકત વિચારોથી વિરૂધ્ધ પણ હોય છે. પણ તે સમાજમાંજ પ્રબલ હોય છે. વિચારશીલ માણસોને પણ આવા રિવાજ આગળ પોતાની નીચી ગરદન કરવી પડે છે. આ રીતે રિવાજોનો સમાવેશ રૂઢિમાં કરાય છે. આનું ઉદાહરણ જોઈએ તો નીચ મનાયલો હિંદુ, હિંદુ ધર્મમાં હોય ત્યાં સુધી તે પૂર્ણ પણે અસ્પૃશ્ય મનાય છે; પણ તેજ જો સ્વધર્મનો ત્યાગ કરી મુસલમાન કિંવા ખ્રીસ્તી થઇ જાય, તો પછી તે સ્પર્શ્ય બને છે ! ધર્મગ્રંથોમાં એવા આચાર વિચારોને માટે કોઇ પણ પ્રમાણ મળતું નથી, આ પધ્ધતિ યુકિતથી પણ સિદ્ધ થતી નથી, ધર્મગ્રંથોમાં " न नीचो यवनात् परः " જેવાં વચન મળી આવે છે, સ્વધર્મ એ સર્વ કરતાં ઉત્તમ, એવી સર્વ સાધારણની માન્યતા છે; આ સર્વ હોવા છતાં પણ હિંદુ ધર્મમાં નીચ મનાયલાઓ અસ્પૃશ્ય અને તેજ સ્વધર્મ ત્યાગ કરતાં સ્પૃશ્ય મનાય છે !! ! સર્વ ધાર્મિક, સામાજીક અને રાજકીય વ્યવહારમા વિચારવાન પુરૂષોજ આ નિયમ આંખો મીંચીને પાળે છે. આવી જાતના સર્વ નિયમ રૂઢિ ગણેલ છે !

( ૬ ) દેશાચાર—કેટલાક પ્રાંતમાં હજામ વગેરેનો સ્પર્શ થતાં સ્નાન કરવું પડે છે, ત્યારે બીજે સ્થળે તેજ કોમના માણસો ઘરની અંદર બિછાનાં પાથરવાનું કામ કરે છે આવી રીતે પ્રત્યેક સ્થળે પ્રથક્ પ્રથક્ જણાતા અને તે તે સ્થળોમાં ચાલતા સ્પર્શાસ્પર્શના આચાર વિચાર આ કોટિમાં આવી જાય છે.

**( ૭ ) વૃદ્ધોની સમજુતી**—કોઇ પણ બનાવ બનતાં તે ધર્મ બાહ્ય છે કે ધાર્મિક છે, એનો જ્યારે વૃદ્ધો નિર્ણય કરે છે, ત્યારે તેઓ કોઇ પણ અંગોકત આધારની વિશેષ પરવા કરતા નથી. તેઓ તો "અમારા જાણવામાં આમ નથી, અથવા અમારા અભિપ્રાય પ્રમાણે તે ઠીક નથી" એટલું કહી પોતાની અગ્રાહ્યતા પ્રદર્શિત કરે છે. આવી બાબતોમાં વૃધ્ધ પુરૂષો કરતાં વૃદ્ધ સ્ત્રીઓનું મત વધુ પ્રબલ ગણાય છે ! એમને દેશાચાર કે ધર્મગ્રંથ કશાની દરકાર નથી. વૃધ્ધોની સ્મરણ શકિત એજ એનો પ્રબલ આધાર છે. કોઇ સમજુ પુરૂષને જ્યારે એમનાથી અપાયલા કોઇ ગાંડા નિર્ણયને શરણ થવું પડે છે ત્યારે તેઓ મશ્કરીમાં "બૈરક શાસ્ત્ર"નો આધાર છે એમ કહે છે ! આ પ્રકાર ઘર ઘરાઉ હોવાથી એની વિશેષ વ્યાપ્તિ નથી. પોતાના ઘરના શુદ્ધિ અશુદ્ધિના પ્રકારને જોઇ આ કોટિમાં કયા રિવાજોનો સમાવેશ કરવા યોગ્ય છે, તે વાચક સહજ સમજી શકશે.

**( ૮ ) ગ્રંથ પ્રામાણ્ય**—આ વિભાગમાં ધર્મશાસ્ત્રના અનેક ગ્રંથોનો સમાવેશ થાય છે. કેટલાક આધુનિક ગ્રંથ ભિન્ન ભિન્ન પ્રાંતોમાં જુદે જુદા છે એ ખરૂં, તથાપિ પ્રાચીન ગ્રંથ તો સર્વ હિંદુસ્થાનના કિંવા હિંદ બહારના હિંદુ ધર્માવલંબિયોને એક સરખાજ લાગૂ પડે છે. સાધારણ રીતે આ ધર્મ ગ્રંથોના વિષયવાર ૭ વિભાગ પડી શકાય. ૧–વેદોની ચાર સંહિતા, ૨–બ્રાહ્મણ ગ્રંથ, ૩–સ્મૃતિ, કિંવા ધર્મશાસ્ત્રો, ૪–સૂત્ર ગ્રંથ, ૫–પુરાણો અને ૬–આધુનિક ધર્મ શાસ્ત્રોના ગ્રંથ. હિંદુઓના ધર્મ શાસ્ત્રમાં આ પ્રકારના ૭ વિભાગ છે. કાળની પૂર્વાપરત્વતાનો મર્મ આ વિભાગથી બોધ થાય છે. હાલના આચાર પ્રાય: પાછળના ચાર વિભાગમાં આવતા પુસ્તકો પરથી રચાયલા છે. કેટલેક ઠેકાણે જો કે આધુનિક ગ્રંથોનાં પ્રમાણ સવિશેષ મનાય છે; છતાં વાસ્તવિક રીતે વિચાર કરતાં પછીના કરતાં પ્રથમના ગ્રંથને પ્રમાણ માનવા એ શ્રેષ્ટ અને હિતાવહ છે. મનુસ્મૃતિમાં પણ—

या वेदबाह्या स्मृतयः याश्च काश्च कुदृष्टयः ॥
सर्वास्ता निष्फला ज्ञेयाः तमोनिष्ठा हि ताःस्मृताः ॥

मनु.

" સ્મૃતિ ગ્રંથમાં જે વચનો વેદબાહ્ય હોય અને જે કુત્સિત દ્રષ્ટિથી લખાયલાં હોય તે સર્વ નિષ્ફળ છે એમ સમજવું; કારણકે તે સર્વ તમોમય—અજ્ઞાનપણામાં લખાયલાં—હોય છે.

આવી રીતે વેદબાહ્ય આજ્ઞાઓનો નિષેધ સ્મૃતિમાં પણ કરેલો છે. સ્મૃતિની જ્યારે આ દશા છે, તો પછી અન્ય આધુનિક ગ્રંથ માટે શું કહેવું ? તાત્પર્ય કે,–ધર્મ વિષયક વિચાર કરતાં આધુનિક ગ્રંથો કરતાં પ્રાચીન ગ્રંથોને વિશેષ માન આપવું જોઇએ. આમ હોવા છતાં પણ હાલમાં ઘણા પ્રસંગે આધુનિક ગ્રંથોપરથીજ સ્પર્શાસ્પર્શાદિ વિચાર કરવામાં આવે છે.

આ પ્રમાણે ઉપરોક્ત આઠ મુખ્ય વિભાગની સ્થિતિ છે. એના સંમિશ્રણથી થયલા પેટા વિભાગો તરફ અહીં લક્ષ આપવાની જરૂર નથી. મુખ્ય વિષયની કઇ બાબતને કયા પ્રકારનો આધાર છે અને તે કેટલા પ્રમાણમાં ગ્રાહ્ય માનવો જોઇએ, એનો વિચાર કરતાં આ અષ્ટવિધ વિભાગોનો આપણે ઘણો ઉપયોગ કરી શકીશું.

૭—આ સર્વ વિષયનું બરોબર મનન કરતાં, અને હિંદુઓની સર્વ સામાજીક સ્થિતિ લક્ષમાં લેતાં, આપણને એવું જણાશે કે, સર્વ ઉચ્ચ જાતિ નીચ જાતિને ઓછા વધતા માનથી અસ્પૃશ્ય સમજે છે; અતિશય હીન મનાતાઓનો કદાપિ પણ સ્પર્શ કરવામાં આવતો નથી, અને એટલા હીન ન ગણાતાઓનો કેટલાક પ્રસગે સ્પર્શ કરવામાં આવતો નથી. એકજ જાતિમાં નૈમિત્તિક કારણે ઉત્પન્ન થતા અસ્પૃશ્યતાના અંશ ગૌણ હોવાથી, આ લેખમાં આપણે એનો વિશેષ વિચાર કરીશું નહિ. જેઓ પોતાને જન્મતઃ શુધ્ધ સમજે છે તે બ્રાહ્મણ છે. પંચગૌડ તેમજ પંચદ્રવિડ મળીને સર્વ હિંદુસ્થાનમાં દોઢ કરોડ બ્રાહ્મણ છે. અંત્યજ, જેમનો મૂળથીજ સ્પર્શ કરવામાં આવતો નથી, અરે જેમનો પડછાયો પણ કેટલીક જગાએ અસ્પૃશ્ય મનાય છે, એવા હીન લોક આખા હિંદુસ્થાનમાં ૭ કરોડ છે. પ્રસંગ વિશેષે કરીને સ્પર્શ કરવામાં આવે છે, એવા હિંદુ આશરે ૧૩ કરોડ છે; જો કે એમનો સ્પર્શ અશુદ્ધિ ઉત્પન્ન કરનાર ગણાય છે; છતાં એટલો ભેદ છે કે, એની તીવ્રતા અંત્યજોના સ્પર્શ જેટલી નથી. મધ્યમ વર્ગના માણસો સમાજમાં ભળે છે, ગૃહમાં પ્રવેશ કરી શકે છે, પણ એ-

મની પાસે જઈ બેસવામાં ઉચ્ચ બ્રાહ્મણોને હીનતા લાગે છે. આ રીતે પૂર્ણ રીતો શુદ્ધ એવા આશરે દોઢ કરોડ મનુષ્ય અને ઓછા અશુદ્ધ તેમજ પૂર્ણ અશુદ્ધ એવા આશરે વીસ કરોડ લોક, હિંદુ સમાજમાં છે. આનો અર્થ એટલોજ થઇ શકે છે કે, એ અલ્પ વર્ગની અન્ય અજ્ઞાની લોકપર અપ્રત્યક્ષ ગુલામગિરી છે. આ ગુલામગિરીની રીતિ બે હજાર વર્ષ જેટલી જુની હોવાથી તે ઉચ્ચ વર્ગમાં અને તેજ પ્રમાણે નીચ વર્ગના મનુષ્યોના અંગે અંગમાં ખીલેલી છે.

" અમને સમાનતાનો હક્ક છે " એ ભાવના પણ આ અજ્ઞાન વર્ગમાંથી વિસ્મયકારક રીતે ભૂલાઇ ગઇ છે. આ માનસિક અવનતિ મુખ્યત્વે કરીને આ ધાર્મિક ગુલામગિરીનુંજ પરીણામ છે. આનો વિચાર આગળપર કરીશું. હમણાં તો આપણા સમાજના સ્પર્શાસ્પર્શ સંબંધી વિચાર કરતાં મુખ્ય ચાર વિભાગ પાડીશું.

( ૧ ) **સુશિક્ષિત વર્ગ**—આ વર્ગમાં સર્વ આગળ પડતાઓનો સમાવેશ થાય છે. મ્હોટા મ્હોટા સરદાર, જાગિરદાર, માનકરી, મ્હોટા વ્યાપારી, ઉચ્ચ પંક્તિના અમલદાર, નામાંકિત વિદ્વાન વગેરે, આ પ્રથમ વર્ગમાં આવી જાય છે.

( ૨ ) **મધ્યમ વર્ગ**—આ વર્ગમાં સાધારણ કારકુન, દુકાનદાર, કલાકૌશલ્યનાં કામ કરી ઉદર નિર્વાહ કરનાર, સાધારણ પ્રકારનું શિક્ષણ પામેલા માણસો, ઇત્યાદિ આવે છે.

( ૩ ) **અશિક્ષિત વર્ગ**—જેમને શિક્ષણ મળ્યું નથી, એવી જાતના લોક આ વર્ગમાં આવે છે.

( ૪ ) **અસ્પૃશ્ય વર્ગ**—આ વર્ગમાં મહાર, માંગ, ચમાર, નામશુદ્ર, પરીયા, અન્ત્યજ, ડોંબ, ઢેડ, ભંગિ, મેહેતર, મિરાસી, ઇત્યાદિ જાતિનો સમાવેશ થાય છે. આમાંના કેટલાક ભંગિ શિવાયના બીજા સર્વ હિંદુ ધર્મીય હોવા છતાં, અન્ય હિંદુઓ સાથે એમનો સ્પર્શાદિ વ્યવહાર થતો નથી, તો રોટી વ્યવહારની તો વાતજ શી ! એકજ ધર્મના અમુક માણસોને આવા પ્રકારનો બહિષ્કાર થતો હિંદુ ધર્મ શિવાય અન્ય કોઇ પણ ધર્મમાં મળી આવશે નહિ.

આ સિવાય જંગલી લોકોનો એક વર્ગ કરવો જોઇએ; પણ એમને આ અસ્પૃશ્ય વર્ગ જેટલા સમાજબાહ્ય ગણવામાં આવતા નથી, આ કારણે તેમજ તેઓ હિંદુધર્મીય છે એમ પોતાને માનતા ન હોવાથી એમના સંબંધી પ્રથક્ વિચાર કરવાનું કારણ નથી. કેટલીક બાબતમાં એમનો સમાવેશ ચોથા વર્ગમાં થઇ શકે છે તેમજ કેટલીક બાબતમાં એમને ત્રીજા વર્ગમાં પણ મૂકી શકાય. આથી એ વર્ગ સંબંધી જે કંઇ કહેવામાં આવશે તેજ એમને ઉપયોગી થશે. આ કારણે એમને માટે પ્રથક્ વિવેચન કરવાની અગત્ય નથી. હિંદુઓની સામાજીક સ્થિતિના જે વિભાગ પાડીએ, તો તે આ પ્રમાણે થાય છે. જે સમાજ ચોથા ભાગને આટલો અલગ, આટલો દીન અને આટલો નિંદિત માનવામાં આવે છે, તે સમાજમાં સહાનુભૂતિથીજ પાર પડનારાં કાર્યો કેવી રીતે થઇ શકે ? અરે એ સમાજને જીવંત સમાજ કેવી રીતે કહેવો ?

આપણે જોઇ ગયા કે અસ્પૃશ્ય મનાયલાઓની સંખ્યા લગભગ ૭ કરોડની છે. આ ૭ કોટિ ધર્મ બાંધવો ને સમાજમાં, સભામાં, શાળામાં કિંવા દવાખાનામાં—જ્યાં પ્રત્યેક હિંદવાસીને જવાનો નૈસર્ગિક હક્ક છે ત્યાં—જવાની આજ્ઞા નથી ! પ્રથમના ત્રણ વર્ગ તો કોઇ કોઇ પ્રસંગે એક થઇ શકે છે; દેવળોમાં, સભાઓમાં તેઓ એકત્ર બેસી શકે છે, પણ આ બિચારો ચોથો અસ્પૃસ્ય વર્ગ એ સર્વથી સદાને માટે દૂરજ રહે છે. આ જોતાં એમના પર સામાજીક બહિષ્કાર કેટલો તીવ્ર છે અને તે કારણે એમની માનસિક અવનતિ કેટલી ભયંકર થઇ પડી છે, એનો વિચાર વાચકોને સહજ આવ્યા વગર રહેશે નહિ.

૮—આ કંઇ એકાદ બે માણસોનો પ્રશ્ન નથી કે ચલાવી લેવાય, પરંતુ ૭ કરોડ માણસોના નૈસર્ગિક સમાન હક્ક સંબંધીનો મહત્વનો પ્રશ્ન છે. પરમાત્માએ પંચભૌતિક શરીર, તેમજ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ સર્વની વ્હેંચણી સર્વ મનુષ્યોમાં એક સરખા કરી છે. પ્રત્યેકના દેહમાં ઉન્નતિના માર્ગે ગમન કરવા અર્થે આત્માએ આવીને સ્થાન કરેલું છે, અને સર્વ સ્થળે પરમેશ્વર વ્યાપી રહેલો છે. બ્રાહ્મણના શરીરમાં પ્રકૃતિપુરૂષ છે, તેવી રીતે તે ચંડાલના શરીરમાં પણ છે. આમ હોવા છતાં આ વિશિષ્ટ વર્ગપર આવા અન્યાયયુક્ત બહિષ્કારનું શસ્ત્ર શા માટે વાપરતા રહેવું જોઇએ.

विद्या विनय संपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥
गीता अ० ५

" વિદ્વાન બ્રાહ્મણ, ગાય, હસ્તિ, કુતરૂ અને ચાંડાળ એ સર્વને પંડિતો સમાન દ્રષ્ટિથી જુએ છે. "

શ્રીમદ્ ભગવદ્ગીતા આમ કહે છે. સર્વ ભૂત માત્રનું કલ્યાણ કરવામાં તેમજ વિશ્વકુટુંબની ભાવનામાં સમાન હકની કલ્પનાને અનિવાર્ય રીતે પૂર્ણ સ્થાન મળે છે. એક મહાન્ વર્ગનો સદાને માટે બહિષ્કાર કરવાથી અને સુશિક્ષિત સમાજમાં એમનો કંઇ પણ સંબંધ રહેતો ન હોવાથી એમના પર સંસ્કૃતિનું પરિણામ થતું નથી. સહવાસ અને સહાનુભૂતિ એજ ગુણોની ઉન્નતિનાં સાધક છે. ગમે તેવા મનુષ્યને બાલ્યાવસ્થાથીજ અલગ કરવામાં આવે તો-ઉચ્ચ કુલોત્પન્ન હોવા છતાં પણ-તે પોતાની શું ઉન્નતિ કરી શકશે ? જ્ઞાન પ્રસાર માટે તો પરસ્પર સંઘટ્ટન હોવાનીજ આવશ્યકતા છે. ૭ કોટિ હિંદુઓને અજ્ઞાન રાખવાનું મહાપાતક આજકાલ અન્ય હિંદુઓના શીરે લાગી રહેલું છે, એ લોક આપણા સમાજનું અંગ હોવા છતાં અલગ થયા સરખા થઇ પડયા છે. ખરેખર, તેઓ આપણા બંધુ હોવા છતાં આપણાથી દૂર થયા છે, અને આપણા હિતમાં આપણને સહાયક હોવા છતાં પણ સહવાસના અભાવે પરસ્પરમાં એક બીજા માટે પ્રેમ વૃદ્ધિ પામતો નથી.

આ અંત્યજોદ્ધારનો પ્રશ્ન એ હિંદુ સમાજના ચોથા ભાગનો અને હિંદી સમાજના પાંચમા ભાગનો છે. આવા મહાન સમાજનું હિતાહિત આ પ્રશ્નના યોગ્ય નિકાલ પર અવલંબિત છે. આ માટે આ પ્રશ્ન સંબંધી વિશેષ વિચાર કરવાની આવશ્યકતા છે.

---

# ભાગ ૨ જો.

## ઉત્પત્તિ, સ્વરૂપ અને સ્થિત્યન્તર.

૧. પૂર્વ વિભાગમાં દર્શાવ્યા પ્રમાણે સ્પર્શાસ્પર્શનો પ્રશ્ન એ વ્યક્તિ વિષયક નહિ પણ સંપૂર્ણ રીતે સાર્વજનિક છે અને બહુ જનસમાજમાં વ્યાપેલો હોવાથી તે ઘણો મહત્વનો છે. આથી એનો સોપપત્તિક વિચાર થવો જોઇએ. પ્રથમ તો પૂર્વ કાલમાં જાતિ વિષયક કલ્પના હતી કે નહિ તે જોઇએ. કારણ જાતિ ભેદના તત્વપરજ ઘણે અંશે સ્પર્શાસ્પર્શની ભાવના સ્થિર થયલી છેઃ—

एक एव पुरावेदः प्रणवः सर्ववाङ्मयः ।
देवो नारायणो नान्यः एकोऽग्निर्वर्ण एव च ॥ ४ ॥
भागवत स्कं० ९ । १८ ॥

" પૂર્વે એક વેદ, સર્વવાઙ્મય વ્યાપક પ્રણવ ( ઓંકાર ), એકજ અદ્વિતીય નારાયણદેવ, એક અગ્નિ અને એકજ વર્ણ હતાં. "

આવું શ્રીમદ્ભાગવતનું કથન છે. ભાગવતના આ વચનમાં " पुरा " એવો શબ્દ છે અને તે ઘણા પ્રાચીન કાળની સ્થિતિ સૂચવે છે. પ્રાચીન કાળમાં એકતાની સ્થિતિ કેવી હતી, તે આ શ્લોકમાં બહુ ઉત્તમ રીતે વર્ણવેલું છે. આ શ્લોકપરથી એ પ્રાચીનકાલની જે કલ્પના ઉદ્ભવે છે, તે એ કે, ( ૧ ) પ્રાચીન કાલમાં મતમતાંતરો નહોતા, એકજ વેદ ધર્મ પ્રચારમાં હતો; આથી આજકાલની પેઠે ગોટાળીઆ પુસ્તકોનાં થોથાં ન હોતાં, પણ ધર્મ માર્ગ દર્શાવનાર માત્ર એકજ વેદ હતો; ( ૨ ) હાલમાં નજરમાં આવે તે ગુરૂ થાય અને તે જપ કરવા અર્થે મંત્ર આપે, તેવો પ્રકાર પૂર્વે નહોતો, પરંતુ પ્રાચીનકાળમાં ફક્ત એક પ્રણવ (ૐ) મંત્રનોજ જપ સાર્વત્રિક હતો; (૩) વર્તમાનની પેઠે એ કાલમાં અનેક ઉપાસ્ય દેવો નહોતા, પણ કેવળ સર્વ વ્યાપક એક નારાયણનીજ ઉપાસના પ્રચલિત હતી; (૪) એક અગ્નિમાંજ સર્વ લોક હવન કરતા; (૫) અને તે

પ્રાચીન કાલમાં ' એકજ વર્ણ ' હતી; હાલની માફક અરાદસો જાતિ તે કાળે નહોતી. હિંદુધર્મમાં હાલમાં જે ભેદભાવની કલ્પનાઓ ઉદ્ભવેલી છે, એનાં કારણો પણ આ શ્લોકપરથી નિશ્ચિત થવા યોગ્ય છે. તે એ કે, (૧) એક વર્ણની કલ્પના જતાં તેની જગાએ અનેક જાતિ ઉત્પતિ સિદ્ધ છે એવી કલ્પના રૂઢ થઇ; (૨) એક ઉપાસ્ય પરમેશ્વર છે, એ ભાવના ઘણે ભાગે લુપ્ત થઇ અનેક ઉપાસ્ય પ્રધાનપણે આગળ આવ્યા; (૩) ગુરૂએ ગ્રહણ કરવાનો અને ઉપદેશવાનો ૐ કાર આ મંત્ર અલગ રહેતાં આધુનિક વિવિધ મંત્રો આગળ આવ્યા, તેમ દરેક ગુરૂના ચેલાઓ પોત પોતાનો નિરનિરાળો વર્ગ સમજવા લાગ્યા; (૪) વેદ પર નામ માત્ર શ્રદ્ધા રહેતાં સર્વ વ્યવહાર આધુનિક પુસ્તકો પર નિર્ભર રહેવા લાગ્યો. આ સર્વ કારણો હિંદુસમાજમાં ભેદ ભાવની કલ્પના ઉત્પન્ન થવાને આભારી છે. એવું ઉપરોક્ત ભાગવત વચનાનુસાર કહેવામાં હરકત નથી. એક વર્ણની કલ્પના અન્ય શબ્દોમાં મહાભારતમાં પણ છે. જુઓ—

एकवर्णमिदं पूर्वं विश्वामासीद् युधिष्टिर ॥
कर्मक्रिया विभेदेन चातुर्वर्ण्यं प्रतिष्ठितम् ॥
सर्वे वै योनिजा मर्त्या सर्वे मूत्रपुरीषजाः ॥
एकेन्द्रियेन्द्रियार्थाश्च तस्मात् छीलगुणैर्द्विजः ॥
शूद्रोऽपि शीलसंपन्नो गुणवान् ब्राह्मणो भवेत् ॥
ब्राह्मणोऽपि क्रियाहीनः शूद्रात् प्रत्यवरो भवेत ॥

महाभारत वन पर्व. अ. १८०

" હે યુધિષ્ઠિર રાજા ! આ જગતમાં—આ પૃથ્વીપર–પૂર્વે એકજ વર્ણ હતી. ગુણ અને કર્મના વિભાગને લીધે તે પછી ચાતુર્વર્ણ્ય પ્રસ્થાપિત થઇ. સર્વ માણસો યોનિથીજ ઉત્પન્ન થયલાં છે; સર્વની ઇન્દ્રિય-વાસના પણ સમાનજ છે. ( આમ છે એટલે જન્મથી ઉચ્ચનીચ ભેદ માનવો ઠીક નથી ) આથી શીલ પ્રાધાન્યથીજ દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ વર્ણ ) થાય છે. જ્યારે શૂદ્ર શીલસંપન્ન થાય ત્યારે તેજ ગુણવાન બ્રાહ્મણ છે એમ કહેવાય અને બ્રાહ્મણ જ્યારે ક્રિયાહીન થાય ત્યારે તેજ શૂદ્રની અપેક્ષાએ હીન થાય છે. "

મદ્દ મહત્તનું આ વચન છે. આ વચનનો અને પ્રથમના ભાગવતના વચનનો સંપૂર્ણ રીતે મેળ છે. આ બન્ને ગ્રંથનાં વચનો સર્વ સમજુ અને ધાર્મિક લોકને માન્ય છે. આ શ્લોકમાં પણ 'પૂર્વ' શબ્દ છે જે ભાગવતના 'पुरा' શબ્દનું પ્રાચીનત્વ દર્શાવે છે. ગુણ કર્મથી ચાર વર્ણ ઉત્પન્ન થયા; પણ પૂર્વે એકજ વર્ણ હતો એ કલ્પના આ સ્થળે ધ્યાનમાં લેવા યોગ્ય છે.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्म विभागशः ।

भगवद्गीता ४ ॥ १३

'મ્હેં ગુણ કર્મ વિભાગથી ચાતુર્વર્ણ્ય ઉત્પન્ન કરી' એવું જે ભગવદ્ગીતામાં કહેવામાં આવ્યું છે, તે એ પ્રાચીન સ્થિતિ લક્ષમાં રાખીનેજ કહેવાયલું હોવું જોઇએ. એકજ વર્ણના માણસોના તેમના અંગના ગુણધર્મ પ્રમાણે મ્હેં ચાર વિભાગ કલ્પ્યા, એવો આ કથનનો આશય છે. વિદ્યા પ્રતિ જેનો વિશેષ પ્રવેશ તેને બ્રાહ્મણ કહ્યા, શૌર્ય અને સાહસ તરફ જેની સ્વભાવતઃ પ્રવૃત્તિ તેને ક્ષત્રિય કહ્યા, વ્યાપારાદિમાં જેની બુદ્ધિ વિશેષ એમની વર્ણને વૈશ્ય ગણવામાં આવી, આ સિવાયના અન્ય મનુષ્યો જેઓ આ ત્રણમાંથી એક પણ વર્ગમાં આવી શક્યા નહિ, એવા બુદ્ધિહીન લોકને માટે એક વર્ણ કલ્પી તેમને શૂદ્ર કહેવામાં આવ્યા. જે કાલમાં આ વ્યવસ્થા કરવામાં આવી તેથી પૂર્વ કાલમાં સર્વ માણસોની એકજ વર્ણ હતી, એમ સિદ્ધ થાય છે.

(૨) "चातुर्वर्ण्य" શબ્દની વ્યુત્પત્તિ "चत्वार एव वर्णाः चातुर्वर्ण्यम् એ પ્રમાણે છે.

આ વ્યુત્પત્તિ પરથી એ સ્પષ્ટ થાય છે કે મનુષ્યોની માત્ર ચારવર્ણ કરવામાં આવી છે. જ્યારે ગુણ કર્મ સ્વભાવ પ્રમાણે સર્વ માનવ સમાજના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે, ત્યારે હાલમાં અસ્પૃશ્ય મનાતા ૭ કરોડ હીંદુઓનો કોઇ પણ એક વર્ગમાં સમાવેશ કરવો જોઇએ. અસ્પૃશ્ય મનાતાઓમાં પણ ઉચ્ચ જાતિને યોગ્ય અનેક ગુણ હોય છે. આમ છતાં दुर्जनतोषन्याय પ્રમાણે આપણે તેમને શૂદ્રમાં સમાવિષ્ટ કરીએ. આમ કરવું, એટલે એમણે ત્રણ વર્ણોની પરિચર્યા કરવી એજ એમનો ધર્મ ઠરે ! જેઓનો ઉચ્ચ વર્ણમાં

ભળવાનો હક છે, એમનાં એ નૈસર્ગિક હકની પાયમાલી આ ધાર્મિક બહિષ્કારને લીધે થઇ છે. આમ થવામાં શું શું કારણો છે, તે આપણે ઐતિહાસિક દ્રષ્ટિથી જોઇએ.

૩. પ્રથમ કારણ બ્રાહ્મણોથી, દ્વિતીય ક્ષત્રિયોથી અને તૃતીય વૈશ્યોથી ઉત્પન્ન થયલું છે. એ ત્રણે વર્ણોના લોકોએ અંશતઃ આ બહિષ્કારને સહાય કરેલી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ વાતની સત્યતા અર્થે આપણે પ્રાચીન ઇતિહાસ પ્રતિ દ્દષ્ટિ નાંખવાની આવશ્યકતા છે.

૪. આપણા દેશના ધર્મક્રાંતિના ઇતિહાસનું સૂક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરતાં આપણને એ ક્રાંતિ પાંચ યુગમાં વ્હેંચાયલી જણાય છે; ( ૧ ) યજ્ઞ યુગ, ( ૨ ) બ્રહ્મયુગ, ( ૩ ) યોગયુગ, (૪) પઠન ( જપ ) યુગ ( ૫ ) વિજ્ઞાન યુગ. વૈદિક કાલમાં યજ્ઞયુગ હતો, અને ઉપનિષદ્ ગ્રંથોના કાલમાં બ્રહ્મયુગ વિશદ દશામાં આવ્યો હતો. બ્રહ્મસાક્ષાત્કાર થવા માટે જે જે નિયમોની આવશ્યકતા હતી, તે તે નિયમો પ્રત્યેકના દરરોજના આચરણમાં આણવા તરફ લોક પ્રવૃત્તિ આ યુગમાં થઇ. પૂર્વના યુગમાં જે નિયમો કેટલાક વિશિષ્ટ લોક પાળતા, તે પધ્ધતિ અનુસાર જે કાલમાં તે દરેક માણસના આચરણમાં આવ્યા તે યોગયુગ હતો. યોગયુગને અંતે મંત્રજપ સિધ્ધિ તરફ જન સમાજનું લક્ષ વધારે ખેંચાયું, કેવળ વિશિષ્ટ અક્ષર સમુચ્ચયજ જપવાથી અનેક પ્રકારની સિધ્ધિ પ્રાપ્ત થાય છે, એવી માન્યતા રૂઢ થઇ. આ પઠન કિંવા જપયુગ અદ્યાપિ પર્યંત્ આપણા દેશમાં પ્રચલીત છે; જો કે વર્તમાનમાં કંઇક વિજ્ઞાન યુગનો આરંભ થયો છે. આ પ્રમાણે આપણા ધાર્મિક ઇતિહાસના પાંચ યુગ છે. જે જે યુગ આવી ગયા તે તે યુગના પોતપોતાના સંસ્કાર મૂળ ધર્મ પ્રવાહ ઉપર કાયમના રહી ગયા છે. આથી વર્તમાનમાં ધર્મની ગ્લાનિ થવા છતાં પણ, તે તે સંસ્કાર વધના ઓછા પ્રમાણમાં જણાઇ આવે છે. વૈદિક કાલના યજ્ઞયુગમાં સર્વેને અગ્નિ સમીપ બેસીને હવન કરવાનો અધિકાર હતો, એમ જણાય છે; જુઓ—

*सत्यमहं गंभीरः काव्येन, सत्यं जातेनास्मि जातवेदाः ॥*
न मे दासो नार्यो महित्वा व्रतं मीमाय, यदहं धरिष्ये ॥३॥
अथर्व. ५. ११.

" ખરેખર, હું કાવ્યથી ( જ્ઞાનથી ) ગંભીર છું, ખરેખર તે કાવ્ય યત્નાથીજ હું જાતવેદ ( જ્ઞાતવેદ કિંવા વેદપ્રકાશક ) થયેલું. જે કાર્ય હું કરવું ( ધારણ કરવું ) તે શ્રેષ્ઠ પ્રકારે જાણવાને દાસ ( શૂદ્ર ) પણ સમર્થ નથી અને આર્ય પણ નહિ. "

આ અથર્વવેદનું વચન છે. એ અગ્નિના ઉદ્ગાર તરીકે આપવામાં આવ્યું છે. અગ્નિ શબ્દથી પરમેશ્વર સમજો કિંવા લૌકિક અગ્નિ સમજો; તેથી મંત્રના અર્થમાં કંઇ પણ ફરક પડતો નથી. આ મંત્રનો સરળ ભાવ એવો છે કે, " દાસ, શૂદ્ર અથવા ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ) ત્રૈવર્ણિક આર્ય એઓમાં કુલથી ઉત્પન્ન થયેલા ભેદ અગ્નિ ( પરમેશ્વર ) દત્ત નથી; પરંતુ તે એમના પોતાના ગુણકર્મની મહત્વતાને લીધે છે. " અગ્નિ સમીપ કિંવા પરમેશ્વર સમીપ જવાને જેટલો અધિકાર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રૈવર્ણિક આર્યોને છે, તેટલોજ અધિકાર શૂદ્ર અને દાસને અર્થાત્ અનાર્યોને છે. એ ઉપરોક્ત શ્રુતિનું તાત્પર્ય છે તેમજઃ—

समानी प्रपा सह वो अन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि।
सम्यञ्चो अग्निं सपर्यत आरा नाभिमिवाऽभितः ॥ ६ ॥

अथर्व० ३।३०.

" ( હે મનુષ્યો ! ) તમારૂં જલપાન કરવાનું અને અન્ન સેવન કરવાનું સ્થાન એકત્ર હો. સમાન ધુરાની પેઠે મેં તમો સર્વને સરખા જોડેલા છે. જે પ્રમાણે ચક્રની નાભિમાં આરા બેસાડેલા હોય છે, તે પ્રમાણે તમે સર્વ એકત્ર થઇ અગ્નિમાં હવન ( અને પરમાત્મોપાસના ) કરો."

આ પ્રમાણે ઉપરોક્ત અથર્વ વેદના મંત્રનો અર્થ છે. આ આજ્ઞા સર્વને સમાનપણે આપેલી છે. એમાં કોઇ પણ પ્રકારે પક્ષપાતને સ્થાન નથી. ચક્રના સર્વ આરા જેમ એક સરખા હોય છે, અમારૂં મહત્વ વધારે અને તમારૂં ઓછું, એના જેવો એમાં ભાગ નથી, તેજ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર આરા રાષ્ટ્રરૂપી ચક્રમાં બેસાડેલા છે.

આપણે એકજ રાષ્ટ્રરૂપી ચક્રના અવયવ છીએ અને આપણા એકી-કરણથીજ ચક્રની સુસ્થિતિ અને પુરોગતિ હોવી શક્ય છે, એ લક્ષમાં



આર્યોને સર્વેએ એકત્ર મળી ઉપાસના કરવી. આ ઉપદેશ પરથી અને પૂર્વે આપેલા મંત્ર પરથી વૈદિક કાલના ઋષિયુગમાં એક ઉચ્ચ અને એક નીચ, એવો ઉત્પત્તિ સિદ્ધ ભેદ નહોતો, તેમજ ઉપાસના કિંવા યજ્ઞ સમયે સર્વે એકઠા થતા એ સ્પષ્ટ થાય છે.

" એકજ ધુરામાં સર્વને સરખા જોડેલા છે. " એ મંત્રનું વિધાન વિશેષ લક્ષપૂર્વક વિચારવા યોગ્ય છે. રાષ્ટ્રરૂપી રથમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર ઘોડાને એકજ ધુરાએ બાંધેલા છે. વૈદિક પરંપરા લક્ષમાં આણતાં વાચકોને એ લક્ષમાં આવશે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ત્રૈવર્ણિક આર્ય, એ ત્રણ સુશિક્ષિત ઘોડા, અને શૂદ્ર એ અનાર્ય અશિક્ષિત ઘોડો છે. તે સુશિક્ષિત થાય માટે એને ત્રણ સુશિક્ષિત ઘોડાઓ સાથે જોડેલો છે. શૂદ્રોમાં અતિશૂદ્ર, નામ શૂદ્ર અને સતશૂદ્ર એ સર્વનો સમાવેશ થાય છે એ કહેવાની જરૂર નથી. આ ઉપદેશની વ્યાપ્તિ લક્ષમાં લેતાં જણાય છે કે, મનુષ્ય સમાજના એક વિભાગ સામે સદાને માટે બહિષ્કારનું શસ્ત્ર ઉગામી રાખવાની અધમ કલ્પનાને એમાં જરા પણ સ્થાન મળતું નથી. રાષ્ટ્રરૂપી રથને સરળ માર્ગે ચલાવવા અર્થે ત્રણ સુશિક્ષિત અને એક અશિક્ષિત એમ ચાર ઘોડા જોડેલા છે. એમાંના અશિક્ષિત ઘોડાને ત્રણ શિક્ષિત ઘોડાની સાથે ચલાવવાથીજ રથ લક્ષ્યસ્થાને પહોંચી શકશે, અન્યથા નહિ. આ માટે જે કંઇ સહાય અને ભોગ આપવા પડે તે આપવા તત્પર થવું જોઇએ. વૈદિક મંત્રની આ આજ્ઞાનું પાલન ન કરવું એ મહા પાપ છે.

૫. વાચકને આટલા આધાર પરથી સ્પષ્ટ થશે કે વૈદિક કાલમાં અનાર્યોનો બહિષ્કાર કરવામાં આવતો નહોતો. અનાર્યોની હીનસંસ્કૃતિના કારણે તત્કાલીન આર્ય અલગ રહેતા છતાં એમને પોતાનામાં સામીલ કરવાને તૈયાર રહેતા. તે પછી ઉપનિષદ્‌-કાલમાં બ્રહ્મયુગનો ઉત્કર્ષ થયો. એ યુગમાં પણ જાતિબદ્ધ સંકુચિત કલ્પના નહોતી. જુઓઃ—

जातिर्ब्राह्मण इति चेत् तन्न ।

—वज्रसूचिकोपनिषद्.

" જન્મથી બ્રાહ્મણ હોય છે એમ કહેવામાં આવે પણ તેમ નથી " એમ કહીને ઋષ્યશૃંગ, વસિષ્ટ, વિશ્વામિત્ર, ઇત્યાદિ અન્ય જાતિમાં ઉત્પન્ન થયેલા પણ ( ધર્માચરણથી ) બ્રાહ્મણ થયા એવું સ્પષ્ટ જણાવેલું છે; અને છેવટે " એક સર્વવ્યાપક અદ્વિતીય પરમાત્માને જે જાણે તેજ બ્રાહ્મણ " એવું બ્રાહ્મણનું લક્ષણ એજ ઉપનિષદ્‌માં કહેલું છે. વજ્રસૂચિકોપનિષદ્ એટલે તો જાણે જાતિભેદની કલ્પનાપર કુહાડા ઘાત. આ ઉપનિષદ્‌માં જન્મથી બ્રાહ્મણ ઉત્પન્ન થતો નથી, એવું સિદ્ધ કરીને કોઇપણ વર્ણ જન્મથી માનવો નહિ, એવું કંઠરવથી ધ્વનિત કરેલું છે. એવીજ રીતઃ—

पौल्कसो अपौल्कसो भवति ॥

—बृहदारण्यक. उप० ४।३।२२

' ચાંડાલ હોય તો પણ ( આ જ્ઞાનથી ) અચાંડાલ ( ઉચ્ચ ) થાય છે. ' આવું સર્વમાન્ય બૃહદારણ્યકોપનિષદ્‌નું વચન છે. તેવીજ રીતે:—

अन्योऽप्येवं यो विदध्यात्ममेव

—कठोपनिषद् २। ६। १८

નચિકેતાજ આ જ્ઞાનથી બ્રહ્મપદમાં લીન થયો એમ નથી, પણ " જે અન્ય કોઇ પણ આ જ્ઞાન જાણે છે તો તે નચિકેતા પ્રમાણેજ બ્રહ્મપદમાં લીન થાય છે. " આ પ્રમાણે કઠોપનિષદ્‌માં સર્વને માટે એક સરખો જ્ઞાન-માર્ગ ખુલ્લો મૂકેલો છે. આજ બ્રહ્મયુગમાં અજ્ઞાત કુલ જાબાલિ ઉપનયન ધારણ કરી દ્વિજ થઇ શક્યો હતો, સમાનતાના આ યુગમાંજ શૂદ્રી પુત્ર મહીદાસ દ્વિજ થઇ ઋગ્વેદનું ઐતરેય બ્રાહ્મણ રચી શક્યો હતો. આ ઇતિ-હાસ જ્યાં સુધી વિદ્યમાન છે, ત્યાંસુધી એ કાલમાં-દ્વાલમાં અસ્પૃશ્યોપર છે એવો-તીવ્ર બહિષ્કાર હતો, એવું કદાપિ પણ કહી શકાશે નહિ. બ્રહ્મની વ્યાપકતાની કલ્પના આ બ્રહ્મયુગમાં હવે પૂર્ણ દશાને પહોંચી; અને તે કારણે બ્રહ્મ સાક્ષાત્કાર માટે પાળવાના નિયમ સાર્વત્રિક રીતે અમલમાં આણવા તરફ લોકોનું લક્ષ ખેંચાયું. હવે નવા યુગનો આરંભ થયો. યમ,

નિયમ, આસન અને પ્રાણાયામ એ યોગનાં ચારે અંગોનો થોડો ઘણો અભ્યાસ પ્રત્યેક કરવો જોઇએ એવી નિત્યકર્મની વ્યવસ્થા આ યોગયુગમાં કરવામાં આવી. હાલની કર્મકાંડની પદ્ધતિ જોકે આગળના કરતાં કેટલેક અંશે બદલાયલી છે, તોપણ એ કાલમાં તે ઘણીજ સુવ્યવસ્થિત હોવી જોઇએ એમ અનુમાન થાય છે. પ્રત્યેક કૃત્યના પ્રારંભે આસન, આચમન, પ્રાણાયમ વગેરે કરવાનું ચાલૂ થયલું, તેજ એ યોગનિયમની સાર્વત્રિકતાની સાક્ષિ છે. યોગમાંઃ—

अहिंसा सत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः ॥ ३० ॥

शौच संतोषतपः स्वाध्यायेश्वर प्रणिधानानि नियमाः ॥ ३२ ॥

पातंजल योगदर्शन पा० २

૬. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે અને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વર પ્રણિધાન એ પાંચ નિયમ છે, એમ કહેલું છે. યમનું પૂર્ણપણે પાલન કરવાથી નિયમનું પાલન થઇ શકે છે. 'હિંસા' ચાલતી હોય ત્યાં સુધી 'શૌચ' ( શુદ્ધિ ) એ નિયમનું અંગ પાળી શકાતું નથી. એજ પ્રમાણે યમ, નિયમના અન્ય અંગોનો સંબંધ છે. આ અહિંસાના પ્રસાર વખતે હિંસા કરનારાનો અહિંસકોએ, અને માંસભક્ષકોનો શાકાહારીઓએ બહિષ્કાર કર્યો. અહિંસામાં ભૂતદયા, સર્વભૂતપ્રેમ, વાણીની પવિત્રતા, વગેરે ઉચ્ચ ગુણોનો વાસ હોવાને લીધે સ્વાભાવિક રીતેજ એ અહિંસાધારીયોનું મહત્વ સર્વમાન્ય થયું. આ પ્રમાણે બ્રાહ્મણોના એક અંગ તરફથી બીજાનો બહિષ્કાર થયો; હવે બીજાં અંગ કયાં છે તે જોઇએ.

शौचात् स्वांगजुगुप्सा परैरसंसर्गः ॥ ४० ॥

पातंजल योग० पा० २

સ્વચ્છતાના નિયમ પાળનારને પોતાના દેહની પવિત્રતા ન જણાતાં ઘૃણા ઉત્પન્ન થાય છે, આથી અન્ય મનુષ્યનો સંસર્ગ કરવો નહિ એમ લાગે છે. પાતંજલના આ સૂત્ર પર ભગવાન બાદરાયણ વ્યાસ કહે છેઃ—કે આપણા

દેહમાં મલ છે તેનો નાશ કરવો, એટલે શુદ્ધિ કરતાં કરતાં શરીરની મલિનતા દષ્ટિ સમીપ આવે છે, જેથી દેહ પરની આસક્તિ ઉડી જાય છે અને તે યતિ થાય છે. બાહ્યશુદ્ધિ સિદ્ધ કરનાર માણસ, મૃતિકા, પાણી ઈત્યાદિ સાધનોના યોગથી પોતાનું શરીર ધોયા કરે છે છતાં પણ તે પૂર્ણ સ્વચ્છ થતું નથી, એવું જ્યારે જુવે છે, ત્યારે તે અન્યના અત્યંત અસ્વચ્છ શરીરનો સંસર્ગ કરવા કેવી રીતે તૈયાર થાય ? ”

યોગની આ દશાનો અંત્યજોના બહિષ્કાર સાથે ઘણો સંબંધ છે. યોગયુગમાં કે જે સમયે યોગના યમ નિયમાદિનું પાલન થવા લાગ્યું, તે વખતે શુદ્ધતા તરફ એમનું–કિંવા કેટલાક મનુષ્યોનું–વધુ લક્ષ્ય ગયેલું. આ પ્રમાણે સ્વચ્છતાના નિયમ પાળતાં પાળતાં એમ લાગવા માંડયું કે, જ્યારે આપણું શરીર ન્હાવા ધોવા છતાં પણ પુનઃ પુનઃ મલીન થાય છે, તો પછી સ્નાન ન કરનારાઓની તેમજ આપણા જેવા સ્વચ્છ ન રહેનારાઓની શી દશા ? યોગમાર્ગમાં પડીને સ્વચ્છતા પળાડી પડેલાઓ, આથી અન્ય જનસંસર્ગથી દૂર રહેવા લાગ્યા. આ પ્રમાણે છૂટા પડવાથી અન્ય લોક સાથેનો એમનો સંસર્ગ અને સહવાસ ઓછો થતો ગયો.

માંસાહાર કરનારા, કાંદા લસણાદિ ઉગ્રવાસવાળા પદાર્થ ખાનારા તેમજ ઉગ્રવાસયુક્ત મશાલાનો ઉપયોગ કરનારાઓનો સંસર્ગ પણ આ યોગ માર્ગમાં પડેલાઓને ઓછો થતો ગયો; કારણ કે એમના મુખમાંથી આવતી વાસ એમને ઘૃણા ઉત્પન્ન કરનાર થઇ પડી. વળી સાત્વિક પદાર્થ ખાનારાઓએ કઇ વસ્તુઓ ખાવી અને કઇ ન ખાવી તેના પણ નિયમ કર્યા. આ રીતે સ્વચ્છ આહાર વિહાર કરનારાઓએ પોતાના નિયમનું પાલન કરવા અર્થે અસ્વચ્છ લોકથી દૂર રહેવાની પ્રવૃત્તિ કરવા માંડી. તાત્પર્ય કે, અહિંસાની પ્રવૃત્તિને લીધે માંસાહારી અને શાકાહારી એવા બે મહાન્ વર્ગ પડયા, અને તેજ પ્રમાણે સ્વચ્છતાના વિશેષ પ્રકારને લીધે શુચિ અને અશુચિ એવા બે મહાન્ વર્ગ પડયા. નૈસર્ગિક માનવ પ્રવૃત્તિ પ્રમાણે તેઓ એકમેકથી ભિન્ન રહેવા લાગ્યા. આ બે કારણે બ્રાહ્મણ વર્ગ તરફથી અન્ય લોકનો બહિષ્કાર થયો, એમ જણાય છે.

૭. હવે આપણે ક્ષત્રિય વર્ગ તરફથી અંત્યજોનો કેમ બહિષ્કાર કરવામાં આવ્યો તેનાં કારણ જોઇએ. આર્યો પોતાના ઉત્તર ધ્રુવ તરફના નિવાસસ્થાન-

થી નીચે ઉતરતા ઉતરતા હિંદુસ્થાનમાં આવી પહોંચ્યા. આ આર્યોમાં ક્ષત્રિય વર્ણના મનુષ્યો ઘણા શૂર અને પાણીદાર હતા. એમણે હિંદના મૂળ વતનીઓને જીતી લઇ તેમનાપર પોતાનું સ્વામિત્વ સ્થાપન કર્યું. આરંભમાં જ્યાંસુધી એમનામાં સામ્રાજ્યનો મદ વૃદ્ધિ પામ્યો નહોતો, અને મૂળના સનાતન ધર્મની કલ્પના જાગૃત હતી, ત્યાંસુધી તો એમણે અહીંના મૂળ વતનીઓને પોતાનામાં ભેળવવા માંડ્યા. કેટલાકને નોકરી અર્થે તો કેટલાકને એમના સદ્ગુણ જોઇને દ્વિજ કરવામાં આવ્યા. પરંતુ જ્યારથી પોતે જેતા અને એ જીત છે એવું અભિમાન ઉત્પન્ન થયું, તેમને જુદા રાખ્યા શિવાય આપણું મહત્વ સચવાશે નહિ એમ લાગવા માંડ્યું, અને તેઓને આપણી સાથે ભેળવવાથી આપણું ગૌરવ ક્યાં રહે (?) એવી વિષમ કલ્પના પ્રબલ થઇ; ત્યારથી એમણે એ મૂળના અનાર્યોને દૂર રાખવાના કાયદેસર પ્રયત્ન કરવાનો આરંભ કર્યો. જુઓ:—

चांडालश्वपचानां तु बहिर्ग्रामात् प्रतिश्रयः ॥
अपपात्राश्च कर्तव्या धनमेषां श्वगर्दभम् ॥ ५१ ॥
वासांसि मृतचैलानि भिन्नभाण्डेषु भोजनम् ॥
कार्ष्णायसमलंकारः परिव्रज्या च नित्यशः ॥ ५२ ॥
न तैः समयमन्विच्छेत् पुरुषो धर्मगाचरन् ॥
व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह ॥ ५३ ॥
अन्नमेषां पराधीनं देयं स्याद् भिन्नभाजने ॥
रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥ ५४ ॥
दिवा चरेयुः कार्यार्थं चिन्हिता राजशासनैः ॥
अबान्धवं शवं चैव निर्हरेयुरिति स्थितिः ॥ ५५ ॥
वध्यांश्चहन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ॥
वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च ॥ ५६ ॥

मनु० अ० १०।

" ચંડાલ, શ્વપચ, ઇત્યાદિ ગામના નાકના બહાર રહેવું. એમની સાથે વાસણ રાખવા દેવાં નહિ, કૂતરાં, ગધેડાં એજ એમનું ધન. પ્રેત ઉપરથી ઉતારી લાધેલા વસ્ત્ર એજ એમનાં વસ્ત્રો; એમણે ફુટી ગયલાં માટીનાં પાત્રમાં ખાવું; લોઢાના અલંકાર પહેરવા અને હમેશાં એજ રીતે ભટકવું. બીજાઓએ એમના સાથે સંબંધ રાખવો નહિ; લગ્ન તેમજ અન્ય વ્યવહાર એમણે પોતપોતામાં કરવો; એમને અન્ન લેવું હોય તો તે ભિન્ન પાત્રમાં આપવું; એમણે શહેરમાં કિંવા ગામમાં રાત્રીએ જવું નહિ; દિવસે કોઇ કાર્ય પ્રસંગે જવુ પડે તો વિશિષ્ટ ચિહ્ન ધારણ કરીને જવું; નવાસી ગુન્હેગાર ઉપરથી જલાદનું કામ કરવું; ગુનાગારો વધ થયાને એમણે નિયમાનુકૂલ ઠાર કરવા, અને એના અંગ પરનાં વસ્ત્રો અને દરદાગીના લઇ લેવા. "

આવો ભયંકર કાયદો બે હજાર વર્ષ પહેલાં કરીને તેનો ઘણી સખ્તાઇથી અમલ કરવામાં આવ્યો. આવા અમાનુષિ નિયમના જેવો એક બીજો નિયમ પણ જાણવા જેવો છે.

शक्तेनाऽपि हि शूद्रेण न कार्यो धनसंचयः ॥
शूद्रोऽपि धनमासाद्य ब्राह्मणानेव बाधते ॥ १२९ ॥

मनु अ० १०

" સામર્થ્યવાન શૂદ્રે પણ દ્રવ્યસંગ્રહ કરવો નહિ, કારણકે શૂદ્રને ધન પ્રાપ્ત થતાં તે દ્વિજને ઉપદ્રવ કરે છે. "

આવા ભયંકર કાયદા અમલમાં આવવાથી બિચારા અનાર્યોની ઊંચું પણ ઉંચું કરવાની સ્થિતિ રહી નહિ પૂર્વે આર્યોની પરિચર્યા કરવાનો માર્ગ એમને માટે ખુલ્લો હતો, પણ તેમાંથીએ બહિષ્કૃત થવાથી એમની નિરાશ્રિત સ્થિતિ દિવસાનુદિવસ ઘણીજ શોચનીય થઇ પડી. ગામમાં રહેવાને સ્થાન નહિ, ધન સંગ્રહ કરવાની આજ્ઞા નહિ, સારાં વસ્ત્રો વાપરવાની પરવાનગી નહિ, કોઇપણ ઉદ્યોગ કે ધંધો કરવાની સવડ નહિ; આવી સ્થિતિમાં દિવસ કાઢવા એ પણ દુર્લભ ! પણ આર્યોને તો એ સમયે વિજયીપણાનો મદ ચઢ્યો હતો. આથી બ્રાહ્મણ પોતાના તપના અહંકારથી અને ક્ષત્રિય વિજય પ્રાપ્ત કરવાના મદથી પોતાની એટલી તો માનસિક સમતા ગુમાવી બેઠા હતા, કે એમનામાં આવી શોચનીય સ્થિતિનો વિચાર કરવાની પણ યોગ્યતા રહી નહોતી.

૮. વૈશ્યોએ પણ આ અનાર્યોના દુઃખમાં વધારો કરવાને બાકી રાખી નહિ. હાલની અરાઢ જાતિ એ એક કાળે માત્ર વ્યાપાર અથવા કારીગિરીના સંઘ રૂપ હતી. આમાંજ વર્તમાનનું જાતિવિશિષ્ટ સ્વરૂપ આવેલું છે, એવી ઘણા વિદ્વાનોની કલ્પના ઘણે અંશે ખરી ઠરે છે. લુહાર, સુતાર, કંસારા, કુંભાર, વગેરે જુદા જુદા ધંધાવાળાઓએ પોત પોતાના જુદા સંઘ (જ્ઞાતિ) બનાવ્યા. પોતાના વ્યાપાર અને કારીગિરની ખૂબી બીજાનામાં જાય નહિ તે માટે અન્યને પોતાનામાં ન ભળવા દેવાની દક્ષતા રાખી, આ પ્રમાણે તે તે જાતિયો ઉદ્દભવેલી છે. આથી જેમને વ્યાપારીના વર્ગોમાં દાખલ કરવામાં ન આવ્યા તેમના સર્વથા જુદા ભાગ પડયા. આ સંઘવાળાઓને રાજનિયમોનો ટેકો હતો, અને બ્રાહ્મણ વર્ણની પણ સહાનુભૂતિ હતી. આમાંની કોઇ પણ પ્રકારની સહાય અનાર્યોને ન હોવાથી તેઓ ચારે દિશાએથી હડધૂત થઇ ગયા અને એ બિચારાઓની શારીરિક તેમજ માનસિક અવનતિ થઇ. એટલુંજ નહિ, પણ પોતાને નાગરિકતાના હક્ક છે એ કલ્પના પણ એમના મગજમાંથી સમૂળગી નીકળી ગઇ. વંશપરંપરાની ગુલામગિરીથી કેવી અવનતિ થાય છે એ જોવાને આ અંત્યજોનું દ્રષ્ટાંત ઘણું ઉત્તમ છે.

૯. આ પ્રમાણે બ્રાહ્મણો તરફથી યોગમદને લીધે, ક્ષત્રિયો તરફથી જેતૃત્વના મદને લીધે અને વૈશ્યો તરફના વ્યાપારી સંઘ બંધાવાથી આ નિરાશ્રિતોનો બહિષ્કાર કરવામાં આવ્યો. બ્રાહ્મણોનો બહિષ્કાર કેવળ એ વર્ગ પૂરતોજ નહોતો પણ ક્ષત્રિય અને વૈસ્ય વર્ણનો પણ કંઇક અંશે હતો. સ્પર્શાસ્પર્શ અને શુદ્ધાશુદ્ધના વિચારને લીધે બ્રાહ્મણ શિવાયનાનો થયેલો સ્પર્શ પણ ધાર્મિક બ્રાહ્મણને ખપતો નહિ. પરંતુ ત્રણે વર્ણોએ અનાર્યોનો જેવો સંયુક્ત બહિષ્કાર કર્યો, તેવો તે ન હોવાથી એમાં એટલી તીવ્રતા રહેલી નથી.

પ્રાચીન કાલનો સમાનતાનો યુગ આપણે જોયો, અને યોગયુગમાં પણ પ્રવેશ કર્યો, યોગયુગમાં વિષમતાની કલ્પના કેવી રીતે ઉદ્દભવી તે પણ જોયું. જે કલ્પના ઉદ્દભવી તે પરિણામ આપ્યા વગર રહેતી નથી, એ સિદ્ધાન્ત પ્રમાણે ભેદાભેદ અને સ્પૃસ્યાસ્પૃસ્યની ઉદ્દભવેલી કલ્પનાએ સર્વના અંતઃકરણપર પરિણામ કર્યુંજ, એ પછી ગોખણપટ્ટીનો યુગ શરૂ

થયો, મંત્રોના ઉપદેશ તરફ દુર્લક્ષ થવા લાગ્યું અને માત્ર શબ્દોનું પઠન કરવામાંજ વિલક્ષણ સામર્થ્ય રહેલું છે એવું મનાવા લાગ્યું. આજ અજ્ઞાન યુગ. અજ્ઞાન યુગમાં યુક્તિવાદ અને સમતાભાવ વચ્ચે ફાંટા પડે છે. ચાલતા આવેલા રીત રિવાજ અને પ્રચલિત થયલી માન્યતા દૃઢ થતાં, કાલાનુસાર એના પર સંસ્કાર ન પડવાને લીધે, પરિસ્થિતિને અનુરૂપ એવી એની વૃદ્ધિ થાય છે. એ પ્રમાણે સ્પર્શાસ્પર્શના આચાર વિચાર અને જાતિભેદની કલ્પના, એ આ ગોખણપટ્ટીના યુગમાં અસ્ખલિત રીતે વધ્યાં ગયાં. સમાજ છિન્નભિન્ન થઇ ગયો અને જનસંખ્યા પુષ્કળ હોવાથી એનામાં સંઘશક્તિ નષ્ટપ્રાયઃ થઇ ગઇ. સંઘશક્તિના અભાવને લીધે, પરચક્રોના હુમલા એક સરખી રીતે થતા રહેતા, અંતે અંગ્રેજોના હાથમાં આપણો દેશ આવી પડયો. અંગ્રેજી રાજ્ય શરૂ થતાં યૂરપના વિજ્ઞાનયુગની લાટ હિંદ પર આવી અથડાઇ અને તેથી જપયુગની ઇતિશ્રી થતાં વિજ્ઞાન યુગનો પ્રારંભ થયો. આ વિજ્ઞાન યુગમાં પ્રત્યેક આચાર વિચારની કસોટી તર્કની સરાણ ઉપરચઢાવી, તાવી ટીપીને જો યોગ્ય નીવડે તોજ તેનો સ્વીકાર કરવામાં આવે છે. નવ જીવનનો આ પ્રમાણે પ્રારંભ થવાથી, આ નવીન મનવન્તરમાં પ્રાચીન જાતિભેદ, સ્પર્શાસ્પર્શની કલ્પના અને સમાજના એક અંગપર પડેલો તીવ્ર બહિષ્કાર, એની પરિક્ષા ચાલી રહી છે. આ વિજ્ઞાન યુગમાં પ્રચલિત થયલા ઉદાર સિધ્ધાન્તોને લીધે, ભિન્ન પરિસ્થિતિ અને ભિન્ન કારણોને લીધે ઉદ્ભવી વૃદ્ધિ પામેલી કલ્પનાઓ જેમની તેમ ટકી રહે એમ બનવાનું નથી. દરરોજ એમાં ફેરફાર થતો આપણે જોઇએ છીએ તેમજ તેના પર પડતા નવીન સંસ્કારોને પણ જોઇ શકીએ છીએ. ભિન્ન ભિન્ન કારણે ઉત્પન્ન થઇ જુદી જુદી પરિસ્થિતિમાં વૃદ્ધિ પામી અજ્ઞાન રૂપી ખાતરથી ઉછરી મોટું થયલું અસમાનતાનું આ વિષવૃક્ષ હવે સર્વની સહાનુભૂતિ વડે કેવી રીતે નષ્ટ કરવું, એ તરફ આ વિજ્ઞાન યુગના નેતાઓ અને કર્મ વીરોનું લક્ષ ખેંચાયું છે. એ ભદ્ર પુરૂષોની એ ભદ્રેચ્છા સફલ થતાં " समानी प्रपा सह वो अन्नभागः ॥ " એ મંત્રના વૈદિક ઉપદેશ તરફ સર્વ જઇ પહોંચશે. અને તે સમયે ઉભય બાજુનાં હૃદયોને પ્રેમથી ભેટવાનો સુયોગ પ્રાપ્ત થશે.

---

# ભાગ ૩ જો.

## વધમતાની વૃદ્ધિનાં કારણો.

( ૧ ) સ્પર્શાસ્પર્શનો વિચાર, કેવળ અંત્યજો માટેજ કરવાનો નથી, પરંતુ સર્વ સાધારણની દ્રષ્ટિથી કરવાનો છે. એની વ્યાપ્તિ અલ્પાંશે સાર્વત્રિક છે. જાતિ નિર્બંધ અને સ્પર્શાસ્પર્શની કલ્પના ઉત્પન્ન થઇ વધવાનાં જે ત્રણ કારણો પૂર્વ વિભાગમાં દર્શાવવામાં આવ્યાં તે ઇતિહાસ સિદ્ધ છે. હવે આપણે એ કલ્પના દ્રઢમૂલ થવાનાં આનુષંગિક કારણો કયાં છે તેનો વિચાર કરીશું. આ વિચાર કરવાથી ઉત્પન્ન થયલા દોષને દૂર કરવાને કયા પ્રકારના ઉપાય લેવા તે વિચારવાનું સુગમ પડશે.

બ્રાહ્મણોએ બીજાઓના, ઉચ્ચ વર્ણોએ નીચવર્ણોના, શ્રેષ્ઠોએ કનિષ્ઠોના, શ્વેતરક્તપીત વર્ણોએ કૃષ્ણવર્ણિયોના પ્રાચીન કાલમાં કરેલા બહિષ્કારને લીધેજ સ્પર્શાસ્પર્શની કલ્પના ઉદ્ભવી એવું આપણે જોઇ ગયા. આ કલ્પના જેમ જેમ આગળ વધતી ગઇ; તેમ તેમ તેનો આઘાત સ્વજાતિ ઉપર પણ થવા લાગ્યો ! શત્રુપર આક્રમણ કરવા અર્થે અંગીકાર કરેલો ક્રોધ, ગૃહમંડળની અશાંતિનું કારણ થયું ! બીજાઓને દૂર કાઢી મૂકવાની પાપબુદ્ધિએ અંગીકાર કરેલી પદ્ધતિ પોતાનાંનેજ દૂર કાઢી મૂકવા જેટલી વધીને વિસ્તાર પામી ! પરાજીતને કાયમના દાસ બનાવવાના નિયમ વિજેતાની શક્તિહીન કરવાના કારણભૂત બન્યા. આ અનર્થ પરંપરા વધવામાં કયાં કયાં કારણો ઉત્પન્ન થયાં, એ જાણવા યોગ્ય છે.

( ૨ ) પૂર્વે એક વર્ણ હતો, અને વર્ણભેદ પાછળથી ઉત્પન્ન થયા એવું આપણે મહાભારત અને ભાગવતના પ્રમાણોથી સિદ્ધ કરી ગયા છીએ. આગળ જતાં ગીતામાં જણાવ્યા પ્રમાણે ગુણકર્મ વિભાગ પરથી ચાર વર્ણ માનવામાં આવી. આનો સર્વ વૃતાંત બીજા શબ્દોમાં નીચેના અવતરણમાં સ્પષ્ટપણે આપેલો છેઃ—

भरद्वाज उवाच

कामः क्रोधो भयं लोभः शोकश्चिन्ता क्षुधा श्रमः ॥
सर्वेषां नः प्रभवति कस्माद् वर्णो विभिद्यते ॥ १ ॥

स्वेदमूत्रपुरीषाणि श्लेष्मा पित्तं सशोणितम् ॥
तनुः क्षरति सर्वेषाम् कस्माद् वर्णो विभिद्यते ॥ २ ॥

भृगुरुवाच।

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ॥
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥ ३ ॥
कामभोगप्रियास्तीक्ष्णाः क्रोधनाः प्रियसाहसाः ॥
त्यक्तस्वधर्मा रक्तांगास्ते द्विजाः क्षात्रतां गताः ॥ ४ ॥
गोभ्यो वृत्तिं समास्थाय पीताः कृष्युपजीविनः ॥
स्वधर्मान्नानुतिष्ठन्ति ते द्विजा वैश्यतां गताः ॥ ५ ॥
हिंसाऽनृतप्रिया लुब्धाः सर्वकर्मोपजीविनः ॥
कृष्णाः शौचपरिभ्रष्टास्ते द्विजाः शूद्रतां गताः ॥ ६ ॥
इत्येतैः कर्मभिर्व्यस्ता द्विजा वर्णान्तरं गताः ॥
धर्मो यज्ञक्रिया तेषां नित्यं न प्रतिषिध्यते ॥ ७ ॥
इत्येते चतुरो वर्णा येषां ब्राह्मी सरस्वती ॥
विहिता ब्रह्मणा पूर्वं लोभात् त्वज्ञानतां गताः ॥ ८ ॥

—महाभारत शांति० मोक्षधर्म अ० १८८

"હે ભૃગુ મુને ! કામ, ક્રોધ, લોભ, ભય, શોક, ચિંતા, ક્ષુધા અને શ્રમ ઇત્યાદિ વિકાર સર્વને સરખાજ હેય છે, છતાં વર્ણભેદ કયા કારણથી માનવામાં આવે છે ? સ્વેદ, મૂત્ર, મળ, કફ, પિત્ત, રક્ત, એ સર્વના શરીરમાં હોવા છતાં એક વર્ણ બીજા વર્ણથી ભિન્ન છે એમ કેમ માનવામાં આવે છે ?"

આ પ્રશ્નના ઉત્તરમાં ભૃગુઋષિ કહે છેઃ—" ( પૂર્વે ) એકજ બ્રાહ્મવર્ણ હતો, આથી ( હાલમાં ઉત્પન્ન થયેલા ભિન્ન ભિન્ન ) વર્ણોમાં કંઇ વિશેષ ભેદ નથી. 'પૂર્વે બ્રહ્મદેવે રચેલો એકજ વર્ણમાંથી માનવો પોતાના કર્મના યોગ વડે જુદી જુદી વર્ણને પ્રાપ્ત થયા છે જે બ્રાહ્મણ રક્તાંગ હોય

સ્વધર્મ છોડી કામ અને ભોગમાં આસક્ત થયા તથા જેમનો સ્વભાવ, ક્રોધી, સાહસીક, તીક્ષ્ણ અને ઉગ્ર હતો, તે ક્ષાત્રિયપણાને પામ્યા. જે પીત-વર્ણ બ્રાહ્મણ સ્વધર્મનો ત્યાગ કરી ગાય પાળી ખેતી પર રહેવા લાગ્યા તે વૈશ્યત્વને પ્રાપ્ત થયા. જે કૃષ્ણવર્ણી બ્રાહ્મણ ભ્રષ્ટાચારમાં વર્તવા લાગ્યા અને લોભથી હિંસા કર્મ કરવા લાગ્યા, પોતાની ઉપજીવિકા માટે ચાહ્ય તે કાર્ય કરવા મંડયા, અને જેમણે સત્યનો ત્યાગ કર્યો તે શૂદ્રત્વને પામ્યા. આ પ્રમાણે ભિન્ન ભિન્ન કર્મોથી કરીને ભિન્નત્વતાએ પહોંચેલા બ્રાહ્મણોનીજ અન્ય વર્ણો બનેલી છે, એટલે કે જેને ધર્મ તેમજ યજ્ઞક્રિયાનો નિષેધ નહિ, એવી એ ચાર વર્ણ છે. આ સર્વને માટે બ્રાહ્મી સરસ્વતી ( વેદ વિદ્યા ) સરખીજ છે. બ્રહ્મદેવે એમને પૂર્વે આવી ( ઉચ્ચ ) સ્થિતિમાં મુકેલા હોવા છતાં પણ તેઓ લોભને લીધે અજ્ઞાની થયા છે. "

મહાભારતના આ વચનોમાં ચાતુર્વર્ણ્ય કેવી રીતે રચાઇ તે જણાવેલું છે. પૂર્વે એક જાતિના અને એક વર્ણના લોક હતા, પણ પોતાના ગુણ કર્મ સ્વભાવ પ્રમાણે આગળ જતાં અનેક જાતિ અને વર્ણ થઇ. જેઓ વિદ્યાચાર સંપન્ન અને ઉપદેશનું કાર્ય કરવા લાગ્યા, તેઓ બ્રાહ્મણ કહેવાયા. શૌર્યથી લોક રક્ષણનું કામ કરવા લાગ્યા તેમને ક્ષત્રિય કહેવામાં આવ્યા, જે ઉદ્યોગ-વ્યાપાર કરવા લાગ્યા તે વૈશ્ય કહેવાયા અને જેઓની યોગ્યતા એવાં ઉચ્ચ કાર્યો કરવા જેટલી નહોતી તેઓ શૂદ્ર કહેવાયા. પોતાનાજ ગુણોની ન્યૂનાધિકતાને લઇને આવા વર્ણભેદ થયા. વાસ્તવિક રીતે તો તેઓમાં કંઇ પણ ભેદ નથી અને પૂર્વે હતો પણ નહિ. ઉપરોક્ત અવતરણનો આજ આશય છે. આ પ્રકારે ગુણ કર્માનુસાર અંગીકાર કરેલા મુખ્ય ચાર પ્રધાને લીધે ચાર વર્ણ થઇ. મનુષ્ય માત્રના, સ્વભાવ ભેદને લઇને પડતા આ ભેદ સ્વાભાવિકજ છે અને તે સર્વ દેશોના મનુષ્યોમાં હોય છે; પરંતુ આપણા દેશમાં તે રૂઢિ બહલાના કારણે જન્મથી મનાય છે ત્યારે ઇતર દેશોમાં મૂળ પદ્ધતિ પ્રમાણે ગુણ કર્માનુસાર માનવામાં આવે છે. મનુ મહારાજ પણ ચારજ વર્ણ હોવાનો ઉલ્લેખ કરે છેઃ—

ब्राह्मणः क्षात्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः।

चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पंचमः ॥ ४ ॥

મનુ૦ અ૦ ૧૦

"બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણ વર્ણ દ્વિજાતિમાં છે, અને ચોથો શૂદ્ર વર્ણ એ એક જાતિ છે. પાંચમી વર્ણ નથી." પાંચમી અંત્યજ કિંવા ચાંડાળની જે જુદી જાતિ માનવામાં આવે છે, તે જુદી નહોતી, તેનો સમાવેશ એ ચાર વર્ણોમાંજ થવો જોઇએ, કારણ કે એની ઉત્પત્તિ ઉપરોક્ત વર્ણોની સંકરતાને લીધે થયલી છે:-

शूद्रादायोगवः क्षत्ता चंडालश्चाधमो नृणाम् ।
वैश्यराजन्यविप्रासु जायंते वर्णसंकराः ॥ १२ ॥

मनु० अ० १०

"શૂદ્ર જાતિના પુરૂષનો વૈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણ એ જાતિની સ્ત્રી સાથે સંબંધ થવાથી અનુક્રમે આયોગવ, ક્ષત્તા અને ચંડાળ એ સંતતિ થાય છે."

શૂદ્ર અને બ્રાહ્મણીના સંયોગથી ઉત્પન્ન થયેલો પુત્ર તે ચાંડાલ થાય છે. એને અસ્પૃશ્ય ગણવામાં આવ્યો છે, કોઇ કાળે કોઇ સ્ત્રી-પુરૂષે ગુન્હો કર્યો હોય અને તેનો દંડ એની સંતતિને ચંદ્ર-સૂર્યના અસ્તિત્વ સુધી દેવો અને તે પણ આવો ભયંકર, એ કોઇને પણ યોગ્ય લાગશે નહિ, વાસ્તવિક રીતે તો એવી સંતતિને શૂદ્ર કરતાં કંઇક ઉચ્ચ ગણાવવી જોઇએ. તાત્પર્ય કે વર્ણ ચારજ છે; અને પાંચમી જાતિ જે માનવામાં આવે છે તે સ્વતંત્ર ન હોવાથી તેનો ચારમાંજ સમાવેશ કરવો જોઇએ. આ ચારે વર્ણોના પેટા વિભાગ અનેક હોઇને તેઓ ઓછા વધતા પ્રમાણમાં એક બીજાને ઉચ્ચ નીચ સમજે છે. પ્રાયઃ એકેએક ધંધાની એકેએક જાત જુદીજુદી છે, એમ કહેવામાં હરકત નથી. જગદુત્પત્તિની સાથેજ પરમાત્માએ આ જાતિયો ઉત્પન્ન કરી હોય એ કદાપિ પણ સંભવિત નથી. દુર્જનતોષ ન્યાયે મુખ્ય જાતિ પરમેશ્વરે ઉત્પન્ન કરી એવું ક્ષણભર માનીએ, છતાં પણ ગદીયાચોર, ફાંસીયા, ભામટા અને વાઘરીની જાતને જેવી રીતે હાલમાં ભિન્ન ભિન્ન માનવામાં આવે છે, તેવી રીતે પરમેશ્વરે ગુન્હા કરનારી જાતિને ઉત્પન્ન કરેલી છે, એમ કહેવું એ સયુક્તિક નથી. આથી મહાભારતમાં જણાવ્યા પ્રમાણે ઉદ્યોગ ધંધાની ભિન્નતાને લીધેજ જાતિભેદની કલ્પના જન્મ પામી એજ સત્ય છે; પણ જ્યારે એમ છે, તો પછી તે ઉદ્યોગનો ત્યાગ કરવા

છતાં પણ તે એની એજ જાતિમાં રહે છે, એવું માનવાને માટે કંઇ પ્રમાણ નથી. ધંધાને લીધે ઉત્પન્ન થયલા ભેદ ધંધાનો ત્યાગ કરતાં દૂર થવા જોઇએ. આમ છતાં આ ભેદ કાયમ રહેવાનું કારણ રૂઢિનું જ બંધન છે. ગમે તેમ પણ પૂર્વે આ સ્થિતિ નહોતી એ સ્પષ્ટ છે. ચાર વર્ણ અને તેમાં પડેલી પેટા જાતિયો એ ધધાને લીધે ઉત્પન્ન થયલા સઘો ( જથા ) ના યોગથી બંધાયલી છે એ આપણે જોયું.

( ૩ ) મૂળના વર્ણભેદમાં ધંધાના ભેદ ભળવાથી અનેક ભેદ થયા. તે પછી પ્રાંતોના ભેદને લીધે અંતે તેમાં અનેક વિભાગ થયા. ઉદાહરણ તરીકે આપણે બ્રાહ્મણોનેજ લઇએ. પ્રાચીન આર્યોમાં બ્રાહ્મણ એ એક વર્ગ છે. તેમાં ઋગ્વેદી, યજુર્વેદી, સામવેદી, અને અથર્વવેદી એવા ભેદ પડયા. આમાં પણ અનેક શાખા અને અનેક ગોત્ર હતાં; પરંતુ આ ભેદભાવે એમનામાં સ્પર્શાસ્પર્શનો ભેદ ઉત્પન્ન કર્યો નહોતો. પણ હવે પંજાબી, ગુજરાતી, મહારાષ્ટ્રી, બંગાલી અને મદ્રાસી એ પાંચ પ્રાંતના જુના રિવાજના પાંચ બ્રાહ્મણો એકત્ર થતાં એકનું પાણી બીજો પીશે નહિ, એકની પંક્તિમાં બીજો બેસશે નહિ, અને એકનું રાંધેલું અન્ન બીજો જમશે નહિ ! બ્રાહ્મણોમાં–અરે, એક વેદી કિંવા એક ગોત્રી બ્રાહ્મણોમાં પણ–કેવળ પ્રાંત ભેદને લીધે આવો સ્પર્શાસ્પર્શનો ભેદ વધી ગયો છે, તો પછી એવા ભેદ અન્ય જાતિ સાથેના વ્યવહારમાં હોય એમાં શું આશ્ચર્ય ? આ પ્રાંત ભેદ જેમ બ્રાહ્મણોમાં જણાય છે તેમ અન્ય જાતિયોમાં પણ છે. મદ્રાસની પરીયા જાતિના માણસોના હાથનું મહારાષ્ટ્રના મહાર ખાશે નહિ, અને મહારાષ્ટ્રના મહારના હાથનું બંગાળના નામશદ્રો ખાશે નહિ. ધધાને લીધે ઉત્પન્ન થયલા જાતિભેદમાં આ પ્રાંતિય ભેદની કલ્પના કેવી રીતે ઉત્પન્ન થવા પામી એ એક મહાન ગૂઢ છે. આ માટે એટલું અનુમાન કરી શકાય છે, કે દેશ ન્હાનાં ન્હાનાં રાજ્યોમાં વ્હેંચાઇ જવાથી અને જુદી જુદી ભાષાઓની ભિન્નતાથી ઘણાં વર્ષો સુધી પરસ્પરનો સંબંધ બંધ પડેલો, અને તેથી એક પ્રાંતના આચાર બીજા પ્રાંતના આચારથી અનેક કારણે જુદા પડી ગયા; આથીજ આ પ્રાંતિય ભેદે આવું તીક્ષ્ણ સ્વરૂપ લીધું હોય. કોંકણ અને દેશ એ નામ ભેદથી મહારાષ્ટ્રીય બ્રાહ્મણોમાં પડેલા કોંકણસ્થ અને દેશસ્થ એ ભેદ કેવળ શરીર સંબંધમાંજ પાળવામાં આવે છે, એ એક સૌભાગ્ય છે ! નહિ તો પંજાબી બ્રાહ્મણો પ્રમાણે એમનામાં રોટી વ્યવહારનો પણ ભેદ હોવો જોઇએ !

આ સિવાય શાકાહાર અને માંસાહારથી ઉત્પન્ન થયલા ભેદ સંબંધી અત્ર વિશેષ નિવેદન કરવાની જરૂર નથી. આ સંબંધી પ્રથમ વિવેચન કરી ગયા છીએ તેમજ એ ભેદ બહુધા બ્રાહ્મણોમાંજ વ્યાપ્ત છે. આ વાત અહીં નોંધવાનું કારણ એટલુંજ, કે સારસ્વત બ્રાહ્મણના ગૃહનું અન્ન દ્રવિડ બ્રાહ્મણ ખાઈ શકતા નથી. એમનામાં જો કે શાક્ત પંથાદિ ભેદ તેમજ ત્રિકર્મી અને ષટ્કર્મી બ્રાહ્મણ એવા ભેદ હોય છે છતાં માંસાહાર અને શાકાહારના ભેદ મુખ્ય છે.

મત–પંથ–સંપ્રદાયોએ પણ આ ભેદમાં અનેક ભેદ કરવામાં બાકી રાખી નથી. શૈવ વૈષ્ણવોના ઝઘડા કંઇક અંશે હાલમાં ઓછા થયા છે એ ખરૂં, પણ દક્ષિણના ત્રિપુંડ્ર બ્રાહ્મણ અન્યની દ્રષ્ટિએ પડેલું ( રાંધેલું ) અન્ન ખાવાને અયોગ્ય છે એમ સમજે છે ! અરે, પોતાનું રાંધેલું અથવા પોતાથી રંધાતું અન્ન, બ્રાહ્મણ સિવાયનાની દ્રષ્ટિએ ન પડે તે તો ઠીક પણ અન્ય મતાનુયાયી બ્રાહ્મણોએ પણ તે જોએલું હોવું ન જોઇએ, એવી એમની માન્યતા છે ! ! ! સ્પર્શાસ્પર્શના વિવાદમાં એક બાજુ સ્પર્શ હોવાની આવશ્યકતા બતાવવામાં આવે છે, પણ આ ભૂદેવોએ તો એમાં મહાન્ સુધારણા કરી માત્ર દ્રષ્ટિપાતથીજ તેમાં અશુચિતા આવે છે એવું સિધ્ધ કરી મુક્યું છે ! ! આ પ્રકારે શુદ્ધતાની કલ્પના અનહદ સ્થિતિને પ્રાપ્ત થતાં ઉત્તર હિંદના કાન્યકુબ્જ બ્રાહ્મણોમાં ચોકાની પદ્ધતિ પ્રચલિત થયલી છે. અન્ન રાંધવા માટે અને તે ખૂવા માટે એક ચોકાની જગા આંતરી લેવામાં આવે છે; આ જગામાં જો કોઇ અન્ય મનુષ્ય આવી ચઢે તો એ સર્વ રસોઇ અભડાઇ જાય છે ! આ લોકોમાં જે વિશેષ ધાર્મિક હોય છે, તે પોતાની પત્નીના હાથનું પણ ખાતા નથી ! ! ! ઘરમાં જેટલાં માણસો તેટલા ચૂલા સળગાવવામાં આવે છે ! મરાઠીમાં ' સૈંપાક ' એ નામથી ઉચ્ચારાતો શબ્દ એમના સ્વયંપાક શબ્દ પરથીજ ઉત્પન્ન થયલો છે, અને તે આ સર્વ બહુ સુર કલ્પનાઓનો સારી રીતે ઘોતક છે. દુનિયાનાં સર્વ માણસો જો આ સ્વયંપાકનું તત્વ અંગીકાર કરે તો, આ જગતની પ્રગતિ અટકયા સિવાય રહેજ નહિ. કારણ કે સ્વયંપાક કરવામાંજ આખો સમય ગુમાવવામાં આવે તો પછી અન્ય પ્રકારની ઉન્નતિ કેવી રીતે થઇ શકે ? " જેટલા લોક તેટલા ચૂલા " એ તત્વ સ્પર્શાસ્પર્શની કલ્પનાની અવધી દર્શાવે છે. રાંધેલું અન્ન અન્ય મતાવલંબિ અને અન્ય જાતિના માણસની દ્રષ્ટિએ પડતાં

તે અભડાઇ જાય છે, એ માન્યતા પણ એનાજ જેવી છે. પરમત પ્રત્યેનો દ્વેષ જોવો હોય તો તે આવા માણસોના આચારોમાં સારી રીતે પ્રતિબિંબિત થયેલો જણાશે.

(૧) મૂળની ચાર વર્ણો, (૨) ધંધાને લઇને ઉત્પન્ન થયેલા જુદા જુદા સંઘ, (૩) પ્રાંત પરત્વે થયેલા અનેક ભેદ, (૪) ભાષા અને મત પંથાદિને લીધે પડેલા ભેદ, (૫) માંસાહાર અને વનસ્પત્યાહારને લીધે પડેલા વિભાગ, ઇત્યાદિ અનેક કારણો હાલના જાતિભેદની સાથે અને તદનુસાર, સ્પર્શાસ્પર્શના ભેદો સાથે સંલગ્ન છે. પૂર્વે હાલની પેઠે એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં જવા આવવાનો ઘણો વ્યવહાર નહોતો. બહુધા લોકો પોતપોતાના ગામમાં પોતાનો જન્મ પૂર્ણ કરતા. આવી સ્થિતિમાં આ કદી પણ જુદા ન પાડી શકાય એવા દેશમાં પોતાના ધર્મબંધુઓ માટે કેવી રીતે સહાનુભૂતિ ઉત્પન્ન કરી શકાય? સહાનુભૂતિ જાગૃત કરવાનાં સાધનના અભાવે પરસ્પર ભિન્નતા વધતી જાય એમાં શું આશ્ચર્ય? આ મધ્ય કાલમાં હિંદમાં અનેક રાજ્યો ઊભાં થયાં, પરંતુ સાર્વત્રિક જ્ઞાનના પ્રચાર તરફ કોઇનું પણ લક્ષ ગયું નહિ. પ્રજા માત્ર પરંપરાથી જે જ્ઞાન પ્રાપ્ત થતું એટલા પરજ સંતુષ્ટ રહેતી. સાર્વજનિક જ્ઞાન પ્રસારના અભાવને લીધે અને પ્રવાસ ન કરવાથી પ્રવેશ પામેલી જે કૂપમંડુક વૃત્તિ, એના યોગથી મન સંકુચિત થતાં ઉદ્દભવેલી ભેદાભેદની કલ્પનાને પુષ્ટિ મળી. સ્વદેશમાં પ્રવાસ કરવાનાં સાધનો બંધ હતાં, એટલુંજ નહિ પણ એ કાળમાં પરદેશ અને પરદ્વીપમાં ગમન કરવાને શાસ્ત્રનો પ્રતિબંધ થવાના કારણે અન્ય દેશોમાં થતી રહેતી પ્રગતિને આપણા દેશ સુધી પહોંચાડવાનાં કંઇ પણ સાધન રહ્યાં નહિ. આખા દેશમાં પરરાજ્ય સ્થાપન થતાં દેશમાં સર્વત્ર ભયનો સંચાર થતો હોવાથી ભેદભાવની આનુષંગિક કલ્પના લપાઇ જાય છે; ઇતિહાસ શાસ્ત્રના એ સિદ્ધાન્ત પ્રમાણે મુસલમાન પરચક્ર વખતે સર્વ હિંદુ માત્ર એક થવા જોઇએ; પણ પ્રાંતીય રાજ્ય વિભાગોને લીધે કોઇનામાં એક રાષ્ટ્રિય કલ્પનાજ નહોતી, પ્રત્યેકના મનમાં પોત પોતાનાં ન્હાનાં ન્હાનાં રાજ્યો જેટલુંજ અભિમાન સંકુચિત થઇ રહેવાથી સામાન્ય ભય ઉત્પન્ન થવા છતાં પણ એમનું એકીકરણ નજ થયું. આ પ્રમાણે ભેદ ભાવની કલ્પના કોઇ પણ પ્રકારે ઓછી ન થતાં, તે દિન પ્રતિદિન વધતીજ ગઇ. ઉપરોક્ત અનેક કારણોમાંનું એક એક

કારણ સારી રીતે અવનતિનું સાધક છે, આ સર્વનો સામટો મારો પડવાથી આપણા સમાજની સંઘશક્તિ નાશ પામે એમાં કંઇ પણ નવલ નથી.

ઇશ્વર, સર્વ મનુષ્ય-સમાજ, સ્વરાષ્ટ્ર અને વ્યક્તિ, એમ ઉતરતી ભાવના મનમાં રહેવાથી માનવસમાજની ઉન્નતિ એજ પરમોચ્ચ ધ્યેય મનુષ્યની દ્રષ્ટિ સમીપ રહે છે, અને એ ધ્યેયને અનુકૂલ રાષ્ટ્રિય તેમજ વ્યક્તિ વિષયક કલ્પના નિર્યંત્રિત થાય છે, પણ જ્યારે સમષ્ટિની ભાવના આચારના ક્ષેત્રમાં જણાતી નથી, રાષ્ટ્રની કલ્પના મનમાં રહુરણ પામતી નથી, અને એક પરમ પિતા પરમેશ્વરમાંથી વ્યક્ત થતું વિશ્વબંધુત્વ એ જ્યારે વાણીમાંજ આવી વિરમે છે, ત્યારે એના આત્મગત સ્વાર્થ કરતાં અન્ય શું પ્રીય હોય ? આપણા ધર્મમાં " વિશ્વબંધુત્વ અને સર્વભૂત-હિત " ની ભાવનાઓ પ્રતિપાદન કરેલી છે, પણ તે વ્યવહારના ક્ષેત્રમાં આવે ત્યારે કાર્ય કરી બતાવે ને ! પ્રખર વક્તાઓ ભાષણોમાં વિશ્વબંધુત્વના ઉપદેશ આપે છે, પણ તેમના આચરણમાં અંત્યજ અસ્પૃશ્ય હરે છે ! આનું કારણ એટલુંજ છે કે, વ્યક્તિની ભાવના માનવ સમાજની ઉન્નતિની ઉચ્ચ કલ્પના સાથે બંધ બેસતી નથી, એટલુંજ નહિ પણ મનુષ્ય-સમાજ પ્રત્યેના કર્તવ્ય સાથે વ્યક્તિનો અમર્યાદ સ્વાર્થ બંધ બેસતો કરવામાં આવ્યો છે ! ! ! સર્વ માનવ પ્રાણિ ઇશ્વરને ત્યાંતો સમાન છે, એ ઉચ્ચ ધર્મ-ભાવના, કેટલાક સાધુસંતો શિવાય, સામાન્ય વર્ગના વિચાર કે આચારમાં આવી નહોતી. આ પણ જાતિ ભેદને સહાય કરનાર કારણોમાંનું એક પ્રબલ કારણ છે. *અંત્યજો પરનો બહિષ્કાર કાયમ રહેવામાં આ ઉચ્ચ ભાવના પ્રમાણે* આવશ્યક એવા આચારનો અભાવ એ એક કારણ છે, એમાં કંઇ પણ સંશય નથી. અનેક સાધુસંતોમાં માનવ પ્રાણિયો પ્રત્યેની સમતાની ભાવના ઉદ્દભવી હતી અને તેઓએ એનો નિડરતાથી પ્રચાર કરી, સ્પર્શાસ્પર્શની કલ્પનાઓ પર કુઠારાઘાત કર્યો હતા; પણ જનતાની અજ્ઞાનતાનું પ્રાબલ્ય વિશેષ હોવાથી, એમના પ્રયત્નોનું હિંદી રાષ્ટ્રપર જોઇએ તેવું ઇષ્ટ પરિણામ આવ્યું નહિ.

(૪) આ ભેદભાવના પ્રચારમાં, હિંદમાં મુસલમાન અને ખ્રિસ્તી ધર્મનો પ્રસાર થવાથી, એણે પણ કંઇક ભાગ ભજવ્યો છે. એ વાત ખરી છે કે, મુસલમાન અને ખ્રિસ્તી ધર્મ પ્રથમથીજ એક જાતિ માને છે, પરંતુ હિંદુસ્થાનમાં એનો પ્રસાર થતાં એમના ઉપર પણ આ જાતિવિષયક કલ્પનાએ

અમલ કર્યો છે ! મુસલમાન ધર્મમાં અશ્રાફ ( શ્રેષ્ટ ), અજ્‌લાફ ( મધ્યમ ), અને અર્જાલ ( હીન ) એ નામના ત્રણ ભેદ હિંદમાં માનવામાં આવે છે; આમાં અર્જાલને અસ્પૃશ્ય ગણવામાં આવે છે. આ લોક બહુધા નીચ મનાયલી હિંદુજાતિમાંથી નીકળી જઇ મુસલમાન થયલા હોય એમ જણાય છે. પ્રથમનું એમનું અસ્પૃશ્યપણુ ધર્માંતર કરવા છતાં પણ કાયમ રહ્યું છે, એ એમને માટે આશ્ચર્યકારક છે. હિંદુસ્થાનની બહારના મુસલમાનોમાં આવા અસ્પૃશ્ય મુસલમાન નથી, છતાં હિંદુધર્મના સાન્નિધ્યને લીધેજ આ દુષ્પરિણામ આવ્યું છે એ સ્પષ્ટ છે. ખ્રિસ્તી ધર્મપણ ઐશ્વરવાદી અને ચુસ્ત વિશ્વકુટુંબી છે; છતાં એને પણ હિંદમાં પોતાના એ ઉચ્ચ સિદ્ધાન્તની તિલાંજલી આપવી પડી છે !! ઉત્તરહિંદના ખ્રિસ્તીઓમાં જાતિભેદ નથી, પણ દક્ષિણ હિંદના ખ્રિસ્તીઓ હિંદુઓ પ્રમાણેજ જાતિભેદ અને સ્પર્શાસ્પર્શ પાળે છે. દક્ષિણ હિંદનાં કેટલાંક ક્રાઇસ્ટનાં દેવળોમાં જુદી જુદી જાતિના ખ્રિસ્તીઓને બેસવા માટે જુદી જુદી જગાઓ નક્કી કરવામાં આવેલી છે. એક જાતિનો ખ્રિસ્તી અન્ય જાતિના પોતાનાજ ધર્મબંધુનો સ્પર્શ કરતો નથી, એના હાથનું અન્ન ખાતો નથી, કિંવા એની પંક્તિમાં બેસતો નથી. ખ્રિસ્તી થવા છતાં પણ હિંદુનાં જાતિવાચક નામો હજી સુધી વપરાય છે !! મુદલિયાર ખ્રિસ્તી, આયંગાર ખ્રિસ્તી, નાયડૂ ખ્રિસ્તી, આ પ્રમાણે એમનામાં હિંદુનીજ અનેક જાતિ હોવા સાથે પરસ્પરમાં રોટી-બેટી વ્યવહાર પણ હોતો નથી ! ધર્માન્તર કરવા છતાં પણ આ સર્વ જેમનું તેમ રહ્યું છે ! આ લોકોને દક્ષિણ હિંદમાં જાતિભેદવાળા ખ્રિસ્તી ( Caste Christians ) કહેવામાં આવે છે. આફ્રિશ્રિયન જાતિના લોક કોંકણમાં પણ કેટલેક ઠેકાણે છે. આ કોંકણસ્થ ખ્રિસ્તીઓનાં લગ્ન દેશસ્થ ખ્રિસ્તીઓની સાથે થઇ શકતાં નથી ! આ પ્રમાણે હિંદુઓના જાતિભેદે સામાન્ય જનતાપર પોતાનો અમલ જમાવ્યો છે ! ખરેખર, આ જાતિભેદનું બળ એવું મહાન છે કે, જેના આગળ પ્રખર ધર્મોને પણ હતાશ થવું પડ્યું છે ! હિંદુઓ પ્રથમ તો યવનો અને મ્લેચ્છોને અસ્પૃશ્ય ગણતા, પણ એમનું રાજ્ય થયા પછી એમનો સ્પર્શ એટલો બધો અપવિત્ર માનવાનો પ્રઘાત ઓછો થયો. મુસલમાની રાજ્ય વિસ્તાર પામ્યા પછી " न वदेत् यावनीं भाषां. " ઇત્યાદિ વચનો ભૂંસવા લાગ્યાં અને મુસલમાનોનો સ્પર્શ ચલાવી લેવા જેવો થયો ! હાલમાં ખ્રિસ્તી

પ્રજાનું રાજ્ય થવાથી ખ્રિસ્તીઓનો સ્પર્શ પણ સાધારણ વ્યવહારમાં ચાલી શકે છે. આ પ્રમાણે એમણે રાજ્ય સ્થાપેલું હોવાથી એઓનો સ્પર્શ યોગ્ય ગણાયો. એટલુંજ નહિ, પણ જે મહાર, ઢેડ ઇત્યાદિ હિંદુધર્મમાં હજી સુધી અસ્પૃસ્ય મનાય છે, તેજ મુસલમાન કે ખ્રિસ્તી ધર્મમાં જાય તો સ્પૃસ્ય થાય છે ! ! આ પ્રમાણે આ બે ધર્મમાં પાવન કરવાની જે શક્તિ આવી છે, તે તેમનું રાજ્ય હતું અને છે તેજ કારણને લઈને છે. રાજ્ય લક્ષ્મિનું મહાત્મ્ય તો એવુંજ હોય ! મહાર જેવી અસ્પૃસ્ય કોમનું રાજ્ય થતાં એ જાતિ પણ સ્પૃસ્ય થાય એટલુંજ નહિ, પણ માનને પાત્ર બને. અમર્યાદપણે રૂઢ થયલી અસ્પૃસ્યતાની ભાવના રાજ્યલક્ષ્મીના સાન્નિધ્યથી નષ્ટ થાય છે. ગમે તેમ હો, પણ ખ્રિસ્તી ધર્મે હિંદુઓની અસ્પૃસ્ય જાતિપરનો બહિષ્કાર કેટલેક અંશે ઓછો કરવામાં સહાય કરી છે, અને એજ રીતે મુસલમાન ધર્મની પણ સહાય મળેલી છે. ઢેડ, ચમાર, મ્હાર વગેરે સ્વધર્મમાં હોય ત્યાં સુધી અસ્પૃસ્ય અને અન્ય ધર્મીય થતાં સ્પૃસ્ય થવાનું કારણ કોઈ પણ ધર્મ પુસ્તકમાં આપવામાં આવ્યું નથી. આ સર્વ રૂઢિનાજ પ્રભાવે બને છે, કિંવા નિરૂપાયે કરવામાં આવે છે.

આપણે જોયું કે, ખ્રિસ્તી અને મુસલમાન ધર્મ કેવી રીતે અંત્યજો-નાં દુઃખ દૂર કરવામાં કારણભૂત થયા તેમજ કેવી રીતે જાતિભેદ વધારવામાં પણ કારણભૂત બન્યા. વળી આપણે આ પ્રકરણમાં જોઈ ગયા કે, જાતિભેદ અને સ્પર્શાસ્પર્શની વૃધ્ધિ થવાનાં શું શું કારણો બન્યાં, એ કારણોને લીધે હિંદુ સમાજ કેવી રીતે વિભિન્ન અને સંઘશક્તિ રહિત થયો, એ આટલા વિવરણ પછી લક્ષમાં આવશેજ. આ નિદાનને યોગ્ય રીતે લક્ષમાં લેતાં એને દૂર કરવા માટે કયા ઉપાય યોજવા, એનો વિચાર સરળતાથી કરી શકાશે.

---

# ભાગ ૪ થો.

## વેદમંત્રમાંથી ઉપદેશ.

( ૧ ) સ્પર્શાસ્પર્શની કલ્પના ક્રમશઃ કેવી રીતે અસ્તિત્વમાં આવી અને એનું હાલનું મૂર્ત રૂપ કયાં કયાં કારણોથી રચાયું, એ જોયા પછી એ કલ્પનાના પ્રસારથી તેમજ એનો ચીવટપણે અમલ કરવાથી શું શું લાભ-હાનિ થયાં, શું શું લાભ-હાનિ થાય છે અને થશે, એનો વિચાર કરતા પૂર્વે, આર્યોના અતિ પ્રાચીન વેદ ગ્રંથમાં શું ઉપદેશ છે, જનસમાજના કિંવા ચારે વર્ણના હિત અર્થે એમાં કેવી આજ્ઞાઓ છે, એ જોવું જોઇએ. આમ કરતાં આ સ્પર્શાસ્પર્શની તેમજ કેટલાકને ગ્રાહ્ય ગણવાની અને કેટલાકને ત્યાજ્ય ગણવાની કલ્પના મૂળ વેદમાં છે, કે તે આધુનિક છે, એ જાણવું ઠીક પડશે. ત્યારે આપણે પ્રથમ વેદમંત્રનોજ ઉપદેશ ગ્રહણ કરીએ. પ્રથમ સર્વ સામાન્ય જન માટે વેદમાં શું આજ્ઞા છે તે જોયા પછી વર્ણવાર કરેલા ઉપદેશનો વિચાર કરીશું. " समानीप्रपा० " વગેરે મંત્ર દ્વિતીય ભાગમાં આપેલા છે. આ મન્ત્રોથી મનુષ્ય માત્રને અન્ન ગ્રહણ અને જલપાન એકત્રપણે કરવામાં પ્રતિબંધ નથી એમ જણાય છે. ( ૧ ) समानीप्रपा० ( પાણી પીવાની જગા સમાન) અને ( ૨ ) वो अन्नभागः सहमवतु ( તમારું અન્નસેવન એકત્ર હો ) આ બન્ને વૈદિક આજ્ઞા પરથી હાલના સ્પર્શાસ્પર્શના યુગના માનવોને ઘણો બોધ લેવા જેવો છે. ખાનપાન સંબંધીના એકીકરણનો આ પ્રશ્ન થયો. એજ પ્રમાણે—

> संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ॥
> देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ २॥
> ऋ. मं. १०।१९१ ॥

" એક સ્થળે મળો, સંવાદ કરો, તમારાં મન એક કરો અને જે પ્રમાણે પૂર્વકાળના વિદ્વાન પોતાના નિયત કર્તવ્ય અર્થે એકત્ર થતા ( તે પ્રમાણે તમે પણ એકઠા મળો ). " આ મંત્રમાં કોઇ પણ વિશિષ્ટ જાતિનો વિશેષ ઉલ્લેખ ન કરતાં સર્વ મનુષ્યોને સામાન્ય રીતે આજ્ઞા કરેલી છે. જો

અમુક એક જાતિનાં માણસ અસ્પૃશ્ય છે એ વાત વેદમાં માન્ય હોત તો આ મંત્રનો અપવાદક મંત્ર આવ્યો હોત. પણ ચારે વેદમાં આ મંત્રનો અપવાદ આપેલો નથી.

મનુષ્ય માત્રની ઉન્નતિ કરવાનાં બે સાધન છે, (૧) એકત્ર થવું અને ( ૨ ) વાદવિવાદ અને શંકા સમાધાન કરવું. આ બંને સાધનો મુખ્યત્વે કરીને આ મંત્રના પ્રારંભમાં આપેલાં છે, અને તેમાં પણ " એકત્ર થાવ " એ આજ્ઞા પ્રથમ કરેલી છે. પરમેશ્વરની સામાજીક ઉપાસના, મનપર સંસ્કાર તેમજ સંવાદ એ ત્રણ વસ્તુ માનવસમૂહ એકત્ર થાય તોજ થવી શકય છે. જે મનુષ્ય ભેગા મળવા માટે શકય નથી, એમનામાં પરસ્પર જ્ઞાનની પ્રાપ્તિ થવી પણ શકય નથી. અસ્પૃશ્યતાના બંધનને લીધે સભાઓમાં પ્રવેશ ન કરી શકનાર અંત્યજ અન્ય હિંદુઓની સુધારણા થવા છતાં પણ, કેવા અસંસ્કૃત રહે છે, એની ઉપપત્તિ ઉપરોકત મંત્રના ઉપદેશથી સહજ જણાશે. અસ્તુ. ઉપરોકત મંત્રની ચારે આજ્ઞાઓ સર્વ માટે સામાન્ય થઇ. એથી આગળ જતાં:-

**स॒मा॒नो मन्त्र॒: समि॑तिः समा॒नी स॑मा॒नं मन॑: स॒ह चि॒त्तमे॑षाम् ॥३॥**
**ऋ. मं. १०।१९१॥**

" સર્વનો મંત્ર સમાન, સર્વની સભા સમાન, સર્વનાં મન સમાન અને સર્વનાં ચિત્ત પણ સમાન હો, " જપ કરવાનો મંત્ર સર્વ માટે એકજ; અને સમિતિયોમાં આવવાનો પણ સર્વનો સમાન અધિકાર છે. આ બે મુખ્ય વાત આ મંત્રમાં જણાવેલી છે. પૂર્વના મંત્રમાં " संगच्छध्वम् " એ પદનુંજ સ્પષ્ટીકરણ ' समानी समितिः ' એ પદમાં કર્યું છે. એકઠા મળવાની આજ્ઞા કરવા પછી સભાઓમાં એકત્ર થવાનો સર્વને સરખો હક આવે છે. આજ હક સર્વને સમાન છે એવું આ મંત્રમાં સ્પષ્ટ પણે જણાવેલું છે. વળી એકત્ર થઇને પરમાત્માની સાર્વજનિક ઉપાસના કરવાનો સર્વને સમાન હક છે એવું પણ વેદમંત્રોમાં જણાવેલું છે. જુઓ:-

**विश्व॑स्य के॒तुर्भुव॑नस्य॒ गर्भ॒ आरोद॑सी अपृणा॒ज्जाय॑मानः ॥**
**वी॒ळुं चि॒दद्रि॑मभिनत् प॒राय॒ञ्जना॒ यद॒ग्निमय॑जन्त॒ पञ्च॑ ॥२३॥**
**ऋ. मं. १०।४५।६॥ यजु. अ. १२.**

" જે વિશ્વનો ધ્વજ ( પ્રભા ), અને ભુવનોનો ગર્ભ ( ઉત્પાદક ) તેમજ જે દ્યુલોક અને પૃથ્વીમાં ભરેલો, અને જે મેઘ તેમજ પર્વતને ભેદી નાખે છે, એ અગ્નિનું ( કિંવા પરમેશ્વરનું ) પાંચે પ્રકારના લોક યજન કરે છે. "

( ૨ ) આ મંત્રમાં " पंचजना अग्निं यजयन्त " એવું વાક્ય છે. પાંચે લોક અગ્નિમાં હવન કરાવે, કિંવા પાંચે લોકને અગ્નિ હોત્ર કરવાનો અધિકાર છે, એવો બોધ આ વાક્યથી થાય છે. " नाभिं इव आराः सम्यञ्चो अग्निं सपर्यत " ( નાભિની મધ્યમાં જેમ આરા હોય છે, તે પ્રમાણે એકત્ર મળીને અગ્નિની સપર્યા કરો ). આ અથર્વ વેદની આજ્ઞા સાથે ઉપરોકત મંત્રનો સંબંધ જોતાં એનો અર્થ વિશેષ સ્પષ્ટ થશે. તેજ પ્રમાણેઃ—

पञ्च जना मम॑ होत्रं जुषन्ताम् ॥ ९ ॥

અને

यज्ञियासः पञ्चजना मम॑ होत्रं जुषध्वम् ॥ ४ ॥

ऋ० १०।५३

" યજન કરનારા પંચજન મારા હોત્રનું-યજ્ઞનું-સેવન કરે છે. " આ મંત્રમાં પાંચે પ્રકારના મનુષ્યોને યજ્ઞમાં જવાનો અને યજ્ઞમાં જઈ અગ્નિમાં હવન કરવાનો અધિકાર હોવાનું સ્પષ્ટ જણાવેલું છે. તેજ રીતેઃ—

त्वाम॑ग्ने मानु॑षीरीळते विशः ।

ऋ० ५।८।३

अग्निं होतारमीळते यज्ञेषु मानुषो विशः ॥

ऋ० ६।१४।२।

मंद्रं होतारमुशिजो यविष्ठमग्निम् विश ईळते अध्वरेषु ॥

ऋ० ७।१०।५

" હે અગ્ને ! મનુષ્યો તારી સ્તુતિ કરે છે. " મનુષ્ય જાતિના સર્વ લોક અગ્નિની સ્તુતિ કરે છે અને અગ્નિમાં હવન કરે છે. એવું આથી સિદ્ધ થાય છે. હવે પંચ જન શબ્દનો અર્થ જોઈએ. " पंचजन " શબ્દનો અર્થ " જનતા, મનુષ્ય માત્ર ( man, mankind ) " એવો વામન શિવરામ

આપટેએ પોતાના કોશમાં આપેલો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ એ પાંચ પ્રકારના લોક ( The four primary castes of the Hindus with the Nishadas or barbarians as the fifth ) છે, એમ એમનું કહેવું છે. બ્રહ્મસૂત્ર ( ૧-૪-૧૧-૧૩ ) શારીરભાષ્યમાં પણ આવુંજ સ્પષ્ટીકરણ કરેલું છે. ઋગ્વેદ ભાષ્યકાર સાયણાચાર્યે પણ પોતાના ભાષ્યમાં " पंचजनाः " નો અર્થ અનેક ઠેકાણે મનુષ્યસમાજ કિંવા અનુગ્રહિત પાંચ પ્રકારના લોક, એવો કર્યો છે. આથી ' પંચજનોએ એકત્ર થઇને આ અગ્નિમાં હવન કરવો ' એ વાકયનો અર્થ બીજાઓની સાથે નિષાદે પણ યત્ન કરવો એમ થાય છે. " पंचजनाः " " पंचमानुषाः " " पंचकृष्टयः " વગેરે પ્રયોગ વેદમાં અનેક ઠેકાણે આવે છે. અને તે ઠેકાણે મનુષ્ય માત્રની સમષ્ટિથી થનારી જનતા, એવોજ એનો અર્થ થાય છે. જુઓઃ-

'यद॒न्तरि॑क्षे॒ यद् दि॒वि यत् पञ्च॒ मानु॑षाँ॒ अनु॑ ॥
नृ॒म्णं तद् ध॑त्तमश्विना ॥

अथर्व० २०।१४१।२॥

" જે અંતરિક્ષમાં અને જે દ્યુલોકમાં સુખ છે, તે સુખ, અથવા ધન હે અશ્વિનો ! આ પાંચ પ્રકારના માણસો અર્થે ( જનતા માટે ) ધારણ કરો. " તેજ પ્રમાણેઃ—

इ॒मा याः पञ्च॑ प्र॒दिशो॒ मान॑वीः पञ्च॑ कृ॒ष्टयः॑ ॥
वृ॒ष्टे शापं॑ न॒दीरि॑व इ॒ह स्फा॒तिं स॒माव॑हन् ॥ ३ ॥

अथर्व० ३।२४॥

" આ પાંચ પ્રદિશા અને આ પાંચ પ્રકારનાં મનુષ્યો વૃષ્ટિના યોગથી નદી વૃદ્ધિ પામે છે તે પ્રમાણે, આ લોકમાં ઉન્નતિ અને ઐશ્વર્યને પ્રાપ્ત થાવ. "

આ મંત્રમાં " पंचकृष्टि અને पंच मानव " એનો અર્થ જનતા કિંવા મનુષ્ય માત્ર એવો છે. આ બંને મંત્રોમાં સર્વજનતાની ઉન્નતિ થાવ, સર્વ મનુષ્યો સુખી થાવ, એવીજ ઇચ્છા પ્રદર્શિત કરેલી છે. તાત્પર્ય કે વેદોએ જનતાની ઉન્નતિનું ધ્યેય આ પ્રમાણે પ્રતિપાદન કર્યું છે. અમુક

વર્ગની ઉન્નતિ થાય અને અમુક જાતિના લોક જેમના તેમ દાસત્વમાંજ રહો, એવા ભાવ ચારે વેદમાં કોઇ પણ સ્થળે નથી. એમાં તો સર્વ માનવોની એક સરખી ઉન્નતિ થાય એવી પ્રાર્થના અને આકાંક્ષા અનેક સ્થળે સુવ્યક્ત શબ્દોમાં દર્શાવેલી છે. આ મંત્ર અને પછાડી આપેલા મંત્રો જોતાં એ સિદ્ધ થાય છે કે, અમુક વર્ગને અસ્પૃશ્ય માની તેનાથી દૂર થવાની ભાવના વૈદિક નથી, પણ તે કેવળ અવૈદિક છે. નિષાદસહ સર્વ માનવ માત્રની ઉન્નતિ ઇચ્છતા વેદ અને તેની ઉપરોક્ત આજ્ઞાઓ (બ્રાહ્મણી અને શૂદ્રથી ઉત્પન્ન થયલા) ચાંડાલ વર્ગને આ જગત્ ચાલે ત્યાં સુધી બહિષ્કૃત કરે અને સહવાસથી થતી ઉન્નતિથી એમને દૂર રાખે, એ કદાપિ પણ સંભવિત નથી. વળીઃ—

विश्वे जनाय महि शर्म यच्छतम् ॥

—तैत्तिरीय सं. २।१।१२॥

" મનુષ્ય માત્રને મહાન્ એવું સુખ આપ " એવી આજ્ઞા છે. મનુષ્ય માત્રને જે મહાન્ સુખ આપવાનું છે તે તેમાંના અમુક વર્ગને સર્વ સુખોપભોગ, અધિકાર અને સંસર્ગથી કાયમના બહિષ્કૃત કરવાથી કેવી રીતે આપી શકાય એ પ્રશ્ન પુરૂષોએ વિચારવાનું છે. મનુષ્ય માત્રને એવું સુખ તો ત્યારેજ આપી શકાય કે જ્યારે માનવોની ઉન્નતિનાં જે સાધનો છે, તે સર્વ માટે ખુલ્લાં મુકાય અને સર્વ પ્રત્યે સમાનતાના હકકથી જોવાય. વેદોની આજ્ઞા સર્વને માટે સામાન્ય છે, એમાં પક્ષપાત નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને નિષાદ (જંગલી) એ પાંચ પ્રકારનાં માનવો અર્થાત્ વિદ્વાન્, શૂર, વ્યાપારી, નોકર અને જંગલમાં રહેનારા એ સર્વ એકત્ર થઇ, શંકાસમાધાન કરી જ્ઞાન સંપાદન કરે અને તે દ્વારા પોતાની ઉન્નતિ કરે, એવો વેદનો આશય જણાય છે.

(૩) પંચાયતની પદ્ધતિ જે પ્રાચીનકાલથી આર્યાવર્તમાં પ્રચલીત હતી, તેમાં આ પાંચ પ્રકારના લોકમાંથી પ્રતિનિધિ નિયુક્ત કરવામાં આવતા, અને તે પરથીજ એ નિયુક્ત મંડળનું નામ પંચ અથવા 'પંચાયત' એવું પાડવામાં આવ્યું છે. જે સભામાં આ પાંચ પ્રકારના પ્રતિનિધિ વિચાર કરવા અર્થે એકત્ર થતા તેજ (પંચ + આયત) પંચાયત. પંચ જન કોણ તે તો આપણે જોઇ ગયા છીએ, આથી પંચાયતમાં નિષાદને પણ પ્રતિનિધિ

તરીકે નિયુક્ત કરવામાં આવતો એમ કહેવામાં હરકત નથી. પોતાના હક્ક અને પોતાનાં સુખદુઃખ એની દાદ મેળવવા માટે સર્વ લોકનો સમાવેશ આ પંચાયતમાં થયો જોઈએ; અને તેમ થાય એજ ન્યાયયુક્ત છે. દંડ કરની વખતે પણ જાતિભેદના કારણે કોઇનાપર પણ જુલમ થતો નહિ એમ જણાય છે. જુઓ:—

सं वो मनांसि सं व्रता समाकूतीर्नमामसि ॥
अमी ये विव्रता स्थन तान् वः सं नमयामसि ॥ १ ॥
अथर्व ६।९४.

" અમે તમારાં મન, તમારાં કૃત્ય અને તમારી આકાંક્ષા એક કરીએ છીએ અને જે તમારામાં દુષ્કૃત્યો કરનાર હોય છે તેમને પણ અમે એક કરીએ છીએ. " આ મંત્રમાં દુષ્કૃત્ય કરનારને પણ સુસંસ્કારથી સુસંસ્કૃત કરીને એક કરવાનું જણાવેલું છે. મનુસ્મૃતિ વગેરે ગ્રંથમાં ( મ. સ્મ. અ. ૧૦ ) ચાંડાલાદિને ગામ બહાર હાંકી મૂકવાનું, સારાં વસ્ત્રો વગેરે પહેરવા ન દેવાનું અને ગામમાં રાત્રિવાસ ન કરવા દેવાનું જણાવ્યું છે, તથા એમના સ્પર્શનો નિષેધ કરી તેને અનેક રીતે અધમ રાખવાની આજ્ઞા કરેલી છે, પણ એવી અત્યાચાર ભરેલી આજ્ઞા વેદમાં નથીજ. વેદ તો એવી આજ્ઞા આપે છે કે, જે દુષ્કર્મી હોય તેને દંડ દો, અન્યને નહિ. દુષ્કર્મ કરનાર ચાહ્ય તે કુળનો હોય, તોપણ તે દંડનીય છે, એવી વેદાજ્ઞા છે, ત્યારે સ્મૃતિ કહે છે કે ચાંડાળ દુષ્કર્મ કરે કે ન કરે પણ અમે તો એમને વંશપરંપરાની હદપારની શિક્ષા કરી મૂકેલી છે ! ! ! સ્મૃતિનું આ કથન અન્યાયયુક્ત, ક્રૂર જુલમી અને મનુષ્યત્વને ન શોભે એવું હોવાથી ત્યાજ્ય છે. વળી:—

मा गृधः कस्य स्वित् धनम् ॥
—यजु. अ. ४० । १ ।

" કોઇના પણ ધનનો અપહાર કરવો નહિ. " આ પણ વેદની આજ્ઞા છે. સર્વને ન્યાયથી ધન સંપાદન કરવાનો અધિકાર છે. આમ છતાં મનુસ્મૃતિ ( અધ્યાય ૧૦–૧૨૯ ) માં જણાવે છે કે " શૂદ્રે સામર્થ્ય હોવા છતાં પણ દ્રવ્ય સંચય ન કરવો, કેમકે તે ધનવાન થતાં દ્વિજને હરકત કરે."

આવી ક્રૂર અને અમાનુષ આજ્ઞા અમાન્ય ગણવી જોઇએ. વળી તે વેદ વિરૂધ્ધ પણ છે. મનુસ્મૃતિમાં જણાવ્યું છે કે સ્મૃતિવચનો જે વેદ વિરૂધ્ધ હોય તે ગ્રાહ્ય નથી. આથી આવાં વિષમતા ઉત્પન્ન કરનારાં વચનો વેદ વિરૂધ્ધ હોવાથી અગ્રાહ્ય છે, કારણ કે વેદે માનવ માત્રને જે અધિકાર આપેલો છે તે લઇ લેવાની સ્મૃતિને સત્તા નથી એવું તે તે ગ્રંથોજ કબુલ કરે છે. ખરેખર, વેદોની પક્ષપાત રહિત પુનિત આજ્ઞાઓજ વંદનીય છે. વેદમાં આર્ય અને અનાર્ય સંબંધી શું આજ્ઞા છે એ પણ જોવાની અગત્ય છે, કારણ કે કેટલાકનું એવું કહેવું છે કે વેદમાં આ સંબંધી કંઇક પક્ષપાત કરવાનો ઉલ્લેખ છે. આ શંકા સત્ય છે કે નહિ તે જોઇએઃ—

ब्रह्मद्विषे क्रव्यादे घोरचक्षसे द्वेषो धत्तमनवायं किमीदिने ॥२॥

ऋ० ७।१०४ ॥

(૪) " જ્ઞાનનો દ્વેષ કરનારા, કાચું માંસ ખાનારા, અઘોર અને ભયંકર કૃત્યો કરનારા અને જે કિમીદિન (વિશ્વાસઘાતી–દુષ્ટ) હોય તેનો, કંઇપણ મનમાં ન લાવતાં તરત દ્વેષ કરો" તેજ પ્રમાણેઃ—

अन्यव्रतममानुषमयज्वानमदेवयुम् ॥

अव स्वः सखा दुधुवीत पर्वतः सुघ्नाय दस्युं पर्वतः ॥११॥

ऋ० ८।९९॥

" ભળતાંજ કૃત્યો કરનારા, અમાનુષ વર્તન કરનારા, યજ્ઞ ન કરનારા, દેવની ઉપાસના ન કરનારા, એવા જે દસ્યુ (દુષ્ટ, હિંસક) હોય, તેમના કલ્યાણ માટે પર્વત (ઉત્તમ સંધિવાળા) મિત્રને દૂર કરવો."

વળીઃ—

प्रत्यग्ने मिथुना दह यातुधाना किमीदिना २४

—ऋ० १०।८७

" યાતુધાન (દુષ્ટાત્મા) અને કિમીદિન (દુર્ભાગ્યખોર) એને, હે અગ્ને! બાળી નાખ." આ પ્રકારની આજ્ઞાઓ વેદમાં છે. આ સર્વ આજ્ઞાઓનો જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે સમાજનું અહિત કરનાર દુષ્ટ

દુર્જન, દુરાચારી એવાઓને દંડ આપવો, એવો ભાવાર્થ નીકળે છે. અનાર્ય કુલોત્પન્ન એવા સારા માણસને પણ દંડવો એવી આજ્ઞા વેદના કોઇપણ મંત્રમાં નથી. જ્યાં જ્યાં દંડની આજ્ઞા કરેલી છે ત્યાં ત્યાં તે દુષ્ટોને માટેજ છે. દુર્જન, ચોર, ધાડપાડુ એવાને શિક્ષા ન કરતાં તેમને સમાજમાં રહેવા દેવા, અને એમને માટે અન્ય શાંતિથી તેમજ નીતિથી રહેનારાઓપર એક સરખા ઉપદ્રવ થવા દેવા, એવું કોઇ પણ કહી શકશે નહિ. આવો કાયદો કોઇપણ દેશમાં હોવો સંભવેજ નહિ. જેમ દરેક દેશના કાયદામાં દુષ્ટને શિક્ષા કરવાનું જણાવેલું છે તેવીજ રીતે વેદમાં પણ છે. તાત્પર્ય કે વેદમાં જાતિ વિશિષ્ટતાનાં કારણે કોઇને પણું દંડ કરવાનો ઉલ્લેખ નથી, પણ દુરાચાર વિશિષ્ટતાના કારણે દંડ આપવાની આજ્ઞા છે. મનુસ્મૃત્યાદિ ગ્રંથોની આજ્ઞા આથી કેટલી ઉલટી છે તે જણાશે. એ અવૈદિક આજ્ઞાઓને લીધેજ અંત્યજોપરનો અત્યાચાર રૂઢ થઇ ગયો છે, અને તેનાપર કોઇ લક્ષ પણ આપતું નથી. હવે આપણે સમાન હકકવાળાં મનુષ્યોના સદ્ગુણને લીધે તેમજ દુર્ગુણને લીધે માનાપમાનનું વર્તન રાખવાની કેવી આજ્ઞા કરી છે તે જોઇએ. પ્રથમ વિશેષ રીત્યા કરેલી આજ્ઞાઓ શું શું છે તે જોઇએઃ—

रुचं नो धेहि ब्राह्मणेषु रुचं राजसु नस्कृधि ॥
रुचं विश्येषु शूद्रेषु मयि धेहि रुचा रुचम् ॥ ४८ ॥

तैत्ति० सं० ५।७।६ ॥ शु० यजु० १८।४८॥

(૫) "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમનામાં તેજ મૂક અને મારામાં પણ તેજ મૂક." આ મંત્રમાં શૂદ્રનામાં પણ તેજની વૃધ્ધિ કરવાની પ્રાર્થના છે. શૂદ્ર એ બોલવે ચાલવે અનાર્ય, એમનો નાશ કરવો, એમના તેજનું હરણ કરવું, એમને અસ્પૃશ્ય ગણી દૂર રાખવા અને એમને અન્યત્રહાર્ય સમજવા, એવી ભાવના વેદની હોત તો, અનાર્ય-શૂદ્રોમાં 'તેજની વૃદ્ધિ થાવ,' એવી પ્રાર્થના કરવાનું કારણ શું ? અનાર્યોમાં તેજ વધી એમની યોગ્યતા ઉચ્ચ થાય એજ હેતુ આ મંત્રનો છે. "उत शूद्र उत आर्यः" (અથર્વ વેદ ૪, ૨૦) વેદમાં એવા પ્રયોગ અનેક ઠેકાણે છે. આથી એ સ્પષ્ટ થાય છે કે આર્ય એ ત્રૈવર્ણિક અને

શૂદ્ર તે અનાર્ય. આર્યોએ અનાર્યોને, પોતાની સંસ્કૃતિ આપી તેમને ઉચ્ચ બનાવવા, કે એમને સદાના ગુલામ બનાવવા અથવા બહિષ્કૃત કરવા, એ પ્રશ્ન બંનેનો સંબંધ થતાં ઉત્પન્ન થયો હતો. આ પ્રશ્નનો ઉત્તર આર્યોને માન્ય એવા વેદના ઉપરોક્ત મંત્રમાં ઘણીજ ન્યાયશીલતાથી અપાયો છે. આ ઉત્તરથી આર્યોનું એ કર્તવ્ય ગણવામાં આવ્યું છે કે અનાર્યોની તેજો હાનિ કરવાને બદલે એમના તેજમાં વૃદ્ધિ થાય એમ કરવું. એજ પ્રમાણે:—

यद् ग्रामे यदरण्ये यत् सभायां यदिन्द्रिये ॥
यच्च शूद्रे यदर्ये यदेनश्चकृमा वयम् ॥
यदेकस्याधि धर्माणि तस्यावयजनमसि ॥

यजु० २०।१७॥

" જે ગામમાં જે, અરણ્યમાં, જે સભામાં, જે ઇન્દ્રિયોમાં, જે શૂદ્રોમાં અને જે આર્યોમાં અમે પાપ કર્યું હશે અને જે એકના ધર્મમાં હશે તેની નિષ્કૃતિ છે. "

આ મંત્રમાં આર્યનું અનાર્ય (શૂદ્ર) પ્રત્યે અન્યાયી કે અધર્મ-યુક્ત વર્તન થતાં, તેની નિષ્કૃતિ થવી જોઇએ એવું વર્ણન છે. અનાર્યોના હકની કે માનાપમાનની જો કોઇને પણ પરવા ન હોય, તો આર્યોએ શૂદ્ર વિષયક કરેલા પાપાચારની નિષ્કૃતિ કરવાનું કંઇ કારણ નથી. પણ તેમ નથી તેજ અનાર્યોના આર્યોએ સ્વીકારેલા હકનું પ્રતિપાદન કરે છે. અનાર્યોના તેજમાં વૃદ્ધિ કરવી જોઇએ એવું કહેનારમાં આ નૈસર્ગિક હકનું જ્ઞાન હોવું સ્વાભાવિક છે. જે અનાર્યોના તેજમાં વૃદ્ધિ થઇ છે તેમને સદાના બહિષ્કૃત રાખવા એ શક્ય છે એવું કોણ માનશે? એમને જાગૃત કરી વિદ્યાદાન આપવાથીજ એમનામાં તેજની વૃદ્ધિ થઇ શકે છે, એ સ્પષ્ટ છે. આવોજ સમાનતાનો ઉપદેશ આગળના મંત્રમાં છે:—

यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः
ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय० ॥

यजु० २६ । २

" ( જેવી ) આ કલ્યાણકારક વાણી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને ચારણ એવા સર્વ જનોને કહી. " આ મંત્રમાં અનાર્ય–શૂદ્રોને પણ કલ્યાણકારક વિદ્યોપદેશ કરવાનો ઉપદેશ છે. જેઓ આ મંત્ર કેવળ આશીર્વાદ પર છે એવું માને છે, તેમને એટલું તો સ્વીકારવું પડશે કે, જેવો બ્રાહ્મણને તેવોજ શૂદ્રને સમાન આશીર્વાદ આપવામાં આવ્યો છે. આ સમાનતા ખરેખર વિચારવા યોગ્ય છે. ત્રૈવર્ણિક દ્વિજ હોવાથી એમનામાં સમાનતા હોય તો તેમાં કંઇ નવલ નથી, પણ જે બોલવે ચાલવે આર્ય નથી, જેમની સંસ્કૃતિ પ્રથમથીજ હીન, જે ઉતાયલા છે, એમના તેજની વૃદ્ધિ કરવી, એમની સાથે અન્યાયયુક્ત વર્તન કરવું નહિ અને એમને પણ સમાનભાવથી વિદ્યોપદેશ કરવો, એવુ કહેનાર વેદ કેટલા નિષ્પક્ષપાત હશે એની કલ્પના કરવા જેવી છે. અનાર્ય શૂદ્રોને નોકરીમાં રાખીને તેમની પાસે ઘર કાર્ય લેનાર ત્રૈવર્ણિક હાલની પેઠે પૂર્વના વૈદિક કાલમાં સ્પર્શાસ્પર્શ માનતા હશે, એવું કહેવાને કશો પણ આધાર નથી. અનાર્યોને આ પ્રમાણે જ્ઞાન આપી એમની ઉન્નતિ કેવી રીતે કરવામાં આવતી એ આગળના વિભાગમાં પ્રસંગોપાત આવશે; પણ અહીં એટલુંજ દર્શાવવાનું છે કે, એ અનાર્યોને સમાનતાનો અધિકાર હતો, નિદાન એમની કેવળ ગુલામના જેવી સ્થિતિ નહોતી, અથવા સદાના બહિષ્કૃત પણ નહોતા એ નિશંક છે.

न मे दासो नार्यो महित्वा व्रतं मीमाय० ॥

अथर्व० ५।११।३॥

" હું દાસને જાણતો નથી અને આર્યને પણ જાણતો નથી, હું મહત્વનાં આચરણ માન્ય ગણું છું. " આવો ઉપદેશ આપતા વેદ કાળમાં દાસ, શૂદ્ર કિંવા અનાર્ય એમના પ્રત્યે અન્યાય થતો હતો એવું કહેવાને શો આધાર છે ? આ વેદ વચન પરથી આર્યના અંગમાં મહત્વ ન હોય તો તેની યોગ્યતા ઓછી અને દાસ કિંવા શૂદ્રનામાં મહત્વ હોય તો તેની યોગ્યતા અધિક છે, એવો ધ્વનિ નીકળે છે, આ ધ્વનિ કેટલો પક્ષપાત રહિત છે, તે વાચકોએ અવશ્ય વિચારવું જોઇએ. તેવીજ રીતઃ–

उदंग्रभं पारपाणाद यातुधानं किमीदिनम् ॥

तेनाहं सर्वं पश्यामि उतशूद्रमुतार्यम् ॥ अथर्व० ४।२०।८

"( જનતાના ) રક્ષણ માટે યાતુધાન ( દુષ્ટ ) અને કિમીદિન ( હિંસક ) એને અલગ કરૂં છું અને તે પરથી શૂદ્ર કોણ અને આર્ય કોણ, એ સર્વ હું જોઉં છું."

આ મંત્ર પરથી આર્ય, અનાર્ય અને રાક્ષસ કોણ એ પરખવાની કસોટી વ્યકત થાય છે. આ કસોટીમાં જે ઉતિર્ણ થાય અર્થાત્ જે પ્રમાણિકપણે વ્યવહાર ચલાવે તેજ આર્ય, અન્ય અનાર્ય છે. આ નિષ્પક્ષપાતપણાનું અપૂર્વ દૃષ્ટાંત છે. આ સ્થળે મારે અન્ય વાત જણાવવાની નથી, પણ વેદમાં સમાનતા અને નિષ્પક્ષપાતપણાનો કેવો ઉચ્ચ ઉપદેશ છે તેજ દર્શાવવાનું છે. જાતિ વિશિષ્ટ પક્ષપાત એ કાલમાં નહોતો એટલું એ પરથી નિશ્ચિત અનુમાન કાઢી શકાય છે. અહીં સુધી આપેલા વેદમંત્રો પરથી એ વાત સિધ્ધ થાય છે કે, ( ૧ ) સર્વેએ એકત્ર થવું, ( ૨ ) સભાઓમાં સર્વેએ આવી બેસવું, ( ૩ ) સર્વેએ યજ્ઞમાં જવું, ( ૪ ) દુરાચરણીને દંડ દેવો, ( ૫ ) વિશિષ્ટ જાતિ માટે નિશ્ચિત થયલો એવો કોઇ પણ ખાસ દંડ નથી. ( ૬ ) ગુણ પરથી માણસોની યોગ્યતા નક્કી કરવી, ( ૭ ) સર્વને પોતાના તેજમાં વૃદ્ધિ કરવાની છુટ આપવી. આ સર્વ વાતનો વિચાર કરતાં વર્તમાન કાળની પેઠે એ કાળમાં અંત્યજ વર્ગ બહિષ્કૃત નહોતો, કિંવા એવા પ્રકારની સમાજરચનાજ વેદમાં નથી, એમ કહેવામાં અતિશયોકિત નથી.

# ભાગ ૫ મો.

## વૈદિકકાલમાં વ્યાપાર-ઉદ્યોગ.

વૈદિકકાલમાં હાલની પેઠે જાતિભેદ નહોતો અને તદનુસાર સ્પર્શાસ્પર્શના પ્રકાર પણ નહોતા, એમ કહેતાં કેટલાક એવો ઉત્તર આપે છે કે એ કાલ અસંસ્કૃતીનો હોવાથી તે સમયમાં અનેક પ્રકારના વ્યાપાર-ઉદ્યોગની વૃદ્ધિ થઇ નહોતી. આ વાત સત્ય નથી એ વેદગ્રંથો પરથીજ સિધ્ધ થઇ શકે એમ છે. યજુર્વેદના ત્રીજા અધ્યાયમાં ઘણી જાતના ઉદ્યોગ ધંધાવાળાઓની નામાવલિ આપેલી છે, તે જોતાં એ સમયમાં કેટલા ઉદ્યોગો હતા અને એ કાલ હુન્નર કલાની કઇ શ્રેણીમાં હતો તે જણાઇ આવે છે.

આ નામાવલિ નીચે પ્રમાણે છે:-

૧. બ્રાહ્મણ—અધ્યયન અધ્યાપન કરનાર.
૨. ક્ષત્રિય—રાષ્ટ્ર સંરક્ષણ અને રાજ્યની વ્યવસ્થા કરનાર.
૩. વૈશ્ય—વ્યાપાર ઉદ્યોગ અને ખેતી કરનાર.
૪. શૂદ્ર—નોકરી ચાકરી કરનાર.
૫. રથકાર, ૬. તક્ષા, ૭. ક્ષત્તા } લકડકામ કરનાર સુતારની જાતિ.
૮. અનુક્ષત્તા, ૯. દાર્વીહાર } સુતારમાંથી અન્ય ધંધો કરનારા.
૧૦. કારી—( an artist, mechanic ) કારીગર, યંત્ર બનાવનાર.
૧૧. પેશિતા—( a skilfull artist ) કુશલ કારીગર.
૧૨. અનુચર—નીત્ય પાસે રહેનાર નોકર.
૧૩. રંજયિતા—રંગરેજ ( કપડાં વિ. રંગનાર ).
૧૪. કુલાલ—કુંભાર, વાસણ ઘડનાર.
૧૫. કર્માર, ૧૬. અયસ્તાપ } ( a blacksmith ) લુહાર.
૧૭. અંજનકારી—અંજન તૈયાર કરનાર.

૧૮. મણિકાર–જવાહિરનો ધંધો કરનાર.

૧૯. હિરણ્યકાર–સોનાનું કામ કરનાર.

૨૦. વણિજ–વ્યાપાર કરનાર.

૨૧. મૈનાલ–કોળી

૨૨. પર્ણક–પાનસોપારી વેચનાર.

૨૩. કલ્પિન } ચાકૂ કાતરો કરનાર.
૨૪. અધિકલ્પિન

૨૫. વીણાવાદ
૨૬. તૂણાવાદ } તંતુવાદ્ય, ચર્મવાદ્ય અને શંખવાદ્ય વગાડનાર.
૨૭. શંખધ્મ

૨૮. પેશસ્કારી–પ્રોલીશ કરનાર.

૨૯. ભિષજ–વૈદકનો ધંધો કરનાર.

૩૦. નક્ષત્રદર્શી–નક્ષત્રોનું અવલોકન કરનાર.

૩૧. ગણક–ગણિત કરનાર.

૩૨. સૂત
૩૩. માગધ } નટાદિકનું કાર્ય કરનાર.
૩૪. શૈલૂષ
૩૫. વશનર્તક

૩૬. ધીવર } *કોળી–પારધી, માંસ ઉંચકનાર.*
૩૭. કૈવર્ત

૩૮. કિરાત–રાનટી જંગલિ.

૩૯. વપ–હજામત કરનાર.

૪૦. ઇષુકાર } ધનુષ્યનો સામાન તૈયાર કરનાર.
૪૧. જ્યાકાર

૪૨. નિષાદ–ભિલ્લ વગેરે રાનટી લોક

૪૩ ગોપાળ–ગોવાળ.

૪૪ અવિપાલ } ઘેટાં બકરાં પાળનાર
૪૫ અજપાલ

૪૬. હસ્તિપ–મહાવત, હાથી પાળનાર.

૪૭. અશ્વપ–ઘોડા ઉછેરનાર.

૪૮. સુરાકાર–દારૂ તૈયાર કરનાર.

૪૯ અજીનસંધ } ચામડાં શીવનાર ચમાર વગેરે.
૫૦ ચર્મમ્ન }

૫૧ મૃગયુ–શિકાર કરનાર.

૫૨ વિદલકારી–ટોપલીઓ વિગેરે બનાવનાર.

૫૩ કીનાશ–ખેડુત.

૫૪ અશ્વસાદ–ઘોડેસ્વાર.

૫૫ કોશકારી–કબાટ, પેટી, તીજોરી કરનાર.

૫૬ દાસ–માંસ ઉંચકનાર, કોળી.

૫૭ શૌષ્કલ–માંસ વેચનાર ખાટકી.

૫૮ પૌલ્કસ–રાનટી લોક.

૫૯ ગો ઘાત—ગૌવધ કરનાર.

૬૦ વિકૃંતક–વહેરણીયા.

૬૧ આડંબરા ઘાતક–નગારાં વગાડનાર.

૬૨ ગ્રામણી–હજામ.

૬૩ ચાંડાલ–ચંડાલ.

ઇત્યાદી નામો યજુર્વેદના ૩૦ મા અધ્યાયમાં આપેલાં છે. આ શિવાય ઋગ્વેદાદિમાં જોતાં નીચેનાં મુખ્ય નામ મળી આવે છે.

૧ પુરોહિત.

૨ ઋત્વિજ અને યજ્ઞના અન્ય યાજક (યજ્ઞ યાગ કરનાર).

૩ કિમીદિન (કિંઇદાની) હવે કોના ઉપર હુમલો કરવો એવું કહેનાર લુટારૂ લોક.

૪ યાતુધાન }
૫ નરકર } લુટારૂ, ચોર, વિગેરે.
૬ ચોર }

ઉપરોક્ત નામાવલી જોતાં આપણને એ કાળની સમાજ સ્થિતિની કલ્પના સારી રીતે લક્ષમાં આવશે. એ કાળમાં જેવી રીતે શુચિર્ભૂત બ્રાહ્‌-

ણ, ઉત્તમ ધાર્મિક ક્ષત્રિય, અને વ્યવહાર–ચતુર વૈશ્ય હતા; તેજ પ્રમાણે, મ્હાર, ચમાર, કોળી, ભીલ, ધીવર, માંસાહારી, શાકાહારી, ખાટકી, ગોમાંસ ભક્ષક, મદ્ય તૈયાર કરનાર, વગેરે સર્વ પ્રકારના લોક હતા. હાલમાં આ મ્હારાદિ લોકને બહિષ્કૃત માનવામાં આવે છે; અને એમને અસ્પૃશ્ય ગણવામાં આવે છે; પણ વેદમાં એમને અગર અન્ય કોઇને પણ બહિષ્કૃત, કે અસ્પૃશ્ય ગણવાનું કોઇ સ્થળે લખેલું નથી. જે કાલમાં આટલા બધા ઉદ્યોગ ધંધાનું અસ્તિત્વ હતું તેમજ તે તે ધંધા અને હુનર–કળાના જ્ઞાતાઓના વર્ગ હતા, તે કાલમાં સ્પર્શાસ્પર્શની કલ્પના હોય કિંવા વિશિષ્ટ જાતિ અસ્પૃશ્ય છે એવું વેદને સંમત હોય તો તેનો ઉલ્લેખ કોઇ પણ સ્થળે હોવો જોઇએ. પણ જે કારણે એવો ઉલ્લેખ નથી, કિંવા અસ્પૃશ્યપણાની કલ્પના હતી એવો એક પણ ઉલ્લેખ વેદમાં નથી, તેજ કારણે અસ્પૃશ્યપણાની કલ્પના આધુનિક છે એમ ઠરે છે. જે ઉદ્યોગ ધંધા કરનારાઓને હાલમાં અસ્પૃશ્ય માનવામાં આવે છે, તે લોક અને તેજ ધંધા પૂર્વે ન હોય તો તે વાત ઠીક છે; પરંતુ તેજ લોક અને તેજ ધંધાનો ઉલ્લેખ વેદમાં હોવાથી અને તેમને બહિષ્કૃત કે અસ્પૃશ્ય માનેલા ન હોવાથી એ કાલમાં સ્પર્શાસ્પર્શની કલ્પના નહોતી એ સિદ્ધ થાય છે. તાત્પર્ય કે આ કલ્પના અવૈદિક હોવાથી ત્યાજ્ય છે.



# ભાગ ૬ ઠો.

શૂદ્ર કોણ ?

( ૧ ) સ્પર્શાસ્પર્શનો વિચાર કરતાં અને તેની સત્યાસત્યતા પર ઉહાપોહ કરતાં, તેની સાથે જાતિભેદનો વિચાર કર્યા સિવાય ચાલે એમ નથી. અમુક જાતિનાં માણસ અસ્પૃશ્ય છે અને તે કાયમના બહિષ્કૃત છે એવી માન્યતાની પુષ્ટીમાં જે આધારભૂત પ્રમાણ આપવામાં આવે છે, તે એ કે, તે તે વિશિષ્ટ જાતિ, હાથી ઘોડાની જાતિ પ્રમાણે જન્મથી હોવાથી અભેદ્ય છે ! અને એ જાતિભેદ પરમેશ્વર કૃત છે. આ તર્કને ઘણુંજ મહત્વ આપવામાં આવે છે. આથી પ્રથમ જાતિભેદનો અંશતઃ વિચાર કરવો એ અત્યંત આવશ્યક છે.

આર્યોની બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોને ઉપનયનનો અધિકાર હોવાથી તેને સમાન માનવી પડે છે. જો કે હાલમાં ક્ષત્રિય વૈશ્ય વગેરે ઉચ્ચ જાતિનો સ્પર્શ કરવાની પવિત્ર બ્રાહ્મણ ઇચ્છા રાખતા નથી; છતાં પણ એજ સ્થિતિ પૂર્વે હતી એમ માનવાને કારણ નથી. પરંતુ કેટલાકો વળી એમ કહે છે કે, હાલમાં ક્ષત્રિય અને વૈશ્ય જાતિનું અસ્તિત્વજ નથી, માત્ર બ્રાહ્મણ અને શૂદ્ર એ બેજ વર્ણ કાયમ છે ! જે બ્રાહ્મણ નથી તે સર્વ હિંદુ ધર્મમાં શૂદ્રજ છે. શૂદ્રોમાં અતિ શૂદ્ર, નામશૂદ્ર, અને શૂદ્ર કિંવા સચ્છૂદ્ર એવા ભેદ પાડી શકાય. આવા ભેદ પાડીએ તોપણ એ પ્રકારની ચાર વર્ણ વર્તમાનમાં છે એવું માનવાને તેઓ તત્પર નથી. આથી આ પ્રમાણે ચાર વર્ણ ન માનતાં, માત્ર બેજ વર્ણ છે એવું માનવાથી શું શું આપત્તિ આવે છે તેનો વિચાર કરવા જેવો છે. પુરૂષ સૂક્તમાંઃ—

ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ॥
ऊरू तदस्य यद् वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥ १२ ॥
ऋ० १०।९०।१२ ॥

"એ ( પુરૂષ ) નું બ્રાહ્મણ એ મુખ છે, ક્ષત્રિય એ બાહુ છે, જે વૈશ્ય તે એનું ઉરૂ છે અને પગ માટે શૂદ્ર થયા છે." એવું વર્ણન છે. વિરાટ પુરૂષના ચાર અવયવમાંથી એ ચાર વર્ણ ઉત્પન્ન થઈ એવું એજ મંત્રના ભાષ્યમાં શ્રીસાયણાચાર્યે કહેલું છે. વિરાટ પુરૂષના એ ચાર અવયવ છે એવો એ મંત્રનો આશય છે. વિરાટ પુરૂષના આ ચાર અવયવમાંના વચલા બે અવયવ-એટલે બાહુ અને ઉરૂ-નથી, મુખ અને પગ એ બે અવયવ છે. એવું કહેવાનો જુના વિચારવાળાઓનો આશય જણાય છે, પણ એમ કહેવાથી વિરાટ પુરૂષ નશ્વર બને છે. જેનાં માત્ર મુખ અને પાય બેજ હયાત હોય તે કદાપિ પણ જીવંત રહી શકે નહિ. આથી એ મત ગ્રાહ્ય નથી. વિરાટ પુરૂષ જેવી રીતે સનાતન છે, તેવીજ રીતે તેનાં ચાર અવયવ પણ સનાતન છે. આથી અમુક વર્ણ સદાને માટે નાશ પામી એવું કહી શકાયજ નહિ. કદાચ એમ કહી શકાય કે અમુક વર્ણ બીજ રૂપે રહી હશે, આપત્કાલને લીધે સત્વહીન થઇ ગઇ હશે; પરંતુ તે વર્ણનું મૂળથીજ અસ્તિત્વ ગયું; મનુષ્ય સમાજમાંથી વિશિષ્ટ ગુણુનોજ નાશ થયો, એ કથન સત્યથી વેગળું છે. આથી વિરાટ પુરૂષના નિત્યત્વપણાને લીધે ચારે વર્ણ નિત્ય છે, એ સ્પષ્ટ છે.

જુના વિચારવાળાનો વળી એક આધાર એવો છે કે 'પરશુરામે એકવીસ વખત નિઃક્ષત્રિય પૃથ્વી કરી' અને તેથી એ વર્ણનું અસ્તિત્વ નથી. આ પ્રમાણ પણ એટલુંજ અર્થ હીન છે. પરશુરામે જ્યારે પ્રથમ નિઃક્ષત્રિય પૃથ્વી કરી ત્યારે પુનઃ એકવીસ વખત નિઃક્ષત્રિય પૃથ્વી કરવા જેટલા ક્ષત્રિય રહેલા હોવા જોઇએ; અને તેજ પ્રમાણે એકવીસ વખત નિઃક્ષત્રિય પૃથ્વી કરતાં પણ તેઓ અવશેષ રહ્યા હોય એમ માનવાને કારણ છે. 'નિઃક્ષત્રિય પૃથ્વી' એ શબ્દનો અર્થ 'સર્વ ક્ષત્રિયોનો સંહાર' એવો નથી પણ 'ઉદ્ધત થયલા અથવા વિરૂદ્ધ પક્ષ તરફથી સામે આવેલા ક્ષત્રિયોનો નાશ' એટલોજ માની શકાય. ગુપ્તપણે અથવા પરશુરામને શરણે આવીને કિંવા આપત્કાલને લીધે વૈશ્ય વર્ણનાં કર્મ સ્વીકારીને ઘણા ક્ષત્રિયો બચેલા હોવા જોઇએ. આ પ્રમાણે ઘણાં ક્ષત્રિય કુળો રહેલાં હોવાનું પુરાણો પરથી સિદ્ધ થાય છે. એ મહાન સંહારમાંથી કોઇ ક્ષત્રિય ન બચ્યા હોય તો તે પછીના સમયમાં સૂર્યવંશી અને સોમવંશી એ નામનાં ક્ષત્રિય કુળોમાં શ્રી

રામચંદ્ર અને શ્રી કૃષ્ણ ઇત્યાદિ લોકોત્તર વિભૂતિઓ થઇ તે કેમ બને? આથી અનેક ક્ષત્રિય કુળો, ગર્ભવંતી સ્ત્રિયો અને બાળકો જેઓએ પરશુરામનો અપરાધ કર્યો નહોતો તે રહ્યાં હતાં, અને માત્ર રણશૂર યોદ્ધાઓનોજ એમણે સંહાર કર્યો હતો એમ માનવું પડે છે.

પ્રાચીન પક્ષ " नंदान्तं क्षत्रिय–कुलम् " એવા એક પુરાણોક્ત પ્રમાણથી ક્ષત્રિય કુલનો નાશ થવાનું સિદ્ધ કરે છે. નંદરાજાના અંત સુધીજ ક્ષત્રિય કુલ રહેશે અને તે પછી કલિયુગમાં ક્ષત્રિય રહેશે નહિ. આવો વ્યાપક અર્થ ખરો માનીએ તો પરશુરામે કરેલી નિઃક્ષત્રિય પૃથ્વીનો અર્થ ગૌણવૃત્તિથી કરવો પડશે, કારણ કે એ વાક્ય ખરૂં માનતાં પરશુરામના પછી ક્ષત્રિયોનું અસ્તિત્વ સ્વીકારવું પડશે અને એ પ્રકારે પરશુરામના પરાક્રમનું રસભરિત પૌરાણિક વર્ણન ગૌણાર્થક માનતાં ' नंदान्तं क्षत्रियकुलम् ' એ વાક્ય પૂર્ણાર્થક છે એમ કેવી રીતે માની શકાશે? એકજ પુરાણનાં બંને વાક્યો સમાન તત્વવાળાં હોવાથી ઉભયને ગૌણાર્થક માનવાં એજ સયુક્તિક છે. આ પ્રમાણે વિરાટ પુરૂષના સનાતન પણાને લીધે અને પુરાણના વિધાનના ગૌણ અર્થને લીધે કલિયુગમાં ક્ષત્રિય નથી એમ સિદ્ધ થતું નથી. ક્ષત્રિયોની પેઠે વૈશ્યોનો સંહાર થવાનો વિશેષતઃ કોઇ પણ સ્થળે ઉલ્લેખ ન હોવાથી તે વર્ણ પણ વર્તમાનમાં છે એમ માનવું પડશે. તાત્પર્ય કે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો વૈદિક કાળ પ્રમાણે વર્તમાન કાલમાં પણ છે. આ પ્રમાણે બ્રાહ્મણ શિવાયની દ્વિજ વર્ણ છે એટલે બ્રાહ્મણ શિવાયના સર્વ શૂદ્ર નથી, એજ સત્ય છે. જ્યારે આમ છે ત્યારે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય શિવાયના શૂદ્ર તે કોણ? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. હવે આપણે એનો વિચાર કરીશું. ક્ષત્રિય અને વૈશ્યનો દ્વિજમાં સમાવેશ થતો હોવાથી એમનામાં સ્પર્શાસ્પર્શનો ગોટાળો થવાનો સંભવ નથી. શૂદ્ર સંબંધીજ એ સર્વ ગોટાળો થવાનો સંભવ છે. આથી પણ શૂદ્રનાં લક્ષણ જોવાં જોઇએઃ–

( ૨ ) " शुचा शोकेन द्राति, द्रवति, धावति इति शूद्रः । " જે શોકાકુળ થઇ દૂર જાય છે તે શૂદ્ર છે. એ એનો શબ્દાર્થ. વળી शुगस्य तदनादरश्रवणात्* ' એવું વેદાન્ત દર્શનમાં એક સૂત્ર છે. ' શૂદ્રને વેદનો

* વેદાન્ત દર્શન પા. ૧–૩–૩૫.

અધિકાર ન હોવાથી તેને શોક થાય છે,' એવું એમાં ધ્વનિત કરેલું છે. શૂદ્રને વેદાભ્યાસ કરવા દેવામાં આવતો કે નહિ એ પ્રશ્ન જુદો હોવાથી એનો અહીં વિચાર કરવાની જરૂર નથી. આ સંબંધી આપણે એટલુંજ જોવાનું છે કે "પોતે વેદ જાણતો નથી એ ભાન ઉત્પન્ન થતાં જેને શોક થાય છે તે શૂદ્ર છે." આવો શોક ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તેને 'દસ્યુ, દાસ, અનાર્ય' ગમે તેમ કહી શકાય પણ શૂદ્ર કહી શકાય નહિ. આ વિશેષ અર્થ આપણે ધ્યાનમાં રાખવો જોઇએ. પોતે અજ્ઞાન છે એવું જ્ઞાન થતાં લાજને લીધે વિદ્વાનોની સભામાં બેસતાં ભય પામનાર અને તેથી દૂર રહેનાર, જેને વિદ્વાનોએ વેદાનભિજ્ઞતાને લીધે દૂર કરેલો છે તે શૂદ્ર છે.

આ લક્ષણ પરથી 'અજ્ઞાનતાને લીધે શોકાકુલ રહેનાર' તે શૂદ્ર, એમ ઠર્યું. આ તેનો ગુણ થયો. એનાં શું શું કર્મ છે તે પણ આ લક્ષણમાં આવવું જોઇએ. જે અન્ય વર્ણમાં જણાતાં નથી એવાં કયાં કર્મ આ ઠેકાણે જણાય છે, તે તપાસીએઃ—

परिचर्यात्मकं कर्म शूद्रस्याऽपि स्वभावजम् ॥

गीता. अ. १८॥४४॥

'શૂદ્રનાં સ્વાભાવિક કર્મ પરિચર્યાત્મક છે.' સર્વ ગૃહકાર્યોનો અંતર્ભાવ આ પરિચર્યામાં થાય છે. વાળવું, ઝાળવું, વાસણ માંજવાં, વસ્ત્રો ધોવાં, અન્ન રાંધવું, પથારી પાથરવી, એવાં અને એના જેવાં જે કામ તે શૂદ્રનાં સ્વાભાવિક કાર્ય છે. સ્વાભાવિક કાર્યનો અર્થ એટલોજ કે, જેની બુદ્ધિ એનાથી ઉચ્ચ ત્રૈવર્ણિકોનાં શ્રેષ્ઠ કર્તવ્યો કરવાને યોગ્ય નથી તે. મનુ કહે છે કેઃ—

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ॥
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ ९१ ॥

मनु० अ० १।९१

"મત્સર ન કરતાં એ ત્રણ વર્ણોની શુશ્રૂષા કરવી એ એકજ કર્મ આ શૂદ્ર વર્ગ માટે કહેલું છે." પણ આ વચનથી શૂદ્ર કોણ એ નક્કી થતું નથી. શૂદ્ર કોણ એ નક્કી થવા પછી એણે શું કરવું એ આમાં

જણાવેલું છે. આથી એ નક્કી થયલો શૂદ્ર કોણ તે પ્રથમ જોઇએ. નીચે આપેલા મનુસ્મૃતિના શ્લોકમાં ઘરના નોકર–ચાકરને શૂદ્ર કહેવામાં આવે છે એવો ધ્વનિ નીકળે છેઃ—

मुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ॥
भुञ्जीयातां ततः पश्चाद् अवशिष्टं तु दम्पती ॥ ११६ ॥

मनु० अ० ३।११६

" બ્રાહ્મણોનું ( દ્વિજનું ) જમણ થવા પછી અને પોતાના નોકરે જમવા પછી રહેલા અન્નનું ઘરના યજમાને અને તેની સ્ત્રીએ સેવન કરવું."

આ શ્લોકમાં જો કે શૂદ્ર શબ્દ નથી, તો પણ શૂદ્રના સમાનાર્થક ભૃત્ય શબ્દ આવેલો છે એમ કહેવામાં હરકત નથી. અર્થાત્ ઘરનું કામ કરનાર નોકર–ચાકર એને શૂદ્ર એ નામ આપેલું જણાય છે. ત્રૈવર્ણિકોની શુશ્રૂષા એ શૂદ્રોનું સ્વાભાવિક કર્મ છે એમ કહેતાં આ વાતજ સિદ્ધ થાય છે. ઉચ્ચ વર્ણનાં માણસો પોતપોતાની વર્ણને યોગ્ય એવાં કામ કરવાને અયોગ્ય નીવડતાં તે શૂદ્ર થાય છે, એવું આગળના શ્લોકથી જણાય છેઃ—

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ॥
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥

मनु० अ० २।१६८

" જે દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ) વેદ ન શીખતાં અન્ય ધંધામાં શ્રમ કરે છે, તે તત્કાલ જીવિત છતાં પણ શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે."

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને વેદાધ્યયન કર્યા પછી અન્ય ઉદ્યોગ કે વ્યાપાર કરવામાં હરકત નથી; પણ જો તે વેદાધ્યયનનો ત્યાગ કરી અન્ય ધંધો કરે છે, તો તે શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે, એવું આ શ્લોકમાં જણાવેલું છે. વર્તમાન કાલમાં વેદાધ્યયન ન કરનાર દ્વિજોએ અને તેમાં પણ વિશેષ કરી બ્રહ્મત્વનું અભિમાન રાખનાર બ્રાહ્મણોએ આ વાત લક્ષમાં રાખવી જોઇએ. નીચેના શ્લોકપરથી વેદાધ્યયનથી હીન એવા શૂદ્રોનાં ચિહ્ન શું છે તે જણાશેઃ—

शुश्रूषैव द्विजातीनां शूद्राणां धर्मसाधनम् ।
कारु–कर्म तथाऽऽजीवः पाकयज्ञोऽपि धर्मतः ॥

गरुड पु० अ० ४९

( ૩ ) " દ્વિજોની શુશ્રૂષા કરવી એજ શૂદ્રનું ધર્મસાધન છે. ઉપજીવિકા અર્થે સુતાર કામ કિંવા શિલ્પ કાર્ય કરવાં અને ધર્મથી પાકયજ્ઞ પણ કરવો."

આ વચન પ્રમાણે કારીગર તરીકે કામ કરવાનો શૂદ્રનો ધર્મ છે અને ઉપજીવિકા અર્થે એણે તે કર્મ કરવું એમ જણાવેલું છે. વળી આ વચનથી જણાશે કે કેવળ દ્વિજ શુશ્રૂષા એજ એનું કર્તવ્ય નથી. કોઇની સેવા ન કરતાં સ્વતંત્ર ધંધો કરવાની ઇચ્છા થતાં તેમ પણ કરવું. સ્વધર્મ પ્રમાણે પાકયજ્ઞ પણ કરવો એવો આશય આ શ્લોકનો છે. શિલ્પકર્મ પાંચ પ્રકારનાં છે. જે નીચેના શ્લોકથી જણાશે.:—

तक्षा च तंत्रवायश्च नापितो रजकस्तथा ॥
पंचमश्चर्मकारश्च कारवः शिल्पिनो मताः ॥

" સુતાર, વણકર, હજામ, ધોબી અને ચમાર એ પાંચ શિલ્પકાર છે. " આ પાંચે શિલ્પ કાર્ય શૂદ્રોનાં છે. અર્થાત્ એ કર્મ સ્વાભાવિકપણે કરનાર જે લોક તે શૂદ્ર હોય છે. આ પરથી ચમારનો પણ શૂદ્રમાંજ સમાવેશ થાય છે, અને શૂદ્રનો અધિકાર ધર્મથી દ્વિજ શુશ્રૂષા કરવાનો હોવાથી તે કર્મ પણ એણે કરવું જોઇએ. જો શૂદ્રને અસ્પર્શ્ય ઠરાવવામાં આવે તો, તે શુશ્રૂષા કરી શકે નહિ એ સ્પષ્ટ છે. આથી શુશ્રૂષા કરવાની ઇચ્છા રાખનાર શૂદ્રો પર અસ્પૃશ્યત્વનો આરોપ મૂકવો એ શક્ય નથી. વરાહ પુરાણમાં પણઃ—

शूद्रस्य द्विजशुश्रूषा तया जीवनवान् भवेत् ॥
शिल्पैर्वा विविधैर्जीवेत् द्विजातिहितमाचरन् ॥

—वराह पुराण.

" શૂદ્રોએ દ્વિજની શુશ્રૂષા કરવી કિંવા વિવિધ કારીગિરીથી પોતાની ઉપજીવિકા ચલાવવી. એમણે દ્વિજના હિતમાંજ વર્તવું " ! પૂર્વ ભાગમાં

જે કારીગરોનું અવતરણ કરેલું છે, તેમને ઉદ્દેશીનેજ આ ઉલ્લેખ છે. કારીગરોની સમાજમાં જેટલી યોગ્યતા છે, તેટલી યોગ્યતા શૂદ્રોની હોવામાં હરકત નથી. કારીગિરી વડેજ દેશની સંપત્તિ વધે છે અને શૂદ્રોનું એજ કર્તવ્ય છે, એવું વરાહ પુરાણના કર્તા કહે છે. આથી એ માનવું પડે છે કે શૂદ્રોના શ્રમ પરજ દેશની સંપત્તિ વધવાનો કે ઘટવાનો આધાર છે. અર્થાત્ રાષ્ટ્ર દૃષ્ટિથી વિચાર કરતાં અન્ય ત્રણ વર્ણો કરતાં શૂદ્રની યોગ્યતા અધિક ઠરે છે. આમ છતાં એમનો ઉપમર્દ કરવો એ રાષ્ટ્ર હિતનો ઉપમર્દ કરવા સમાન છે. આવા ઉપયોગી વર્ગને હડધૂત કરવો એ રાષ્ટ્રના પગને ભાગી નાંખવા જેવું છે. આનું પરિણામ રાષ્ટ્રની પ્રગતિનો અટકાવ કરવાનુંજ આવે. આથી આપણે એમનાં કર્મ અને અધિકાર શું છે, તે વિચારી એમના અધિકાર એમને સોંપવા જોઇએ. કંઇક પણ સમયનો વિચાર કરો અને એમની યોગ્યતા જોઇ એમની ઉન્નતિના ઉપાય યોજો. તેઓ વિદ્યા સંપન્ન થતાં શૂદ્ર રહી શકતા નથી એ વાત લક્ષમાં રાખો. એમાંજ માનવ સમાજનું કલ્યાણ છે. આપણે શૂદ્રોની ઉપજીવિકા અર્થે ઉદ્યોગ હુન્નરનો એમનો અધિકાર જોયો, અને શુશ્રૂષા એ શૂદ્રનું કર્મ હોવાનું શાસ્ત્રપ્રમાણ વિચાર્યું; પણ શુશ્રૂષામાં કયા કયા કાર્યોનો સમાવેશ થાય છે તે જોવું જોઇએ.

ब्राह्मणादिषु शूद्रस्य पचनादिक्रिया तथा ॥

—पृथ्वीचंद्रोदय ॥

" બ્રાહ્મણાદિકોને ત્યાં અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણ વર્ણોને ત્યાં શૂદ્રે અન્ન રાંધવાનું કાર્ય કરવું. "

શુશ્રૂષામાં અન્ય કાર્યોની સાથે અન્ન તૈયાર કરવાનો પણ સમાવેશ થાય છે. સ્પર્શાસ્પર્શની કલ્પનાને લીધે સ્વયંપાકનું તત્વ સમાજમાં પ્રવેશ પામવાથી વર્તમાનમાં શૂદ્રોનો આ અધિકાર છીનવી લેવામાં આવ્યો છે; પણ તે અધિકાર પૂર્વે હતો એ આ પ્રમાણથી સિદ્ધ થાય છે. જો એમ ન હોય તો પાકયજ્ઞ કરવાનો તેમનો અધિકાર છે, એમ કહેવું પણ નિરુપયોગી ઠરે. જુઓઃ—

आरंभयज्ञः क्षत्रियस्य हविर्यज्ञो विशामपि ॥
पाकयज्ञस्तु शूद्राणां जपयज्ञो द्विजोत्तमे ॥

—वृद्धहारीत स्मृति. अ. २

" ક્ષત્રિયે આરંભ યજ્ઞ. વૈશ્યો સુદ્ધાં હવિર્યજ્ઞ, શૂદ્રોએ પાકયજ્ઞ, અને દ્વિજોત્તમ બ્રાહ્મણોએ જપયજ્ઞ કરવો. " શૂદ્રોએ રાંધેલું અન્ન અન્ય ત્રણુ વર્ણોને માટે ચાલી શકે નહિ, તો શૂદ્રને પાકયજ્ઞ કરવાનો અધિકાર છે એવું કહેવાનું કંઇ પ્રયોજનજ રહેતું નથી. પાકયજ્ઞનો અધિકાર શૂદ્રને અપાયલો છે, અને તેમણે અન્ન પકવીને દ્વિજોને જમાડવાનું કહેલું છે,* તે જોતાં હાલમાં શૂદ્રને જેવા અસ્પૃશ્ય સમજવામાં આવે છે તેવા પૂર્વે નહોતા એમ માનવું પડે છે.

ગમે તે સ્વતંત્ર ઉદ્યોગ કરી ધર્મવૃત્તિથી વ્યવહાર ચલાવવો એ હીન વૃત્તિનું લક્ષણ નથી. પરાવલંબનથીજ હીન મનોવૃત્તિ થાય છે, અને તે હીન મનોવૃત્તિથી શૂદ્રત્વ પ્રાપ્ત થાય છે, એવું ગૌતમ મુનિનું કથન છે. જુઓઃ—

यस्तु राजाश्रयेणैव जीवेद्‌द्वादशवार्षिकम् ॥
स शूद्रत्वं व्रजेद्विप्रो वेदानां पारगो यदि ॥

*वृद्ध गौतमस्मृति*, अ० १९

( ૫ ) " જે બાર વર્ષ પર્યંત કેવલ રાજ્યાશ્રયથી રહે છે, તે વિપ્ર જો વેદપારગ હોય, તો પણ તે શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે. " વળી ×ગરૂડ પુરાણમાં જણાવ્યું છે કે " જે શૂદ્રીની સાથે શયન કરી, જે સંતતિ ઉત્પન્ન કરે છે, તે અધોગતિને પ્રાપ્ત થાય છે. " આ પ્રમાણે બ્રાહ્મણ પણ અધોગતિને પામી શૂદ્ર કેવી રીતે બને છે એ અનેક ગ્રંથોમાં ઉત્તમ પ્રકારે જણાવેલું છે. શૂદ્રમાં જેમ શ્રેષ્ઠ પંક્તિના લોક છે તેમ ઉતરતી પંક્તિના પણ

* दिने त्रयोदशे प्राप्ते पाकेन भोजयेत् द्विजान् ॥
अयं विधिः प्रयोक्तव्यः शूद्राणां मंत्रवर्जितः ॥

—( श्राद्धचिंतामणि उध्धृत ) वराह पुराण.

× ગરૂડ પુરાણ અ. ૪ શ્લોક ૩૭

છે. શૂદ્ર પુરૂષ અને બ્રાહ્મણ સ્ત્રીથી ઉત્પન્ન થયલા સંતાનને ચાંડાલની પંક્તિમાં મૂકવામાં આવે છે, એ તો આપણે પ્રથમ મનુસ્મૃતિના પ્રમાણથી જોઇ ગયા. આથી ચાંડાલનો અંતર્ભાવ શૂદ્રમાંજ થાય છે. આ સિવાય અન્ય કયા કારણથી ચાંડાલત્વ પ્રાપ્ત થાય છે એ નીચેના શ્લોકથી જોઇએ.

विप्राणामर्चनं नित्यं शूद्रधर्मो विधीयते ॥
तद्द्वेषी तद्धनग्राही शूद्रश्चांडालतां व्रजेत् ॥

ब्रह्मवैवर्त पुराण, अ० ८२

" વિપ્રોનો સત્કાર કરવો એજ શૂદ્રધર્મ છે. તે ન કરતાં જે શૂદ્ર તેમનો દ્વેષ કરે છે અને તેમનું ધન હરણ કરે છે, તે ચાંડાલત્વને પ્રાપ્ત થાય છે. "

આ શ્લોકમાં શૂદ્ર કયા આચરણથી ચાંડાલ થાય છે તે જણાવેલું છે. અર્થાત્ જે ચાંડાલ ચોરી, દ્વેષ વગેરેનો ત્યાગ કરે છે તે શૂદ્ર થઇ શકે છે. દ્વિજોને અનુકૂલ રહેનાર જે અનાર્ય તે શૂદ્ર, અને દ્વિજોને શત્રુત્વથી જોનાર જે અનાર્ય તે ચાંડાલ થાય છે. વર્તમાનમાં જેમને ચાંડાલ ગણવામાં આવે છે તે ત્રૈવર્ણિકોનો દ્વેષ કરનાર ન હોવાથી અને તેઓમાં દ્વિજો સાથે નમ્રતાથી રહેવાનો ગુણ હોવાથી, તેઓ ચાંડાલ નથી, પણ શૂદ્રજ છે. ઉત્તમ ગુણની ઉન્નતિ અને અધમ ગુણની અવનતિ એજ ભાવ શાસ્ત્રકારોને સંમત છે. આજ ઉદ્દેશથી મહામુનિ પરાશરે સચ્છૂદ્ર કોણ તે આગળના શ્લોકમાં જણાવેલું છે. જુઓઃ—

विशुद्धान्वयसंभातो निवृत्तो मद्यमांसयोः ॥
द्विजभक्तिर्वणिग्वृत्तिः सच्छूद्रः संप्रकीर्तितः ॥

वृद्धपाराशर स्मृति. अ० ४

( ૬ ) " શૂદ્ર કુલમાં ઉત્પન્ન થયલા અને જેમણે મદ્યમાંસનો ત્યાગ કરેલો છે, જેઓ દ્વિજોની ભક્તિ કરે છે, અને વાણિજ્ય કરવા તરફ જેમની પ્રવૃત્તિ છે તેમને સચ્છૂદ્ર કહેવામાં આવે છે. "

આ શ્લોકમાં શૂદ્રમાંથી સચ્છૂદ્ર કેવી રીતે થવાય છે તે જણાવેલું છે. શૂદ્ર જે ચોરી, લૂટ વગેરે કરે છે તે ચાંડાલ નામને યોગ્ય છે અને તેઓજ

જે સદાચાર, મદ્યમાંસ વર્જ્ય શાકાહાર અને વાણિજ્યવૃત્તિથી રહે છે તે સચ્છૂદ્ર થવાને યોગ્ય છે. અનાર્યો સચ્છૂદ્રતા સુધી કેવી રીતે પહોંચે છે. તે આ ક્રમથી સુસ્પષ્ટ થાય છે. આમાં પોતાની અને પોતાના કુલની સદાચાર વૃત્તિની ઉત્તમ જોખમદારી સમાયલી છે. આવા સચ્છૂદ્ર ને ઉપનયન આપી દ્વિજ તરીકે દાખલ કરવામાં આવે છે. જુઓઃ—

शूद्राणामदुष्टकर्मणामुपनयनम् ।

पारस्कर गृह्यसूत्र टीका.

" દુષ્ટ કર્મ ન કરનાર શૂદ્રને ઉપનયન કરવું. " આ પ્રકારે ઉપનયન કરેલાને દ્વિજ ગણવામાં આવે છે. આ પ્રમાણે પૂર્વે સદાચારથી આપણી ઉન્નતિ થશે એવી આશા શૂદ્રને રહેતી. પણ આ આશા અને મહત્વાકાંક્ષા વર્તમાન કાલમાં સંપૂર્ણ રીતે નષ્ટ થઇ ગઇ છે. મનુષ્યની મહત્વાકાંક્ષાનો સામાજીક બંધુઓથી નાશ થાય એ કદાપિ પણ યોગ્ય નથી. આથી મનુષ્યનું મનુષ્યત્વ ઓછું થાય છે. અન્યને અધમ બતાવવા જતાં પોતાનેજ અધમ શ્રેણીમાં આવવું પડે છે, એ અનુભવ સિદ્ધ છે.

( ૭ ) દ્વિજોને ત્યાં સેવક તરીકે રહી પાકાદિ ક્રિયા કરવી એ શૂદ્રનું કર્મ છે, એ આપણે સારી રીતે જોઇ ગયા છીએ. પરંતુ તેમને અસ્પૃશ્ય ગણી હાંકી કાઢવાથી એ કામ બ્રાહ્મણોના બ્રાહ્મણને કરવું પડે છે, અને તેથી બ્રાહ્મણ તેમજ આચાર્ય એ શબ્દનો અર્થ હીનત્વદ્યોતક થયો છે. આ વિપરીત સ્થિતિનું પ્રત્યેક વિચારશીલ પુરૂષે મનન કરવું જોઇએ. " ब्रह्म जानाति इति ब्राह्मणः " જે બ્રહ્મને જાણે છે અને જે બ્રહ્મનો ઉપદેશ કરે છે, તેનેજ બ્રાહ્મણ ગણવાનો પ્રાચીન સંપ્રદાય હતો. બ્રાહ્મણ એટલે કોણ, તો જે બ્રહ્મજ્ઞાની હોય અને બ્રહ્મનો ઉપદેશ કરતો હોય તે. પણ શોકની વાત છે કે, એ પરમપવિત્ર બ્રાહ્મણ શબ્દનો ' સ્વયંપાકી ' એટલોજ અર્થ સમજવામાં આવે છે. આચારોની અવનતિ થતાં શબ્દાર્થની પણ અવનતિ કેટલી થાય છે તે અહીં જોવા યોગ્ય છે. " તમારા સમાન બ્રાહ્મણ છે ? " એનો અર્થ હાલમાં સ્વયંપાક કરનારો તમારા જેવો છે કે નહિ, એટલોજ થાય છે ! શ્રોત્રિય, વિદ્વાન કિંવા વેદાંતી બ્રાહ્મણ છે કે નહિ, એવો અર્થ કલ્પનામાં આવવો પણ દુર્લભ થઇ પડયો છે ! વિશેષ તો શું પણ બ્રાહ્મણ એટલે રસોઇ કરનાર એજ અર્થ રૂઢ થઇ પડયો છે !

આથી જણાશે કે શૂદ્રોની અવનતિ કરનારની કેવી અવનતિ થઇ પડી છે! "આચાર્ય" શબ્દનો અર્થ "आचारं ग्राहयतीति आचार्यः।" અન્યને સદાચારનો ઉપદેશ કરનાર એવો થાય છે; પણ વર્તમાનમાં તો, આચાર્યના આચારી થતાં, 'આચારી'× શબ્દ સ્વયંપાક કરનાર રસોઇઆના અર્થમાં વપરાય છે. આ કેટલી અવનતિ! ભાષામાં બદલાયલો શબ્દાર્થ એ બદલાયલી વિચારક્રાન્તિનું પરિણામ છે. આ પરિણામ ખરેખર પ્રગતિનો રોધ કરનાર છે. શૂદ્રોને અસ્પૃશ્ય ગણી હાંકી કાઢવાથી શૂદ્રોનાં કાર્ય બ્રાહ્મણોને કરવાં પડયાં, અને તે કર્યાં જતાં ઉચ્ચ બ્રાહ્મણ પોતાની મેળેજ અવનત થયા! સંવર્ત સ્મૃતિકારે સત્યજ કહ્યું છે કેઃ "મનુષ્ય સદાચારથી ચાલતાં તે દેવત્વ અને ઋષિત્વને પ્રાપ્ત થાય છે અને દુરાચારથી ચાલતાં હીનત્વને પામે છે." આ પ્રમાણે સારાં નરતાં કર્મથીજ મનુષ્ય ઉચ્ચ નીચ દશાને પામે છે અર્થાત્ સત્કર્મથી શૂદ્ર દ્વિજ થઇ શકે છે અને અસત્ કર્મથી દ્વિજ શૂદ્રત્વને પામે છે. આ વાત આપણે ઘણાં દૃષ્ટાંતોથી સિદ્ધ કરી, હવે શૂદ્રોમાં આ સિવાય વિશેષ કયા ગુણો છે તે જોઇએ. અત્યારસુધી ગ્રંથ પ્રામાણ્ય વડે વિચાર કર્યો, હવે શૂદ્ર વાચક શબ્દોના અર્થ પરથી શું અનુમાન નીકળે છે તે પણ જોઇએ.

(૮) 'શૂદ્ર' શબ્દના "અંત્યજ, જઘન્યજ, વૃષલ" એ પર્યાય શબ્દ છે. સંસ્કૃત ભાષાની વિશેષતા એ છે કે એનો પ્રત્યેક શબ્દ એ કંઇક વિશેષ અર્થનો સૂચક છે. આ વાત એ ભાષાના સર્વે પંડિતો સ્વીકારે છે. ત્યારે આપણે શૂદ્ર શબ્દના પર્યાય શબ્દો કયા કયા અર્થના સૂચક છે, એ આપણે જોવું જોઇએ; કારણ કે તેથી કદાચ શૂદ્રત્વનું આદિ કારણ શોધી કાઢવું સુલભ્ય થશે. શૂદ્ર શબ્દનો અર્થ તો આગળ આપી ગયા. હવે અન્ય શબ્દોના અર્થ જોઇએ.

"જઘન્યજ, અંત્યજ" એ શૂદ્ર વાચક શબ્દ અન્ય ત્રણ વર્ણને અંતે એમની ઉત્પત્તિ થઇ એમ સૂચવે છે. પરમેશ્વરના ચાર અવયવથી ચાર વર્ણની ઉત્પત્તિ થઇ એવું પ્રતિપાદન કરનાર, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણ વર્ણની ઉત્પત્તિ મુખ, બાહુ અને ઉરૂ એ ત્રણ અવયવમાંથી થવા પ-

× આચારી-રસોઇ કરનાર. મહારાષ્ટ્રમાં રસોઇ કરનારને આ નામથી ઓળખવામાં આવે છે. ગુજરાતમાં એને ભટજી કે મહારાજ કહે છે.

આત્ પગમાંથી શૂદ્રની ઉત્પત્તિ થવાનુ માને છે. આ માન્યતાનુંજ પ્રતિબિંબ ઉપરોક્ત શબ્દોમાં છે. આ સ્થળે એટલું લક્ષમાં રાખવા યોગ્ય છે કે, સર્વ મનુષ્ય પરમાત્મામાંથીજ ઉત્પન્ન થયાં અને તે મનુષ્યોનાજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વિભાગ છે; અર્થાત્ એ ચાર પ્રકારના લોક આખા જગતમાં સર્વત્ર છે. તાત્પર્ય કે શૂદ્ર કિંવા અંત્યજ એ શબ્દ સર્વ બુદ્ધિહીન અને પાછળ પડેલા લોકનો સાધારણ વાચક છે.

' પંચમ ' એ શબ્દનો પ્રયોગ કેટલાક પ્રાંતમાં અસ્પૃશ્ય માનવામાં આવેલા શૂદ્રો માટે થાય છે. વેદમાં ' पंचजन ' શબ્દ આવેલો છે. એમાં ' નિષાદ ' એ પાંચમા છે; પરંતુ પંચમ શબ્દથી નિષાદોનો–ભિલાદિ જંગલી માણસનો બોધ ન થતાં મ્હાર, ચમાર આદિ અસ્પૃશ્ય માનવામાં આવેલી જાતિનો બોધ થાય છે. ' पंचमश्चर्मकारश्च० ' એ સ્મૃતિવાક્યને આધારે પંચમ શબ્દનો રૂઢ અર્થ ચમારાદિ અસ્પૃસ્ય જાતિ એવો થાય છે. પણ વેદમાં પાંચમા નિષાદ વર્ગને એટલો અસ્પૃશ્ય માનવામાં આવેલો નથી, એ નવાઇ જેવું છે! ચર્મકાર એ શૂદ્ર છે અને શૂદ્રને દ્વિજની પરિચર્યા કરવાનું કામ હોવાથી તે અસ્પૃશ્ય નથી પણ પંચમ શબ્દને અમુક જાતિ માટે રૂઢ કરી, શૂદ્રથી તેમને જુદાજ ગણી, તેમનો સદાને માટે બહિષ્કાર કરવામાં આવ્યો છે! અંત્યજ શબ્દ પણ મૂળના સર્વ શૂદ્ર માટે વપરાયલો છે, પરંતુ વર્તમાનમાં તેનો ઉપયોગ કેવળ મ્હાર–ચમાર પુરતોજ થાય છે. આ પ્રકારે અર્થને વિવક્ષિત વર્ગ પુરતોજ સંકુચિત કરવાથી અંત્યજ એ શૂદ્ર કરતાં પણ હીન તેમજ વિશેષ અસ્પૃસ્ય ગણાયા છે. અહીં એટલુંજ દર્શાવવાનું છે કે, મૂળ તો અંત્યજ વર્ગ એ કોઇ પણ રીતે જૂદો પડતો નથી. અંત્યજ એટલેજ શૂદ્ર. જ્યારથી સ્પર્શાસ્પર્શનું બંડ શરૂ થયું, ત્યારથીજ અંત્યજ શબ્દ વિશિષ્ટ વર્ગ માટે રૂઢ થયો અને શૂદ્રોને જૂદા પાડવામાં આવ્યા. આ ભેદ પાડવામાં લોક રૂઢિ સિવાય અન્ય કોઇ પણ પ્રબલ કારણ નથી.

" વૃષલ " એ શૂદ્રવાચક શબ્દ ઘણો મહત્વનો છે. એનો યથાર્થ અર્થ જાણવા માટે એ શબ્દના મૂળ અર્થ તરફ આપણે જવું જોઇએ. " વૃષ+લ " એ બે શબ્દ છે. " વૃષ " શબ્દનો બળદ એ અર્થ હોઇ ' લ ' એ શબ્દ નાશ કરવો, લય કરવો કિંવા કાપવું, એ અર્થ દર્શાવે છે. ગાય –બળદને કાપી ખાનાર અનાર્યોને માટે આ શબ્દ પ્રથમ વપરાયલો હોવો

જોઇએ. પ્રથમ આર્યો ગાયોને પાળતા અને અનાર્યો ગોમાંસભક્ષક હતા. આથી એવા ગોમાંસ ભક્ષક અનાર્યો માટે આ ' વૃષલ ' શબ્દ વપરાયલો જણાય છે. પ્રથમ આપેલા સચ્છૂદ્રના લક્ષણમાં " निवृत्तो मद्यमांसयोः ". જેણે મદ્ય અને માંસનો ત્યાગ કરેલો છે તે સચ્છૂદ્ર છે, એમ આવી ગયું છે. આથી પણ વૃષલ શબ્દ ગોમાંસ ખાનારાઓ માટેજ વપરાયલો જણાય છે. બંગાળ ને વિહારમાં સચ્છૂદ્ર અને અસચ્છૂદ્ર કિંવા સ્વચ્છ શૂદ્ર અને અસ્વચ્છ શૂદ્ર એવા શૂદ્રના ભેદ પાડવામાં આવે છે. આ ભેદ ઘણા પ્રાચીન હોવાનું જણાય છે. આ ભેદ પડવાનું કારણ ઉપરોક્ત ભક્ષાભક્ષના પ્રકારમાંજ સમાયલું હોવું જોઇએ. હાલમાં અંત્યજોને અસ્પૃશ્ય માનવાનું કારણ પણ આમાંથી આપણને મળી આવે છે. ખ્રિસ્તી અને મુસલમીનોએ—તેઓ ગોમાંસ ભક્ષક હોવા છતાં પણ—પોતાની શુદ્ધતા રાજ્ય ભોગવી સંપાદન કરી; પણ બિચારા અંત્યજો વગેરેને એવી સંધિ ન મળવાથી, એમના પરનો બહિષ્કાર જેવો ને તેવો કાયમ રહ્યો એટલુંજ નહિ પણ દિન પ્રતિદિન વધતોજ ગયો. વાસ્તવિક રીતે કહીએ તો જે ગોમાંસ ભક્ષક હોય તેમનેજ વૃષલ નામથી ઓળખવા જોઇએ. જેઓ ગોમાંસ ભક્ષક છે તેજ અંત્યજ છે, અન્ય નહિ. ગોમાંસ ભક્ષક અંત્યજ જ્યારથી માંસાહારનો ત્યાગ કરે ત્યારથી તે શૂદ્ર કિંવા સચ્છૂદ્ર થઇ શકે છે. પ્રથમ શૂદ્રો બળદનો ઘાત કરતા એ નીચેના શ્લોકથી જણાય છેઃ—

> तत्र गोमिथुनं राजा हन्यमानमनाथवत् ॥
> दण्डहस्तं च वृषलं ददर्श नृपालाञ्छनम् ॥ १ ॥
>
> श्री० भागवत १।१७

" રાજચિન્હ ધારણ કરેલો એક વૃષલ ( શૂદ્ર ) ગાય અને બળદનું હનન કરે છે, એવું રાજાએ જોયું. " અત્યાર સુધીમાં ત્રણ પગ તો કાપી નાંખ્યા હતા અને તે બળદનો માત્ર એકજ પગ અવશિષ્ટ રહ્યો હતો. આવી દીન સ્થિતિમાં આવેલા બળદની એ રાજાને દયા આવી અને એ શૂદ્રના હાથમાંથી આ દીન ગોમિથુનનું રક્ષણ કરવું જોઇએ એવું એ દયાળુ પરિક્ષિત રાજાના મનમાં આવ્યું. આ કથા ભાગવતમાં આવેલી છે. કલિ એ શૂદ્ર હોઇ ધર્મ એ વૃષ છે, આવું એમાં રૂપક છે;

પણ એ રૂપકમાં શૂદ્ર વૃષભમાંસભક્ષક હોવાનું ધ્વનિત થાય છે. કલિયુગમાં જેમ ધર્મનો નાશ થાય છે, તેજ પ્રમાણે શૂદ્રોથી ગાય અને બળદનો અંત લાવવામાં આવે છે. રૂપકનું આ સાદશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોની તુલના કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગો સાથે કરવામાં આવી છે. અને ધર્મને ગોમિથુનની ઉપમા આપવામાં આવી છે. કલિયુગમાં જેવી રીતે ધર્મનો પૂર્ણ લય થાય છે, તેજ પ્રમાણે શૂદ્રોને ઠેકાણે ગાય અને બળદનો લય થાય છે, એટલે કે શૂદ્ર 'વૃષલ' થાય છે. ત્રૈવર્ણિકોમાં વૈશ્યનું કર્તવ્ય પશુપાલન અને વિશેષતઃ 'ગોરક્ષણ' એ એક છે. વૈશ્ય એ ત્રૈવર્ણિકોમાં ત્રીજા દરજ્જાના છે, તો તેથી ઉચ્ચ વર્ણને માટે 'ગોરક્ષણ' એ એક કર્તવ્ય હોવું જોઇએ. રાજા પરીક્ષિતે શૂદ્રના હાથમાંથી બળદનું રક્ષણ કર્યું; અને તે એ વાત સિદ્ધ કરે છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો ધર્મ ગોરક્ષણ કરવામાં છે. રહ્યા અધાર્મિક એવા શૂદ્ર. તેઓ ધર્મભ્રષ્ટ અને મદ્યમાંસાહારી હોવાથી ગોરક્ષણ એ એમનું કર્તવ્ય નથી. જો તેઓ ગોરક્ષાનું કાર્ય કરે તો તેમની ગણના સચ્છૂદ્રમાં થઇ શકે, એ વાત ખરી પણ અહીં તો આપણે સામાન્ય શૂદ્રનાંજ લક્ષણ જોવાનાં છે. આ સર્વ વાતનો વિચાર કરતાં એમ કહી શકાય કે સામાન્ય શૂદ્ર ગોરક્ષણ કરનાર ન હોવાથી એ વર્ગનો સૂચક 'વૃષલ' શબ્દ છે, અને એ વાતને ભાગવતની પુષ્ટિ છે. આટલા વિવરણથી એ સિદ્ધ થયું કે કેવલ શૂદ્ર ગોમાંસ ભક્ષણ કરનાર અંત્યજ થાય છે, અને જેઓ તેનો ત્યાગ કરે છે તે સચ્છૂદ્ર થાય છે.

વૃષ શબ્દનો આગળ જતાં રૂઢ થયેલો અર્થ "નીતિ, સદાચાર" એવો છે. આ વાતનો લય એ વર્ગમાં થયલો હોય છે, એટલે કે શૂદ્રને વૃષલ કહેવામાં આવે છે. પણ આ સચ્છૂદ્રની જગાએ વૃષલ શબ્દ લાવી મૂકવા પછીનો અર્થ છે. આથી આ બંને અર્થ સ્વીકારીએ તો પણ કંઇ વિરોધ આવતો નથી. "અધર્મ, અજ્ઞાન, ગોવધ, વૃષવધ" એ જેનામાં સંભવે તે વૃષલ અર્થાત્ શૂદ્ર છે. "શ્વપાચ" આ શબ્દથી કુતરાનું માંસ ખાનાર ચાંડાલનો બોધ થાય છે. એક જાતિ શૂદ્રનાજ પેટામાં આવી જતી હોવાથી તેઓ પણ શૂદ્ર છે. વાચક જોઇ શકશે કે આટલા વિવેચન પરથી શૂદ્રના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એવા ત્રણ પ્રકાર સિદ્ધ કરી શકાય. ઉત્તમ શૂદ્ર તે

પ્રાચીન કાલથી છે; પરંતુ વર્તમાનમાં જણાતા હજારો જાતિભેદ પૂર્વે કદાપિ પણ નહોતા. એ કાલમાં અનેક ઉદ્યોગ ધંધાનું અસ્તિત્વ હોવા છતાં પણ જાતિભેદનું અસ્તિત્વ નહોતું એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. આ સ્થળે એ ચાર હજાર જાતિભેદનો વિચાર કરવો એ કર્તવ્ય નથી. કારણ કે એ ચાર હજાર જાતિઓનો સમાવેશ પૂર્વોક્ત ચાર અથવા પાંચ વર્ગોમાં કરવાથી આપણે તેની સુલભતાથી વ્યવસ્થા કરી શકીશું. દેશ, પ્રાંત, ઉદ્યોગ અને ભાષાની ભિન્નતાને લીધેજ આ અનેક ભેદ વૃધ્ધિ પામેલા છે. આથી આ અનેક ભેદને બાજુએ મૂકી આપણે મુખ્ય ભેદોનોજ વિચાર કરીશું. અત્યાર સુધીમાં થયેલા વિવેચનનો વિચાર કરીએ તો મનુષ્ય સમાજના નીચે પ્રમાણે વિભાગ કરી શકાય છે.



( ૨ ) આ પ્રમાણે શાસ્ત્રકારોએ માનવોની ચાર કિંવા પાંચ જાતિ સ્વીકારેલી છે. હવે આપણે એ જોવું જોઇએ કે આ જાતિભેદ હાથી, ઘોડા, બળદ વગેરેની જાતિ પ્રમાણે સ્વાભાવિક છે કે કૃત્રિમ. જાતિભેદ જો કૃત્રિમ અને નૈમિત્તિક હોય તો તે હાલની પેઠે એક સ્થિતિમાં રહી શકશે નહિ. પરંતુ જો તે સ્વાભાવિક ઉત્પત્તિસિદ્ધ હોય તો તેને એકજ સ્થિતિમાં પ્રયત્ને પણ રાખવા એ યોગ્ય ગણાય. આ વિષયનો નિર્ણય કરવા માટે આપણે પ્રથમ આપણા પ્રાચીન ગ્રંથોનો અભિપ્રાય શું છે તે જોઇએ. ભવિષ્ય મહાપુરાણના બ્રાહ્મ પર્વમાં એવું લખેલું છે કેઃ—

चत्वार एकस्य पितुः सुताश्च
तेषां सुतानां खलु जातिरेका ।
एवं प्रजानां हि पितैक एव
पित्रैकभावान् न च जातिभेदः ॥ ४५ ॥

फलान्ययोदुम्बरवृक्षजातेः
यथाऽग्रमध्यान्तभवानि यान्ति ।
वर्णाकृतिस्पर्शरसैः समानि
तथैकतो जातिरतिप्रचिन्त्या ॥ ४६ ॥

भ० महापुराण, ब्रा० अ० ४२.

"જ્યારે એક પિતાના ચાર પુત્રો હોય, ત્યારે તે સંતાનોની એકજ જાતિ હોવી જોઇએ. એજ પ્રમાણે સર્વ લોકના પિતા એકજ પરમેશ્વર હોવાને લીધે મનુષ્ય સમાજમાં મૂળથીજ જાતિભેદ નથી. એકજ ઉદુંબર વૃક્ષના અગ્રભાગ, મધ્યભાગ અને અન્તભાગમાં જેમ વર્ણ, આકૃતિ, સ્પર્શ અને રસના સંબંધમાં, સમાન ફળો આવે છે, તેજ પ્રમાણે ( એક વિરાટ પુરૂષના મુખ, બાહુ, ઉરૂ અને પાય એ ચાર અવયવોથી ઉત્પન્ન થયેલા ) મનુષ્યોમાં ( સ્વાભાવિક ) જાતિભેદ છે એમ માનવામાં આવતું નથી."

આ પ્રમાણે એક પરમેશ્વર એ પિતા અને એક મનુષ્ય જાતિ એની ઉત્કૃષ્ટ કલ્પના, આ શ્લોકમાં ઘણા સ્પષ્ટ શબ્દોમાં કરવામાં આવી છે.

એકજ પરમેશ્વર રૂપી વૃક્ષને મનુષ્યરૂપી ફળો લાગેલાં છે. આમ હોવા છતાં મનુષ્યોમાં જાતિભેદ કેવો ? અને જ્યારે જાતિભેદજ નથી ત્યારે સ્પર્શાસ્પર્શ, શિવાશિવ, એવા ભેદ માનવાનું કારણ શું ? મનુષ્ય માત્રને સમાન અધિકાર છે; જન્મથી ઉચ્ચ કે જન્મથી નીચ એવું કંઇપણ નથી, એવું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરનાર આના કરતાં વધુ સ્પષ્ટ શબ્દોમાં લખાયલું વચન ક્યાંથી સંભવે ? એકજ પિતાના પુત્રોમાં જેમ જાતિભેદ હોતો નથી પણ બંધુપ્રેમ હોય છે, તેમ મનુષ્ય માત્રમાં હોવું જોઇએ. આગળ વધેલાઓએ અંત્યજોને હીન અને બહિષ્કૃત ગ.., ॥ એ વડીલ બંધુએ પોતાનાજ લઘુબંધુને નીચ અને અસ્પૃશ્ય માનવા જે. ું ખરાબ છે. ભવિષ્ય પુરાણુના ઉપરોક્ત વચનનો એજ ધ્વનિતાર્થ નીકળે છે. આ મહાપુરાણ આથી પણ વિશેષ શું કહે છે તે જોઇએ.

सप्तव्याघकथा विप्रा मनुना परिकीर्तिता ।
तां निशाम्य द्विजश्रेष्ठ नित्यं जातिग्रहं त्यजेत् ॥ २६ ॥

ब्राह्मण्यमध्रुवमिदं किल कृत्रिमत्वात्
अकृत्रिमं भवति सामयिकत्वयोगात् ।
सांकेतिकं सुकृतलेशविशेषलक्ष्म्
वाणिज्यभेषजकृतामिव जातिभेदाः ॥ ३३ ॥

किं ब्राह्मणा ये सुकृतं त्यजन्ति
किं क्षत्रिया लोकमपालयन्तः ।
स्वधर्महीना हि तथैव वैश्याः
शूद्राः स्वभृत्यक्रियया विहीनाः ॥ ३४ ॥

तस्मान्न गोऽश्ववत् कश्चित् जातिभेदोऽस्ति देहिनाम् ।
कार्यशक्तिनिमित्तस्तु संकेतः कृत्रिमो भवेत् ॥ ३९ ॥

एवं प्रमाणैः प्रतिषिध्यमानाम्
सांकेतिकीं याति नरो व्यवस्थाम् ।

स्वकीयसिद्धां स्वमतैर्निषिद्धाम्
न बुध्यते मूढमना वराकः ॥ ३६ ॥
ब्राह्मणत्वाद् विहीयन्ते दुराचारविधायिनः ।
तस्मान्न जातिरेकत्र भूतात्मास्त्यनपायिनी ॥ ४४ ॥
त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयी ।
सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ॥ ४९ ॥
—भविष्य, महा. पु० ब्रा० अ० ४०.

" હે દ્વિજ શ્રેષ્ઠ ! મનુએ સપ્ત વ્યાધની કથા કહેલી છે તે પરથી 'જાતિ નિત્ય છે' એવી માન્યતાને દૂર કરો. બ્રાહ્મણ્ય (બ્રાહ્મણાદિ જાતિત્વ) એ કૃત્રિમ હોવાથી અધ્રુવ છે, સામયિક હોય ત્યારેજ તે અકૃત્રિમ છે. અધિક સુકૃત્યોથી જે પ્રાપ્ત થયલું છે તે કૃત્રિમ કિંવા નૈમિત્તિકજ હોય. વાણિજ્ય અને ભૈક્ષ્ય એના ભેદ જેમ કૃત્રિમ છે, તેમજ જાતિભેદ પણ કૃત્રિમ છે. જે સદાચારી ન હોય તે બ્રાહ્મણ ક્યાંથી ? જે લોકનું યોગ્ય પ્રતિપાલન કરતો નથી તે ક્ષત્રિય ક્યાંથી ? સ્વકર્તવ્યહીન થયલા તે વૈશ્ય ક્યાંથી અને પોતાનું કર્તવ્ય ન કરનાર તે શૂદ્ર ક્યાંથી ? એટલે કે મનુષ્યોમાં ગાય, ઘોડા, જેવો કોઇ પણ જાતિભેદ નથી. કર્તવ્ય અને શકિત એના યોગથી (ગુણ કર્મના યોગથી) માનેલો હોવાથી તે કૃત્રિમ છે. આવા પ્રકારનાં પ્રમાણથી જેનું ખંડન કરાય છે, તેવી એ જાતિભેદની વ્યવસ્થા છે અને તે સાંકેતિક છે. સ્વધર્મના સિધ્ધાન્તથી તે નિષિધ્ધ માનેલી છે તથાપિ તેને દુષ્ટ બુધ્દિના માણસો જાણતા નથી. દુરાચારી બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ થાય છે તેથી પણ અભેદ્ય એવો જાતિભેદજ નથી. બ્રાહ્મણ દુધ વેચવા માંડતાં ત્રણ દિવસે શૂદ્ર થાય છે, અને માંસ, લાખ અને લવણનો વિક્રય કરવાથી તત્કાલ પતિત થાય છે, આથી અભેદ્ય જાતિભેદ નથી એ સ્પષ્ટ થાય છે."

ચાંડાળ કિંવા બ્રાહ્મણ અને અન્ય જાતિ અભેદ્ય છે કે કેમ ? એ આ તીવ્રવાદનો પ્રશ્ન છે. ચાંડાલની જાતિમાં ઉત્પન્ન થયલો ચાહ્ય તેટલાં સત્ કૃત્યો કરે, છતાં પણ તે અસ્પૃશ્ય રહે અને બ્રાહ્મણ જાતિમાં ઉત્પન્ન થયલો ગમે તેટલાં દુષ્કૃત્યો કરે છતાં તે સ્પૃશ્ય રહી શકે કે

કેમ ? આ વાતનો નિર્ણય કરવા માટે જાતિભેદ એ કેટલો બળવાન છે એ નક્કી કરવું જોઇએ. ગાય, ઘોડા, હાથી, ઉંટ એ સર્વ જાતિ જેમ દ્રઢમૂળ છે અને જન્માંતે પણ બદલાય એ શક્ય નથી, તે પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, કિંવા ચાંડાલની જાતિ નથી, એ ઉપરોક્ત અવતરણથી દર્શાવાયું છે. બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ, શૂદ્રત્વ, ચાંડાલત્વ એ સર્વ અધ્રુવ, નૈમિત્તિક, સાંકેતિક અથવા કૃત્રિમ છે. જે નૈમિત્તિક હોય છે તે નિમિત્તોનો અભાવ થતાં લુપ્ત થાય છે. એજ પ્રમાણે ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા નૈમિત્તિક હોવાથી તે અધ્રુવ કિંવા અનિત્ય છે. વિદ્યા, શૌર્ય, વણિગ્વૃતિ અને દાસત્વ એ ગુણોના નિમિત્તને લીધે ચાતુર્વર્ણ્ય ઉત્પન્ન થય છે. ;આ પ્રમાણે ગુણકર્મ સ્વભાવના નિમિત્તને લીધે ઉત્પન્ન થતી ચાર વર્ણો તે તે નિમિત્તોનો અભાવ થતા છતાં રહી શકે નહિ. કારણ:—

निमित्ताभावे नैमित्तिकस्याप्यभावः ॥

वैशेषिक, अ० १.

" નિમિત્તનો નાશ થતાં તેનાથી ઉત્પન્ન થતા નૈમિત્તિક પ્રકાર પણ નાશ પામે છે, " આવો શાસ્ત્ર સિધ્ધાન્ત છે. પૂર્વે એકજ વર્ણ હતી એવું આપણે શ્રીમદ્ ભાગવત અને મહાભારતના આધારે પહેલાં જાણી ગયા છીએ. તે પછી ઉપરોક્ત અવતરણમાં જાતિભેદ એ કાર્યશક્તિના નિમિત્તે કરી ઉત્પન્ન થયલા છે એમ કહેલું છે, જે ઘણું મહત્વનું છે. જેનામાં જેવી કાર્યશક્તિ હોય તેવીજ તેની વર્ણ સમજવામાં આવે છે. કૃત્રિમ ભેદો પાડી પોતાની કાર્ય શક્તિની વૃધ્ધિને અટકાવવાથી કોઇ પણ સમાજની અવનતિ થયા શિવાય રહે નહિ. આ જાતિભેદ નૈમિત્તિક હોવાથી તે તે ગુણોના અભાવે તેનો નાશ થાય છે. જે જે નિમિત્તનો સદ્ભાવ હોય તે તે નિમિત્તાનુરૂપ તેની જાતિ કિંવા વર્ણ માનવો જોઇએ. જુઓ:—

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियो याति विप्रत्वं विद्ध्वैश्यं तथैव च ॥ ४८ ॥

भविष्य पु० अ० ४०.

" શૂદ્રના બ્રાહ્મણ થાય છે અને બ્રાહ્મણના શૂદ્ર થાય છે એમ જાણવું. " ચારે વર્ણ નૈમિત્તિક હોવાથી ગુણકર્મના ભેદને લીધે તે બદલાય જાય છે, એવું આ શ્લોકમાં જણાવેલું છે.

એક મનુષ્ય જાતિમાંથી ગુણકર્મના ભેદને લીધે ચાર વર્ણ કેવી રીતે થઈ કિંવા કલ્પવામાં આવી, એ નીચેના શ્લોકથી જણાશે.

ये वै परिग्रहीतारस्तेषां सत्त्वबलाधिकाः ।
इतरेषां क्षतत्राणान् स्थापयामास क्षत्रियान् ॥ २० ॥
उपतिष्ठन्ति ये वै तान् याचन्ते शर्मदाः सदा ।
सत्यं ब्रह्म सदा भूतं वदन्तो ब्राह्मणास्तु ते ॥ २१ ॥
ये चान्येऽप्यबलास्तेषां वैश्यकर्मणि संस्थिताः ।
कीनाशानि नाशयंति स्म पृथिव्यां प्रागतंद्रिताः ॥ २२ ॥
वैश्यानेव तु तानाह कीनाशवृत्तिमाश्रितान् ।
शोचन्तश्च द्रवन्तश्च परिचर्यासु ये नराः ॥ २३ ॥
निस्तेजसोऽल्पवीर्याश्च शूद्रांस्तानब्रवीत्तु सः ॥ २४ ॥
शिखा ज्ञानमयी यस्य चोपवीतं तपोमयम् ।
ब्राह्मण्यं निष्कलं तस्य मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ३० ॥
यत्र वा तत्र वा वर्णे उत्तमाधममध्यमे ।
निवृत्तः पापकर्मभ्यो ब्राह्मणः स विधीयते ॥ ३१ ॥
शूद्रोऽपि ज्ञानसंपन्नो ब्राह्मणादधिको भवेत् ।
ब्राह्मणो विगताचारः शूद्रात्प्रत्यवरो भवेत् ॥ ३२ ॥
न सुरां संधयेद्यस्तु आपणेषु गृहेषु च ।
न विक्रीणाति च तथा सच्छूद्रो हि स उच्यते ॥ ३३ ॥
यद्येका स्फुटमेव जातिरपरा कृत्यात्परं भेदिनी
यद्वा व्याहृतिरेकतामधिगता यच्चान्यधर्मं ययौ ।
एकैकाऽखिलभावभेदनिधनोत्पत्तिस्थितिव्यापिनी
किं नाऽसौ प्रतिपत्तिगोचरपथं यायाद्विभक्तया नृणाम् ॥ ३४ ॥

भविष्य० म० पु० ब्रा० अ० ४४.

" જે સત્વ અને બલમાં અગ્ર હોય અને અન્યનું દુઃખમાંથી રક્ષણ કરવાનું કાર્ય જેણે સ્વીકારેલું હોય તેને ક્ષત્રિય કહ્યા. જે ક્ષત્રિય પાસે જાય છે અને જે સદા સત્ય બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરે છે તેને બ્રાહ્મણ કહ્યા. જે આ બંને કરતાં ઓછી શક્તિવાળા હોઇ ખેતી કરી રહે છે, તેને વૈશ્ય કહેવામાં આવ્યા. જે શોકાકુલ, નિસ્તેજ અને અલ્પવીર્ય હોય છે અને જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે તેને શૂદ્ર કહ્યા. × × × જેની જ્ઞાનમય શિખા છે, અને જેણે તપોમય યજ્ઞોપવિત ધારણ કરેલું છે, તેનું બ્રાહ્મણ્ય પરિપૂર્ણ છે એવું સ્વાયંભુવ મનુએ કહ્યું. કોઇ પણ ઉત્તમ, મધ્યમ કિંવા કનિષ્ટ વર્ણમાં ઉત્પન્ન થયલો હોય છતાં તે સર્વ પાપકર્મથી મુક્ત રહે તો તેને બ્રાહ્મણ કહેવામાં આવે છે. શૂદ્ર જ્ઞાનસંપન્ન થતાં બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ થાય છે અને બ્રાહ્મણ આચારભ્રષ્ટ થતાં શૂદ્ર કરતાં પણ હીન થાય છે. જે ઘરમાં કિંવા બજારમાં મદ્યપાન કરતો નથી કિંવા વેચતો નથી, તેને સચ્છૂદ્ર કહેવામાં આવે છે. જ્યારે આ જગતના લોકમાં ઉત્પત્તિસિદ્ધ જાતિભેદ હતો, ત્યારે મનુષ્યોમાં ( બાહ્ય ચિહ્નોથી ) તે વ્યક્ત થયલો દેખાતો નહિ. " ( જે કારણે તે નૈસર્ગિક ચિહ્નોથી વ્યક્ત થયલો જણાતો નથી તે કારણે તે જન્મસિદ્ધ ન હોઇ નૈમિત્તિક છે. ) .

( ૩ ) આ ઉતારામાં પ્રથમ કયા કયા વર્ણભેદ માનવામાં આવેલા તે સારી રીતે જણાવેલું છે. આમાં ગમે તે કુળમાં ઉત્પન્ન થયલો હોય છતાં પણ તેનાં આચરણ ઉત્તમ હોય તો તેને બ્રાહ્મણ કહેવો એવું સ્પષ્ટ કહેલું છે. જ્યારે આચરણને આટલું પ્રાધાન્ય આપવામાં આવેલું છે, ત્યારે ગમે તે કુળમાં ઉત્પત્તિ થઇ હોય તો પણ શી હરકત ? કોઇ માણસ શૂદ્ર કિંવા ચાંડાલ કુળમાં ઉત્પન્ન થયલો હોય, તો પણ તે સદાચરણથી બ્રાહ્મણ સમાન થાય છે; એટલુંજ નહિ પણ તે બ્રાહ્મણ બને છે, એવું આ પુરાણનું કથન છે. પૂર્વે સદાચરણનું આટલું સન્માન હતું. આ પ્રકારે ઉચ્ચ દશાને પ્રાપ્ત થયલી વ્યકિત અશુદ્ધ છે એવું એ કાલનાં અન્ય માણસો માનતાં હોય એ અનુમાન અસંભવિત છે. હીનકુલોત્પન્ન મનુષ્ય ઉચ્ચ થતાં તેની સર્વાંશે ઉન્નતિ થઇ ચૂકી એમ માનવું પડે છે. હીન આચાર હોય ત્યાં સુધી તે અસ્પૃશ્ય હોય કિંવા બહિષ્કૃત હોય તોપણ તે સદાચારી થતાં તેને ઉચ્ચ અને સ્પર્શ્ય ગણી પોતાની સમાન બનાવવો એમાંજ મનુષ્યત્વ છે. મધ્ય-

પાન ન કરનારા શૂદ્રની ગણના સચ્છૂદ્રમાં કરવામાં આવી છે, તે આ માટે-જ. ઉચ્ચ વર્ણના મનુષ્ય મદ્યપાન કરવા લાગતાં તે અવનત થાય છે, એ પણ ઉપરોક્ત વચનોથી સિદ્ધ થાય છે, એ કહેવાની જરૂર નથી. સચ્છૂદ્ર એ ઘણી મોટી પદવી છે. તેનું ઉપનયન થતાં તે દ્વિજ બને છે, એ એની યોગ્યતા છે. જે જે માણસો સચ્છૂદ્ર થયલા હોય તેઓ અસ્પૃશ્ય-પણાથી મુક્તજ થયા એમ માનવામાં અતિશયોક્તિ નથી. વર્તમાનની પેઠે પૂર્વે અસ્પૃશ્યત્વની ભાવના નહોતી; પરંતુ. એ ભાવના હતી એવું સ્વીકારીએ તોપણ તે સદાચારથી નાશ પામે છે; એ આ સ્થળે સારી રીતે સિધ્ધ થાય છે. જે સમયમાં એકજ જન્મમાં વર્ણમાં ફેરફાર થઇ શકતો, તે સમ-યમાં હાલની પેઠે સ્પર્શાસ્પર્શ હતો એવું કોણ કહી શકશે ? પ્રાચીનકાલમાં આચારનેજ પ્રાધાન્ય આપવામાં આવતું એ નીચેના પ્રમાણથી સિદ્ધ થાય છેઃ-

> ब्राह्मणः पतनीयेषु वर्तमानो विकर्मसु ।
> दांभिको दुष्कृतः प्राज्ञः शूद्रेण सदृशो भवेत ॥ १३ ॥
> यस्तु शूद्रो दमे सत्ये धर्मे च सततोत्थितः ।
> तं ब्राह्मणमहं मन्ये वृत्तेन हि भवेद् द्विजः ॥ १४ ॥
>
> महाभा० वन० अ० २१६.

" જે બ્રાહ્મણ નીચ કુકર્મમાં પડે છે અને જે દાંભિક, પાપી, અજ્ઞાની હોય છે તેને શૂદ્ર સમાન ગણવો. અને જે શૂદ્ર દમ, સત્ય અને ધર્મ એનું સતત પાલન કરે તેને હું બ્રાહ્મણ ગણું છું. કારણકે સદાચારથીજ દ્વિજ થવાય છે."

ઉચ્ચ વર્ણના માણસો દુષ્કર્મો કરવા માંડે તો તેઓ અવનત દશાને પામે છે, અને નીચ વર્ણના મનુષ્ય સદાચારમાં વર્તતાં તેઓ ઉચ્ચ થાય છે. દાંભિકતા, પાપાચરણ અને અજ્ઞાન એજ અધોગતિનાં લક્ષણ છે; અને સત્યપ્રિયતા સદાચરણ, જ્ઞાન એ ઉન્નતિનાં લક્ષણ છે. એક નીચે ઉતરવાનો માર્ગ છે, અને બીજો ઉંચે ચઢવાનો માર્ગ છે. ઉંચી સ્થિતિનાં મનુષ્ય નીચે ઉતરવાના માર્ગે ગમન કરતાં નીચ સ્થિતિમાં આવી પહોંચે છે, અને નીચ સ્થિતિનાં માનવી ઉંચે ચઢવાના માર્ગે ગમન કરતાંઉચ્ચ સ્થિતિએ પહોંચી પરમ શાંતિને અનુભવે છે. ઉપરોક્ત વચનમાં આજ નિયમ પ્રતિપાદન

કરેલો છે. " સદાચરણથી દ્વિજ થાય છે. " એવું જે ઉપરોક્ત વચનમાં જણાવેલું છે; એનો હેતુ શૂદ્રોની ઉન્નતિ દ્વિજમાં થાય છે કિંવા અનાર્યમાંથી આર્ય થવાય છે, એ દર્શાવવાનો છે. દ્વિજ એ શબ્દ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણ વર્ણોનો વાચક છે. આથી ' સદાચરણથી દ્વિજ થવાય છે, ' એ વાક્યનો અર્થ ' જે પ્રથમથી દ્વિજ ન હોય એવા અનાર્ય કિંવા શૂદ્ર સદાચરણ યુક્ત થતાં દ્વિજપણાને પામે છે .' એવો થાય છે. મદ્યમાંસનું સેવન ન કરનાર શૂદ્ર, સચ્છૂદ્ર થાય છે. અને જેમની વણિગ્વૃત્તિમાં પ્રવૃત્તિ છે તેજ સચ્છૂદ્ર છે એવું આપણે પ્રથમ સચ્છૂદ્રનું લક્ષણ કહી ગયા છીએ. આ લક્ષણમાંથી સચ્છૂદ્ર એ સાધારણ સદાચારથી વૈશ્ય થઇ શકે છે, એવું ધ્વનિત થાય છે. અંત્યજમાંથી સચ્છૂદ્ર બની, સચ્છૂદ્રમાંથી વૈશ્ય કિંવા દ્વિજ બનવાની છૂટ હોવાનો ધ્વનિ ઉપરોક્ત વચનમાંથી નીકળે છે. એ કાળની રાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિ હું સદાચારથી ઉચ્ચ થઇશ એમ માનતી, પરંતુ સાંપ્રત કાલના મનુષ્યો જાતિબંધનની દૃઢ શંખલામાં બદ્ધ થયલા હોવાથી પોતે નીચ સ્થિતિમાં જન્મ પામી તેવીજ નીચ સ્થિતિમાં મરણશરણ થનાર છે, એવું માનતા હોવાથી, તેમનામાં કંઇ પણ મહત્વાકાંક્ષા રહેલી નથી. સ્પર્શાસ્પર્શનું ઘમંડ જાતિબંધનો ઢીલાં થઇ યોગ્ય વ્યવસ્થામાં નહિ આવે ત્યાં સુધી નિર્ભર છે. આથી સદાચારથીજ ઉચ્ચ વર્ણને પ્રાપ્ત થવાય છે એ ભાવના જનસામાન્યમાં પ્રથમ દૃઢ થવી જોઇએ અને તે માટે આપણા પ્રાચીન ધાર્મિક ગ્રંથોમાં આ સંબંધી શું કહેલું છે તે લક્ષ્યપૂર્વક જોવું જોઇએ.

મહાભારતના વનપર્વમાં યક્ષ અને યુધિષ્ઠિરનો એક સંવાદ છે. આ સંવાદમાં યક્ષ પૂછે છે કે " *હે રાજા ! કુલ, સદાચાર, સ્વાધ્યાય અને શ્રુત ( શાસ્ત્રશ્રવણ ) આમાંથી કયા વિષય વડે બ્રાહ્મણપણું આવે છે, તે મને સારી રીતે નિશ્ચય કરી કહો." યક્ષનો આ પ્રશ્ન સાંભળી ધર્મરાજે ઉત્તર આપ્યો.—હે યક્ષ ! સાંભળ. કુલ, સ્વાધ્યાય કિંવા શ્રુત એમાંનાં કોઇ પણ બ્રાહ્મણ્યનાં ( બ્રાહ્મણપણાનાં ) કારણભૂત નથી, પણ સદાચાર એજ કારણ છે, એમાં સંદેહ નથી. આથી બ્રાહ્મણે વિશેષે કરીને સદાચારમાં યથા દક્ષ રહેવું જોઇએ. જેણે સદાચારનો ત્યાગ કર્યો નથી તે ક્ષીણ થતો

* મહાભારત વન. અં૦ ૩૧૩ શ્લોક ૧૦૭ થી ૧૧૧.

નથી; પણ જેણે સદાચારનો ત્યાગ કર્યો છે તેને મૃતવત્ જાણવો. અધ્યયન, અધ્યાપન અને શાસ્ત્ર ચિંતન કરનારા ( પણ ઉત્તમ આચાર ન રાખનારા ) સર્વ વ્યસની છે એમ જાણ. જે સદાચારી છે તેજ ખરો પંડિત છે. ચારે વેદનો ગ્નાતા હોય છતાં તે દુરાચારી હોય તો તેની યોગ્યતા શૂદ્ર કરતાં પણ હીન થાય છે, પરંતુ જે અગ્નિહોમ કરનારો અને શમદમથી યુક્ત હોય તેનેજ બ્રાહ્મણ જાણવો. ”

ધર્મરાજના આ ઉત્તરમાં જન્મ એ બ્રાહ્મણપણાનું કારણ નથી પરંતુ આચરણ એજ તેનું કારણ છે એવું દર્શાવવામાં આવ્યું છે. આજ પ્રમાણે ક્ષત્રિય અને વૈશ્ય માટે સમજવું. સદાચારનું પાલન ન કરનાર બ્રાહ્મણ શૂદ્ર થાય છે અને સદાચારનું પાલન કરનાર શૂદ્ર બ્રાહ્મણ બને છે. જે સમયમાં આ પ્રમાણે વર્ણવ્યવસ્થા હતી તે સમયે અમુક જાતિમાં જન્મવાથી તે બહિષ્કૃત છે એમ માનનાર કોણ હોય? આ સમયમાં ચાર વર્ણો માનવામાં આવતી એ ખરૂં; પણ તેમાં આચરણના યોગથી એકજ જન્મમાં ફેરફાર થઇ શકતો. ધર્માચરણ એજ ઉન્નતિનાં સાધક છે, એવી સર્વની માન્યતા હતી અને તેથી જન્મ એજ ઉચ્ચપણાનું લક્ષણ ગણાતું નહિ. આજ વિષય મહાભારતમાં નહુષ અને યુધિષ્ઠિરના સંવાદમાં આવેલો છે. નહુષ યુધિષ્ઠિરને પુછેછે કે, “ હે ધર્મ રાજા ! જાતિ, કુલ, સદાચરણ, સ્વાધ્યાય અને શ્રુત એમાંથી કયા વિષય વડે બ્રાહ્મણ થવાય છે તે મને કહો. ” આ સાંભળી યુધિષ્ઠિરે કહ્યું–“ હે નહુષ રાજા ! જાતિ કુલ, સ્વાધ્યાય કિંવા શ્રુત એમાંનું કોઇપણ દ્વિજત્વનું કારણ નથી, પણ સદાચાર એજ દ્વિજત્વનું કારણ છે. અનેક મુની હીનયોનિમાં ઉત્પન્ન થવા છતાં સ્વધર્માચાર વડે બ્રહ્મલોકમાં ગયા છે. કોઇ દુરાત્મા નાટકી પુરૂષ પ્રમાણે પુષ્કળ અધ્યયન કરે તોપણ શું થયું ? જે સદાચારી છે તેણેજ અધ્યયન કર્યું છે અને ઉપદેશ શ્રવણ કર્યો છે. દ્રવ્ય આવે છે અને જાય છે તેવું સદાચરણ માટે નથી; સદાચરણી રહેવા માટે તો ઘણી સંભાળ રાખવી જોઇએ. મનુષ્ય નિર્ધન હોવાથી તે ક્ષીણ થતો નથી, પણ જે આચરણહીન છે તેજ મૃતવત્ છે. જે દુરાચાર કરે છે તેનું કુલ જોઇને પણ શું કરવું ? સુગંધિત પુષ્પોમાં પણ કિડા ક્યાં ઉત્પન્ન થતા નથી ? આથી સદાચાર એજ બ્રાહ્મણનાં લક્ષણ છે. એમ જાણો. ચારે વેદનો ગ્નાતા છતાં

જે દુરાચરણી છે તેને શૂદ્ર કરતાં પણ અધમ સમજવો જોઇએ. જે અગ્નિહોત્ર કરનાર, શમદમયુક્ત, સતત સંતુષ્ટ, સ્વચ્છતા રાખનાર, તપ અને સ્વાધ્યાય કરનાર, દ્વંદ્વસહન કરનાર, સર્વસંગ પરિત્યાગ કરનાર, ભૂત માત્રનું હિત કરનાર, સર્વનાં મિત્ર, શત્રુ પાસેથી પણ ગુણું ગ્રહણ કરનાર, સજ્જનોને દોષ ન દેનાર, દીનોપર અનુકંપા કરનાર, સજ્જનોનું હિત કરનાર અને જે સ્વદારરત ( વ્યભિચાર ન કરનાર ) હોય તેજ બ્રાહ્મણ છે."

આ અવતરણમાં બ્રાહ્મણનાં લક્ષણ વિસ્તારથી જણાવેલાંછે. જાતિ અર્થાત્ ઉચ્ચ કુલમાં જન્મ થવો, એ દ્વિજત્વનું-અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય થવાનું-ખરૂં કારણ નથી. દ્વિજ થવા માટે તો સદાચરણજ જોઇએ, એ ઉપરોક્ત વચનમાં સ્પષ્ટ જણાવેલું છે. જાતિનુંજ બળ વિશેષ છે એવી માન્યતા વાળાનું સચોટ ખંડન કરતાં જણાવ્યું છે કે, એમ તો સુગંધિત ફુલોમાં પણ કીડા ક્યાં પેદા થતા નથી ? જેમ પુષ્પના કીડા એ પુષ્પની જાતિ નથી તેમ દુરાચારી પુરૂષ એ ઉચ્ચ જાતિ નથી. આ વાતનું ઘણી સરસ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જો જાતિબંધન અભેદ્ય હોત તો આવા શબ્દો મહર્ષિ વ્યાસના હાથે લખાતજ નહિ. જાતિને કંઇક અનુકૂલ કિંવા પ્રતિકૂલ સ્થિતિ પ્રાપ્ત થાય છે, એમ માનીએ તોપણ તેથી કંઇ સ્વકર્તવ્યનું બળ ઓછું થતું નથી. ગુણ કર્મથીજ ચાર વર્ણ ઓળખાય છે, એ નીચેના સંવાદમાં સ્પષ્ટ જણાવેલું છેઃ-

सर्प उवाच ।

ब्राह्मणः को भवेद् राजन् वेद्यं किं च युधिष्ठिर ।
ब्रवीह्यतिमतिं त्वां हि वाक्यैरनुमिमीमहे ॥ ९२ ॥

युधिष्ठिर उवाच ।

सत्यं दानं क्षमा शीलं आनृशंस्यं तपो घृणा ।
दृश्यन्ते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥ ९३ ॥
वेद्यं सर्प परं ब्रह्म निर्दुःखमसुखं च यत् ।
यत्र गत्वा न शोचन्ति भवतः किं विवक्षितम् ॥ ९४ ॥

सर्प उवाच ।

चातुर्वर्ण्यं प्रमाणं च सत्यं च ब्रह्म चैव हि ।
शूद्रेष्वपि च सत्यं च दानमक्रोध एव च ॥ ९५ ॥
आनृशंस्यमहिंसा च घृणा चैव युधिष्ठिर ॥ ९६ ॥
वेद्यं यच्चात्र दुर्वृत्तं असुखं च नराधिप ।
ताभ्यां हीनं परं चान्यत् न तदस्मीति लक्षये ॥ ९७ ॥

युधिष्ठिर उवाच ।

शूद्रे तु यद् भवेल्लक्ष्यं द्विजे तच्च न विद्यते ।
न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥ ९८ ॥
यत्रैतल्लक्ष्यते सर्प वृत्तं स ब्राह्मणः स्मृतः ।
यत्रैतन्न भवेत् सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥ ९९ ॥

सर्प उवाच ।

यदि ते वृत्ततो राजन् ब्राह्मणः प्रसमीक्षितः ।
वृथा जातिस्तदायुष्मन् कृतिर्यावन्न विद्यते ॥ ६३ ॥

युधिष्ठिर उवाच ।

जातिरत्र महासर्प मनुष्यत्वे महामते ।
संकरात्सर्ववर्णानां दुष्परीक्ष्येति मे मतिः ॥ ६४ ॥
सर्वे सर्वास्वपत्यानि जनयन्ति सदा नराः ।
वाङ्मैथुनमथो जन्म मरणं च समं नृणाम् ॥ ६५ ॥
इदमार्षं प्रमाणं च ये यजामहे इत्यपि ।
तस्माच्छीलं प्रधानेष्टं विदुर्ये तत्त्वदर्शिनः ॥ ६६ ॥
प्राङ् नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते ।
तत्रास्य माता सावित्री पिताल्वाचार्य उच्यते ॥ ६७ ॥

तस्माच्छूद्रसमो ह्येष यावद्वेदे न जायते ।
तस्मिन्नेवं मतिद्वैधे मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ६८ ॥
कृतकृत्याः पुनर्वर्णा यदि वृत्तं न विद्यते ।
संकरस्त्वत्र नागेन्द्र बलवान् प्रसमीक्षितः ॥ ६९ ॥
यत्रेदानीं महासर्प संस्कृतं वृत्तमिष्यते ।
तं ब्राह्मणमहं पूर्वमुक्तवान् भुजगोत्तम ॥ ७० ॥

महाभारत वन० अ० १८०

સર્પે કહ્યું,–" હે ધર્મરાજ ! બ્રાહ્મણ કોણ અને જાણવા યોગ્ય વસ્તુ તે કઇ, તે મને કૃપા કરી કહો."

ધર્મરાજે કહ્યું,–" સત્ય, દાન, ક્ષમા, શીલ, દયા, તપ, અને અક્રૂરતા એ ગુણ જેનામાં જણાય તે બ્રાહ્મણ છે. હે સર્પ ! જેની પ્રાપ્તિથી શોક થતો નથી, એવા સુખ દુઃખ રહિત જે પરબ્રહ્મ છે તેજ જાણવા યોગ્ય છે, એમ માન."

સર્પ–" હે ધર્મરાજ ! ચાતુર્વર્ણ્યનો નિશ્ચય કરવાના વિષયમાં સત્યાદિ ગુણ એજ પ્રમાણ છે, અને પરબ્રહ્મજ જાણવા યોગ્ય છે એ વાત તમારી પાસેથી મેં સાંભળી; પણ તે પરથી એ શંકા ઉત્પન્ન થાય છે કે, શૂદ્રમાં પણ સત્ય, દાન, અક્રોધ, દયા, અહિંસા, ઘૃણા, વગેરે ગુણો દેખાય છે, ત્યારે શું તેમને પણ બ્રાહ્મણ કહેવા ?"

ધર્મરાજ–" શૂદ્રમાં જો તે લક્ષણ હોય અને દ્વિજમાં ન હોય, તો તે શૂદ્ર, શૂદ્ર નથી, અને તે દ્વિજ દ્વિજ નથી. જેનામાં એ લક્ષણો જણાય એનેજ બ્રાહ્મણ કહી શકાય અને જેનામાં એ લક્ષણો ન હોય તેને શૂદ્ર સમજવો."

સર્પ–" હે ધર્મ સ્વરૂપ યુધિષ્ઠિર ! જો તમારા અભિપ્રાય પ્રમાણે આચારથીજ બ્રાહ્મણ સમજવો એમ હોય તો જ્યાં સુધી આચાર નથી, ત્યાં સુધી જાતિ પણ વ્યર્થ થશે !"

યુધિષ્ઠિર–" રે નાગેન્દ્ર ! હાલમાં સર્વ વર્ણમાં સંકરપણું થયલું હોવાથી, ફલાણાની અમુક જાતિ છે, એવી પરીક્ષા કરવાનું કામ કઠિન છે,

એમ મને લાગે છે. 'સર્વ મનુષ્યો સર્વ વર્ણની સ્ત્રીઓમાંથી 'સંતાન ઉત્પન્ન કરે છે, તેમજ ભાષા, મૈથુન, જન્મ, મરણ એ સર્વ માનવોમાં સરખાંજ છે. વળી તત્વ જ્ઞાનિયો આર્ષપ્રમાણને બદલે શીલજ પ્રમાણ છે એમ માને છે. જાતિવર્ધન પૂર્વે બાળકનો જાતકર્મ સંસ્કાર કરવામાં આવે છે. આ વખતે એની માતા સાવિત્રી ગણાય છે અને પિતા આચાર્ય ગણાય છે. એટલે કે જ્યાં સૂધી વેદાભ્યાસ કરતો નથી, ત્યાંસુધી એ મનુષ્યને શૂદ્ર સમાન ગણવો, એવું સ્વાયંભુવ મનુનું કથન છે. જો સદાચારનું પ્રાધાન્ય ન હોય તો વર્ણભેદ કૃત્યકૃત્ય છે. ( અર્થાત્ એમાં 'સંકરપણું નિર્ભય છે ! ) એટલે કે જેનામાં વ્રત, શીલ અને સદાચાર જણાય, તેનેજ બ્રાહ્મણ કહેવો એવું મ્હેં તમને પ્રથમ કહેલું છે. "

આ સંવાદ વાંચતાં ચાતુર્વર્ણ્ય નૈમિત્તિક છે એમ ખાત્રી થાય છે. તેમજ જન્મથી ઉત્પન્ન થતા ચાતુર્વર્ણ્યને માનવા ધર્મરાજ તૈયાર નહોતા એ વાત પણ આથી સ્પષ્ટ થાય છે. આવા વર્ણ સંકરતાના જમાનામાં કુલપરથી જાતિનો નિશ્ચય થઇ શકતો નથી. આથી અમુક માણસ કયા વર્ણનો છે, તે તેના ગુણકર્મ પરથીજ નક્કી કરવું જોઇએ. મહર્ષિ વ્યાસના સમયમાં થયેલી વર્ણસંકરતાનો નાશ કરી પુનઃ ચાર વર્ણની વ્યવસ્થા કરવાનું કંઇપણ પ્રમાણ મળતું નથી. વર્તમાનમાં વ્યાસના સમય કરતાં આવી વર્ણસંકરતા વધી ગયલી છે. આથી આવા વિકટ પ્રસંગમાં જાતિના સંબંધમાં એકજ વ્યવહાર રાખી શકાય એ અસંભવિત છે. તે તો ગુણકર્માનુસારજ નક્કી થવું જોઇએ. પ્રાચીન આર્યપરંપરા પણ આવી આજ્ઞા કરે છે, એ ઉપરોક્ત સંવાદથી જણાશેઃ આ આજ્ઞાનો સ્વીકાર કરવો અને ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થાની યોજના કરવી એજ પ્રાપ્ત થયલી વર્ણસંકરતાને નષ્ટ કરવાનો તેમજ આપણા શ્રેયનો માર્ગ છે. વળી ધર્મરાજ યુધિષ્ઠિરે જણાવ્યું છે કે શૂદ્ર જાતિનામાં જો બ્રાહ્મણનાં લક્ષણ હોય તો તેને બ્રાહ્મણ ગણવો, એ વાત પણ ખાસ લક્ષમાં રાખવા જેવી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને ચાંડાલ એ ઉપાધી ગુણકર્મ—સ્વભાવ પ્રમાણે પ્રાપ્ત થઇ શકે છે, એ વાત આ સંવાદ પ્રબળ યુક્તિથી સિદ્ધ કરે છે. પૂર્વે જો જન્મ સિદ્ધ જાતિ ઠરાવવાનો પ્રધાન હોત તો અમુક જગાએ અમુક ગુણ જણાતાં તેને અમુક વર્ણનો ગણવો,

એવાં વચન આવેલાંજ ન હોત. ચારે વર્ણનાં લક્ષણ નીચેના શ્લોકોમાં જણાવેલાં છેઃ–

भरद्वाज उवाच ।

ब्राह्मणः केन भवति क्षत्रियो वा द्विजोत्तम ।
वैश्यः शूद्रश्च विप्रर्षे तद् ब्रूहि वदतां वर ॥ १ ॥

भृगुरुवाच ।

जातकर्मादिभिर्यस्तु संस्कारैः संस्कृतः शुचिः ।
वेदाध्ययनसंपन्नः षट्सु कर्मस्ववस्थितः ॥ २ ॥
शौचाचारस्थितः सम्यक् विघसाशी गुरुप्रियः ।
नित्यव्रती सत्यपरः स वै ब्राह्मण उच्यते ॥ ३ ॥
सत्यं दानमथाऽद्रोहः आनृशंस्यं त्रपा घृणा ।
तपश्च दृश्यते यत्र स ब्राह्मण इति स्मृतः ॥ ४ ॥
क्षत्रजं सेवते कर्म वेदाध्ययनसंगतः ।
दानादानरतिर्यस्तु स वै क्षत्रिय उच्यते ॥ ५ ॥
विशत्याशु पशुभ्यश्च कृष्यादानरतिः शुचिः ।
वेदाध्ययनसंपन्नः स वैश्य इति संज्ञितः ॥ ६ ॥
सर्वभक्षरतिर्नित्यं सर्वकर्मकरोऽशुचिः ।
त्यक्तवेदस्त्वनाचारः स वै शूद्र इति स्मृतः ॥ ७ ॥
शूद्रे चैतद् भवेल्लक्ष्यं द्विजे तच्च न विद्यते ।
न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो ब्राह्मणो न च ॥ ८ ॥

—महाभारत शांति० अ० १८९ ॥

ભરદ્વાજ ઋષિ ભૃગુ ઋષિ પ્રત્યે બોલ્યા–"હે વિપ્રર્ષે! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ક્યા યોગથી થાય છે, એ મને કહો."

ભૃગુ ઋષિ બોલ્યા–"હે ભરદ્વાજ! જાતકર્માદિ સંસ્કારોના જેના પર સંસ્કાર થયા છે, જે શુદ્ધ હોય વેદાધ્યયન સંપન્ન છે, જે પટ્

કર્મ કરે છે, જે યત્ન કરતાં શેષ રહેલા અન્નનું ભક્ષણ કરી રહે છે, જેનાં આચરણ શુદ્ધ છે, ગુરૂને જે પ્રિય છે, એવો નિયમશીલ, સત્યનિષ્ટ, દાનશીલ, અદ્રોહી, દયાળુ, સલજ્જ, ઘણા કરનાર, અને જે તપસ્વી છે તેનેજ બ્રાહ્મણ કહેવામાં આવે છે. જે ક્ષાત્રધર્મનું સેવન કરતો હોઇ વેદાધ્યયન સંપન્ન છે અને તેવોજ જે ઉદાર હોય છે, તેને ક્ષત્રિય કહેવામાં આવે છે. જે પશુપાલન ને કૃષિકર્મ કરે છે, જે શુદ્ધ હોઇ દાનમાં રત હોય છે, અને વેદાધ્યયન સંપન્ન હોય છે, તેની વૈસ્ય એવી સંજ્ઞા છે. જે સર્વ ભક્ષણ કરે છે, જે સર્વ કર્મ કરે છે ને મલીન રહે છે, તથા જેણે વેદાધ્યયનનો ત્યાગ કરી દુરાચારને ગ્રહણ કર્યો છે, તેને શૂદ્ર કહે છે. શૂદ્રમાં જો એ ( શૂદ્રનાં ) ચિહ્ન ન હોય અને બ્રાહ્મણમાં જો એ ( બ્રાહ્મણનાં ) ચિહ્ન ન હોય તો તે શૂદ્ર શૂદ્ર નથી અને બ્રાહ્મણ તે બ્રાહ્મણ નથી એમ માનવું. ”

પૂર્વનાં અવતરણોમાં ક્ષત્રિયો વચ્ચે થયલા સંવાદ આપવામાં આવેલા છે અને અહીં બ્રાહ્મણ વચ્ચેનો સંવાદ આપેલો છે. આ સંવાદ ઉપરથી જણાય છે કે એ કાળના બ્રાહ્મણો પણ ક્ષત્રિયો જેવાજ ઉદાર મતના હતા. એ સમયને ધન્ય છે કે જે સમયે ક્ષત્રિયો પોતાના રાજ્યમદમાં ઉન્મત્ત ન થતાં માનવસમાજના અધમ વર્ગને ઉંચે ઉઠાવી લેવા તૈયાર હતા, તેમજ બ્રાહ્મણો પોતાના ધાર્મિક મહત્વમાં ઉન્મત ન થતાં સર્વને સરખી કસોટીથી પરખતા. મહર્ષિ ભૃગુએ ચાર વર્ણનાં જે લક્ષણો કહ્યાં છે, તેમાં તે તે લક્ષણોવડેજ ચાતુર્વર્ણ્યનો નિશ્ચય કરવાનું જણાવેલું છે. આ વાતનું પ્રતિપાદન ઘણા પ્રબળ શબ્દોમાં કરવામાં આવ્યું છે. ભૃગુઋષિ સ્પષ્ટ જણાવે છે કે ભક્ષાભક્ષ્ય અને પેયાપેયનો વિવેક છોડી, વેદાધ્યયનનો ત્યાગ કરી જે મલીન પુરૂષ દુરાચરણમાં મસ્ત રહે છે તેને શૂદ્રજ ગણવો. એમના મતે તો જાતિથી કિંવા જન્મથી નહિ, પરંતુ “ જેણે વેદનો તેમજ વેદકથિત આચારનો ત્યાગ કર્યો છે તેજ શૂદ્ર ” એ સ્પષ્ટ છે. આથી એ ધ્વનિત થાય છે કે વેદવકતાઓના અભિપ્રાય પ્રમાણે, શૂદ્રના કિંવા અનાર્યના આર્ય–ત્રૈવર્ણિક–થઇ શકાય છે. વળી ઉપરોકત વચનોમાં એ પણ ધ્વનિ નીકળે છે કે વેદાધ્યયનથી દ્વિજત્વ અને વેદાધ્યયનના ત્યાગથી શૂદ્રત્વ પ્રાપ્ત થાય છે. અહા ! એ કાળનું ઔદાર્ય

હેતું હતું, કે જેના પ્રતાપે શૂદ્ર બ્રાહ્મણના લક્ષણથી સંપન્ન થતાં તેનો બ્રાહ્મણ તરીકે સ્વીકાર કરવામાં આવતો ! આવા સમયમાં કોઇપણ વર્ણ સદાને માટે અસ્પૃશ્ય કે વ્યવહારથી બહિષ્કૃત હોય એ માનવું અસંભવિત છે. તાત્પર્ય કે ઉપરોક્ત વચનોનું મનન કરતાં એજ ફલિત થાય છે કે એ કાળમાં કોઇપણ વર્ગ અસ્પૃશ્ય નહોતો. તેમજઃ—

वर्णोत्कर्षमवाप्नोति नरः पुण्येन कर्मणा ।
दुर्लभं तमलब्ध्वा हि हन्यात् पापेन कर्मणा ॥ १ ॥
—महाभारत शांति० अ० २९१ ॥

( ४ ) " પુણ્યકારક કર્મો કરવાથી ઉચ્ચ વર્ણ પ્રાપ્ત થાય છે, અને પાપ કર્મો કરવાથી ઉચ્ચ વર્ણની પ્રાપ્તિ ન થતાં અધમતા પ્રાપ્ત થાય છે." •

આપણાં આચરણ સુધારવાથી–સદાચારમાં વર્તવાથી–આપણી ઉન્નતિ થશે, એવી આશા તે કાલમાં સર્વને રહેતી, એ ઉપરોક્ત શ્લોકથી જણાય છે. વર્તમાનમાં તો ચાહ્ય તેટલાં સદાચરણ કરવામાં આવે, તોપણ એક અસ્પૃશ્ય ગણાયલા મનુષ્યના લલાટે લાગેલી અસ્પૃશ્યતા છૂટતી નથી. આવી અદ્‌ભૂત લીલા પ્રાચીન સમયમાં નહોતી. ઉન્નતિનો માર્ગ સર્વ માટે એક સરખો ખુલ્લો હતો. સ્પર્શાસ્પર્શનો વિચાર કરતાં આપણે મનુસ્મૃતિનાં નીચેનાં વચન પણ લક્ષમાં રાખવાં જોઇએ કેઃ—

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥
—मनुस्मृति.

" શૂદ્ર બ્રાહ્મણત્વને પ્રાપ્ત થાય છે, અને બ્રાહ્મણ શૂદ્રત્વને પ્રાપ્ત થાય છે; ક્ષત્રિય અને વૈશ્ય વર્ણોમાંથી પણ એજ પ્રમાણે ઉચ્ચનીચ વર્ણમાં જવાય છે." તેમજઃ—

स्वाध्यायेन जपैर्होमैः त्रैविद्येनेज्यया सुतैः ।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥
मनु० २।२८ ॥

" સ્વાધ્યાય, જપ, હોમ, ત્રયી વિદ્યા (ત્રણ વેદનું જ્ઞાન), ઈજ્યા, સોમ, મહાવ્રત અને યજ્ઞ એના યોગથી બ્રાહ્મીય શરીર કરવામાં આવે છે. " તેમજ:—

जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।
वेदाभ्यासी भवेद्विप्रः ब्रह्म जानाति ब्राह्मणः ॥

मनुस्मृति.

" જન્મથી ( સર્વ ) શૂદ્ર હોય છે, સંસ્કારથી દ્વિજ કહેવાય છે, વેદાભ્યાસી હોય તો તે વિપ્ર થાય છે અને જે બ્રહ્મ જાણે છે તેને બ્રાહ્મણ જાણવો. "

આવા પ્રકારનાં વચનોની સંગતિ જોવા જતાં, જન્મની અપેક્ષાએ ગુણ-કર્મ પ્રધાન છે, એ ફલિત થાય છે. સર્વ મનુષ્યો જન્મથી શૂદ્રજ અવતરે છે, અને તે પછી તેના જેમ જેમ સંસ્કાર થાય છે તેમ તેમ તેનામાં દ્વિજત્વ, વિપ્રત્વ કિંવા બ્રાહ્મણત્વ આવે છે. મહાભારતનાં જે જે પ્રમાણો આપણે જોઇ ગયા તેનો આજ આશય છે. સંસ્કૃતિથીજ માણસની ઉન્નતિ થાય છે, એમ માનવું એજ ધર્મ અને પ્રગતિનું ચિહ્ન છે. વળી પ્રત્યેકને પ્રત્યેક સંસ્કાર કરવાની છૂટ હોવાની અત્યંત આવશ્યકતા છે. વેદાધ્યયન કરી અને સદાચાર પાળી અમુક વિધિ કરવા છતાં, તેની અમુક વર્ણ માનવી એવો નિયમ કરાય અને સામાજીકબંધનો કેટલાકોને તે તે સંસ્કાર કરવાનો કિંવા તે તે આચાર પાળવાનો પ્રતિબંધ કરે; તો તે નિયમ નિરૂપયોગી થઇ પડે છે. આથી શૂદ્રોમાં બ્રાહ્મણનાં લક્ષણ જણાતાં તેમને બ્રાહ્મણ ગણવા જેટલું ઔદાર્ય જે સમયના મનુષ્યોમાં હતું, તે સમયમાં પોતાનામાં તે લક્ષણો આણવાનાં સાધનો સર્વને માટે સુલભ હતાં, એ માનવું સયુક્તિ થશે. જ્ઞાનાદિ પ્રાપ્તિનાં સાધનો એ સમયમાં સર્વને એક સરખાં ઉપલબ્ધ થતાં અને તે સાધનોનો ઉપયોગ કરી નીચ કુલોત્પન્ન ઉચ્ચ વર્ણમાં પ્રવેશ કરી શકતા એ વાત સિદ્ધ કરવા માટે પ્રાચીન ગ્રંથોમાં અનેક દૃષ્ટાંત છે. જુઓ:-

आचारमनुतिष्ठन्तो व्यासादिमुनिसत्तमाः ।
गर्भाधानादिसंस्कारकलापरहिताः स्फुटम् ॥ २० ॥

विप्रोत्तमाः श्रियं प्राप्ताः सर्वलोकनमस्कृताः ।
बहवः कथ्यमाना ये कतिचित्तान् निबोधत ॥ २१ ॥
जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्याश्च पराशरः ।
शुक्याः शुकः कणादाख्यस्तथोलूक्याः सुतोऽभवत् ॥ २२ ॥
मृगीजोऽथर्ष्यश्रृंगोऽपि वसिष्ठो गणिकात्मजः ।
मंदपालो मुनिश्रेष्ठो नाविकापत्यमुच्यते ॥ २३ ॥
मांडव्यो मुनिराजस्तु मंडूकीगर्भसंभवः ।
बहवोऽन्येऽपि विप्रत्वं प्राप्ता ये पूर्वद्विजाः ॥ २४ ॥
हरिणीगर्भसंभूत ऋष्यश्रृंगो महामुनिः ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥ २५ ॥
श्वपाकीगर्भसंभूतः पिता व्यासस्य पार्थिव ।
तपसा ब्राह्मणो जातः संस्कारस्तेन कारणम् ॥ २६ ॥

भविष्य महापुराण, ब्राह्म० अ० ४२.

" વ્યાસાદિ મુનિ સદાચારનું પરિપાલન કરીને, ગર્ભાધાનાદિ સંસ્કાર રહિત હોવા છતાં પણ સર્વના પૂજ્ય થઇ, ઉત્તમ બ્રાહ્મણ બન્યા. એવા ( નીચ કુલમાં જન્મીને ઉચ્ચ થયલા ) ઘણા છે. પણ તેમાંના કેટલાક આ છે. જુઓ, કૈવર્ત ( કોળી ) સ્ત્રીથી વ્યાસ ઉત્પન્ન થયા, શ્વપાક ( ચાંડાલાદિ ) સ્ત્રીથી પરાશર ઉત્પન્ન થયા, શુકીના ઉદરે શુક થયા અને ઉલુકીથી કણાદ થયા. હરિણીના ઉદરે ઋષ્યશૃંગ થયા, અને ગણિકાથી વશિષ્ટ થયા. મુનિ શ્રેષ્ટ મંદપાલ નાવિકાથી ઉત્પન્ન થયા. મંડૂકીથી માંડવ્ય થયા. આ પ્રમાણે ઘણા મનુષ્યો હીન કુલમાં જન્મીને વિપ્ર થયા. હરિણીથી ઉત્પન્ન થયલા ઋષ્યશૃંગ મુનિ તપથી બ્રાહ્મણ થયા. કારણ કે સંસ્કાર મુખ્ય છે. શ્વપાકી (ચાંડાલ સ્ત્રી ) થી ઉત્પન્ન થયલા પરાશર તપે કરીને બ્રાહ્મણ થયા, કારણ સંસ્કાર મુખ્ય છે. "

હલકી જાતિની સ્ત્રીઓના ઉદરે ઉત્પન્ન થવા છતાં અનેક મનુષ્યો ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયા એવું ઉપરોક્ત ભવિષ્ય પુરાણના વચનમાં જણાવેલું

છે. આમ હોવામાં સંસ્કાર એજ મુખ્ય કારણ છે એ પણ દર્શાવવામાં આવ્યું છે. ચાંડાલ જાતિની સ્ત્રીથી ઉત્પન્ન થયલા પરાશરનું ઉપનયન થયું અને એમણે વેદાધ્યયન પણ કર્યું! માછણના ઉદરે ઉત્પન્ન થયલા વ્યાસનો પણ ઉપનયન સંસ્કાર થયો એટલુંજ નહિ પણ એમણે એ સમયના બ્રાહ્મણોને વેદ શીખવ્યા! આ સમાનભાવ, જો એ જાતિ વર્તમાન કાલની પેઠે બહિષ્કૃત હોત તો કદિ પણ જોવામાં આવત નહિ. અત્યારે તો અંત્યજ વર્ણમાં ઉત્પન્ન થયલાનો ઉપવિત ધારણ કરવાનો અધિકાર તો દૂર રહ્યો; પણ એકત્ર વિદ્યાભ્યાસ પણ થઇ શકતો નથી, એ કેટલી શોચનીય સ્થિતિ છે! હરી. આ જાતિપર પૂર્વે બહિષ્કાર નહોતો, એટલું તો આપરથી સ્પષ્ટ જણાય છે. વળી મહાભારતના શાંતિપર્વના બાવીસમા અધ્યાયમાં ઇન્દ્ર બ્રાહ્મણનો પુત્ર હોવા છતાં કર્મોએ કરીને ક્ષત્રિય થયો અને એણે દુરાચારી લોકની નવ્વાણું જાતિનો સંહાર કર્યો, એવો ઉલ્લેખ છે. એથી એ પણ જણાશે કે એવી રીતે ઉચ્ચ જાતિના લોક ગુણ-કર્મ પ્રમાણે ઉતરતી વર્ણમાં આવતા. વળી જુઓઃ—

जनक उवाच ।

यत्र तत्र कथं जाताः स्वयोनिं मुनयो गताः ।
शुद्धयोनौ समुत्पन्नाः वियोनौ च तथाऽपरे ॥ ११ ॥

पराशर उवाच ।

राजन्नेतद्भवेद् ग्राह्यमपकृष्टेन जन्मना ।
महात्मनां समुत्पत्तिः तपसा भावितात्मनाम् ॥ १२ ॥
उत्पाद्य पुत्रान् मुनयो नृपते यत्र तत्र ह ।
स्वेनैव तपसा तेषां ऋषित्वं विदधुः पुनः ॥ १३ ॥
पितामहश्च मे पूर्वं ऋष्यशृंगश्च कश्यपः ।
वेदस्तांड्यः कृपश्चैव कक्षीवत् कमठादयः ॥ १४ ॥
यवक्रीतश्च नृपते द्रोणश्च वदतां वरः ।
आयुर्मतंगो दत्तश्च द्रुपदो मात्स्य एव च ॥ १५ ॥

एते स्वां प्रकृतिं प्राप्ता वैदेह तपसोऽश्रयात् ।
प्रतिष्ठांतां वेदविदो दमेन तपसैव हि ॥ १६ ॥
मूलगोत्राणि चत्वारि समुत्पन्नानि पार्थिव ।
अंगिराः कश्यपश्चैव वसिष्ठो भृगुरेव च ॥ १७ ॥
कर्मतोऽन्यानि गोत्राणि समुत्पन्नानि पार्थिव ॥

महाभारत शांति० अ० २९६

**જનકે** કહ્યુંઃ—" હે મુનિ ! ગમે તે યોનિમાં ઉત્પન્ન થયલા લોક ઉત્તમતાને કેવી રીતે પ્રાપ્ત થયા ? શુદ્ધ યોનિમાં અને હીન યોનિમાં ઉત્પન્ન થયલા એક સરખા કેવી રીતે ઉત્તમ થયા ? "

**પરાશર** ઋષિ કહે છે—" હે રાજા ! નીચ કુલમાં જન્મ થવા છતાં પણ તપના યોગથી ઉચ્ચત્વ પ્રાપ્ત થવું શક્ય છે. અનેક મુનિયોએ એ પ્રમાણે પુત્રો ઉત્પન્ન કરી તેમને તપના બળે કરી ઋષિ બનાવ્યા છે. મારા પિતામહ, ઋષ્યશૃંગ, કશ્યપ, વેદ, તાંડ્ય, કૃપ, કક્ષીવાન, કામઠાદિ ઋષિ, યવક્રીત, દ્રોણ, આયુ, મતંગ, દત્ત, દ્રુપદ, માત્સ્ય, એ સર્વ ઋષિ હલકા કુળમાં ઉત્પન્ન થવા છતાં તપના આશ્રયથી અને વેદાધ્યયનથી શ્રેષ્ટત્વને પ્રાપ્ત થયા. મૂળ અંગિરા, કશ્યપ, વસિષ્ઠ ને ભૃગુ એ ચારજ ગોત્ર ઉત્પન્ન થયાં. અન્ય જે ગોત્ર થયાં, તે સર્વ કર્મે કરીને ઉચ્ચત્વ દશાને પામ્યાં હતાં. "

ઉપર જણાવેલાં ચાર ગોત્રમાંના વસિષ્ટ એ ગણિકાના ઉદરે ઉત્પન્ન થયાનું તેમજ કશ્યપ પણ હીન કુલોત્પન્ન હોવાનું ઉપરોક્ત અવતરણમાં છે. આથી એ મૂળનાં ચાર ગોત્ર પણ ઉચ્ચ કુલોત્પન્ન હતાં, એમ કહી શકાશે નહિ. ગમે તે જાતિની સ્ત્રીના પેટે પુત્ર ઉત્પન્ન થયો હોય, તથાપિ તેને ઉચ્ચ વર્ણીય બનાવવામાં હરકત નહોતી. મહાભારતના નીચેના પ્રમાણથી પણ એ વાતને અનુમોદન મળે છે:—

एभिस्तु कर्मभिर्देवी शुभैराचरितैस्तथा ।
शूद्रो ब्राह्मणतां याति वैश्यः क्षत्रियतां तथा ॥ २६ ॥

महा० अनु० अ० १४३

" એવાં શુભકર્મોથી અને સદાચરણોથી શૂદ્ર બ્રાહ્મણપણાને પામે છે અને વૈશ્ય ક્ષત્રિયત્વને પહોંચે છે. " જો શૂદ્ર સદાને માટે બહિષ્કૃત હોય તો આ વચન સંભવેજ નહિ.

અહીં સુધી આપણે નીચ અર્થાત્ અસ્પૃશ્ય માનવામાં આવેલી જાતિમાંથી ઉચ્ચ જાતિમાં ગયલાનાં નામ જોઇ ગયા. આવાં અનેક દ્રષ્ટાંત ભવિષ્ય મહાપુરાણમાં આપેલાં છે. આવાં અનેક ઉદાહરણો છે એજ એ સમયની પરિપાટી દર્શાવે છે. જેમ શૂદ્ર કિંવા ચાંડાલમાંથી ઉંચે ચઢી શક્યા છે, તેમ ક્ષત્રિયમાંથી પણ ચઢેલા છે; જુઓઃ—

वीतहव्यो महाराज ब्रह्मवादित्वमेव च ।
तस्य गृत्समदः पुत्रो रूपेणेन्द्र इवाऽपरः ॥ ९८ ।
ऋग्वेदे वर्तते चाग्र्या श्रुतिर्यस्य महात्मनः ।
यद् गृत्समदो ब्रह्मन् ब्राह्मणैः स महीयते ॥ ९९ ॥
स ब्रह्मचारी विप्रर्षिः श्रीमान् गृत्समदोऽभवत् ।

—महाभारत अनु० अ० ३० ॥

" વીતહવ્યને રૂપમાં ઇન્દ્ર સરખો ગૃત્સમદ નામનો પુત્ર થયો. આ ગૃત્સમદની શ્રુતિ ઋગ્વેદમાં જણાય છે. એ ગૃત્સમદને બ્રાહ્મણોએ પણ માન આપ્યું અને તે બ્રહ્મચારી રહી વિપ્રર્ષિ ગૃત્સમદ બન્યો. " આ વચનપરથી એ કાલમાં ક્ષત્રિયમાંથી કેવી રીતે બ્રાહ્મણ થવાતું તે જણાવેલું છે. વિશ્વામિત્રને થયલી બ્રાહ્મણત્વની પ્રાપ્તિની વાત તો સર્વને વિદિત છે. આ કથા વાલ્મીકિ રામાયણમાં આ પ્રમાણે છેઃ—

ब्राह्मण्यं तपसोग्रेण प्राप्तवानसि कौशिक ॥ २० ॥
ब्राह्मण्यं यदि मे प्राप्तं दीर्घमायुस्तथैव च ॥
क्षत्रवेदविदां श्रेष्ठो ब्रह्मवेदविदामपि ।
ब्रह्मपुत्रो वसिष्ठो मां एवं वदतु देवताः ॥ २४ ॥
ततः प्रसादितो दैवैः वसिष्ठो जयतां वरः ।
सख्यं चकार ब्रह्मर्षिः एवमस्त्विति चाब्रवीत् ॥ २५ ॥

ब्रह्मर्षिस्त्वं न संदेहः सर्वं संपद्यते तव ।
विश्वामित्रोऽपि धर्मात्मा लब्ध्वा ब्राह्मण्यमुत्तमम् ॥ २७ ॥

वा० रामायण, बा० अ० ६५

" ઉગ્રતપ કરીને વિશ્વામિત્રે બ્રાહ્મણ્ય પ્રાપ્ત કર્યું. એમણે કહ્યું-જ્યારે મને બ્રાહ્મણપણું પ્રાપ્ત થયું છે, ત્યારે ક્ષાત્ર તેમજ બ્રાહ્મ વિદ્યામાં પ્રવીણ થયલા બ્રહ્મપુત્ર વસિષ્ટ મને બ્રાહ્મણ કહી બોલાવે. તે પછી દેવોએ પ્રાર્થના કરેલા એવા વસિષ્ટ " તેમ થાવ ' એમ બોલ્યા, અને એમની સાથે મૈત્રિ કરી. " તું બ્રહ્મર્ષિ છે એમાં સંદેહ નથી " એમ કહ્યું, અને તે રીતે ક્ષત્રિય વિશ્વામિત્ર ઉત્તમ બ્રાહ્મણ બન્યા. " આજ કથા મહાભારતના અનુ૦ પર્વમાં અધ્યાય ત્રણમાં પણ છે. એમાં જણાવ્યું છે કે " હે રાજા ! જ્યારે બ્રાહ્મણપણું અતિશય દુષ્પ્રાપ્ય છે, તો તે ક્ષત્રિય વિશ્વામિત્રે કેવી રીતે પ્રાપ્ત કર્યું ? બીજો દેહ ધારણ કર્યા સિવાય કેવી રીતે તેઓ બ્રાહ્મણ થયા ? મતંગ એ ચાંડાલ યોનીમાં ઉત્પન્ન થવા છતાં તેજ દેહમાં તેણે બ્રાહ્મણ્ય કયા પ્રકારે પ્રાપ્ત કર્યું ? " આ સર્વ પ્રમાણોથી અનેક રાજપુરૂષો બ્રાહ્મણત્વને પામ્યાની વાત સિદ્ધ થાય છે. બ્રાહ્મણ્યની પ્રાપ્તિ દુઃસાધ્ય છે એવું ઉપરોક્ત અવતરણમાં જણાવેલું છે, પણ દ્વિજત્વની પ્રાપ્તિ એટલી કઠિણ છે એમ નથી. આ વાત ખાસ લક્ષમાં રાખવી જોઇએ. શૂદ્ર બ્રાહ્મણ થવાને અશક્ત નીવડે તો પણ તે દ્વિજ તો થઇ શકે છે. કારણ કે તે એટલું દુઃસાધ્ય નથી. શૂદ્રમાંથી ક્ષત્રિય અથવા વૈશ્ય થઇ શકાય એટલે તે વ્યવહારમાં આવી શકે. શૂદ્રને સચ્છૂદ્ર કેવી રીતે બનાવાય અને સચ્છૂદ્ર કેવી રીતે દ્વિજ થઇ શકે એ આપણે પ્રથમ વિચારી ગયા છીએ. શૂદ્ર હાલના જેટલા પૂર્વે વ્યવહારથી દૂર નહોતા એ પણ આપણે સિદ્ધ કરી ગયા છીએ. વાલ્મીકિ રામાયણમાં આવેલા શ્રવણના પ્રસંગથી પણ આ વાત સિદ્ધ થાય છેઃ—

अज्ञानात्तु हतो यस्मात् क्षत्रियेण त्वया मुनिः ।
तस्मात्त्वां नाविशत्याशु ब्रह्महत्या नराधिप ॥ ५१ ॥
न द्विजातिरहं राजन् मा भूत्ते मनसो व्यथा ।
शूद्रायामस्मि वैश्येन जातो नरवराधिप ॥ ५० ॥

वा० रामा० अयो० ६३।६४

" હે દશરથ રાજા ! તેં અજ્ઞાનતાથી મુનિનો વધ કર્યો, તેથી તને બ્રહ્મહત્યા લાગશે નહિ. તથાપિ હું દ્વિજ જાતિ નથી. તારા મનમાં ત્રાસ પામીશ નહિ. હું શૂદ્ર સ્ત્રીનાથી વૈશ્ય વડે ઉત્પન્ન થયેલો છું. "

આ વચનમાં, દશરથે મૃગયાવિહાર કરતાં અજાણતાં એક મુનિનો વધ કરવાથી તેને બ્રહ્મહત્યા લાગવાની નથી એવું કહેવામાં આવ્યું છે. શૂદ્ર સ્ત્રી અને વૈશ્ય પુરુષથી ઉત્પન્ન થયેલા બાળમુનિનો વધ કરવાથી બ્રહ્મહત્યા ( બ્રાહ્મણ-હત્યા ) લાગે છે અથવા લાગવાનો ભય છે. દશરથને થયેલો એ ભય આથી સકારણ હતો. તાત્પર્ય કે, આ પરથી આવા બાલકમાં બ્રાહ્મણ્ય ઉદ્‌ભવવા માંડયું હતું, એમ કહેવામાં હરકત નથી. હવે આપણે એકજ કુળમાં અનેક વર્ણ પેદા થવાનાં દષ્ટાંત જોઈશું.

ममन्थुर्ब्राह्मणास्तस्य बलाद्देहमकल्मषाः ।
तत्कायात् मथ्यमानात्तु निपेतुर्म्लेच्छजातयः ॥ ७ ॥
शरीरे मातुरंशेन कृष्णांजनसमप्रभाः ॥ ८ ॥

मात्स्यपुराण, अ० १०.

( ૫ ) એ વેન રાજાના દેહનું નિષ્પાપ એવા બ્રાહ્મણોએ મંથન કર્યું અને તેથી માતાના અંશને લીધે કૃષ્ણવર્ણ મ્લેચ્છ જાતિ ઉત્પન્ન થઇ. વેન રાજાની કથા શ્રીમદ્‌ભાગવત ( સ્કંધ-૪-૧૩-૧૫ ) માં આપેલી છે. તેમાં કહેવામાં આવ્યું છે કે, વેનના ડાબા ભાગમાંથી એક કૃષ્ણવર્ણ પુરુષ ઉત્પન્ન થયો તે નિષાદ હતો; અને જમણા ભાગ તરફથી જે પુરુષ ઉત્પન્ન થયો તે શ્રેષ્ઠ એવો ક્ષત્રિય પૃથુરાજા હતો. વેનની જે વંશાવળી આપવામાં આવી છે. તે નીચે પ્રમાણેઃ—



વેનના સમયમાં જ્યારે આ પ્રમાણે એકજ કુળમાં ક્ષત્રિય, ભિલ્લ તેમજ મ્લેચ્છ ઊત્પન્ન થવાનું સંભવિત હતું, તો પછી તે સમયમાં ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થા હતી એમ માન્યા શિવાય ચાલે એમ નથી. વળીઃ-

वामदेवस्तु भगवान् असृजन्मुखतो द्विजान् ।
राजन्यानसृजद् बाह्वोर्विट्शूद्रानूरुपादयोः ॥ २८ ॥

मात्स्य० अ० ४.

મનુના મરીચ્યાદિપુત્ર, સનત્કુમાર તેમજ વામદેવ એ પુત્રો હતા, એમાંના વામદેવથી ચાર વર્ણો ઉત્પન્ન થયા. એની વંશાવળીઃ-




આ પ્રમાણે વામદેવથી જુદી જુદી ચાર વર્ણ ઉત્પન્ન થયા. એજ પ્રમાણેઃ-

कश्यपः पुत्रकामस्तु चचार सुमहत्तपः ।
तस्यैवं तपतोऽत्यर्थं प्रादुर्भूतौ सुताविमौ ॥ १ ॥
वत्सरश्चासितश्चैव तावुभौ ब्रह्मवादिनौ ।
वत्सरान्नैध्रुवो जज्ञे रैभ्यश्च सुमहायशाः ॥ २ ॥
रैभ्यस्य जज्ञिरे शूद्राः पुत्राः श्रुतिमतां वराः ।

कूर्मपुराण पू० अ० १९.

" પુત્ર પ્રાપ્તિની ઇચ્છાથી કશ્યપે મહાન તપ કર્યું, આથી તેને વત્સર અને અસિત એવા બે પુત્ર થયા. વત્સરને નૈધ્રુવ અને રૈભ્ય નામના

બે પુત્ર થયા. રૈભ્યને વેદપારંગતોમાં શ્રેષ્ઠ એવો શૂદ્ર પુત્ર થયો." એની વંશાવળીઃ–




બ્રાહ્મણોના કુળમાં પણ શૂદ્ર ઉત્પન્ન થાય છે અને તે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ નીવડે છે, એ વાત ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે. કુળ પરથીજ વર્ણનો નિર્ણય થઇ શકતો નથી પણ ગુણકર્મથીજ થઇ શકે છે, એ આ વંશાવળીથી સ્પષ્ટ થાય છે. તેજ પ્રમાણેઃ–

> रन्तिर्नारः सरस्वत्यां पुत्रानजनयत् शुभान् ।
> त्रसुं तथाऽप्रतिरथं ध्रुवं चैवातिधार्मिकम् ॥ १२९ ॥
> गौरी कन्या च विख्याता मांधातुर्जननी शुभा ।
> धुर्योऽप्रतिरथस्याऽपि कंठस्तस्याभवत् सुतः ॥ १३० ॥
> मेधातिथिः सुतस्तस्य यस्मात् कांठायना द्विजाः ॥ १३१ ॥
> भरतस्तु भरद्वाजं पुत्रं प्राप्य तदाऽब्रवीत् ॥ १९३ ॥

वायुपुराण अ० ९९.

નરનો પુત્ર રંતિ, એ પોતાની સરસ્વતી નામની પત્નિથી ઉત્તમ પુત્રોને જન્મ આપવા લાગ્યો. ત્રસુ, અપ્રતિરથ, ધ્રુવ એ ત્રણ પુત્ર અને ગૌરી નામની કન્યા ઉત્પન્ન થઇ. આ પ્રસિદ્ધ ગૌરી કન્યાનો પુત્ર માંધાતા સુવિખ્યાત નૃપતિ થયો. અપ્રતિરથનો ધુર્ય નામનો પુત્ર થયો અને તેનો પુત્ર કંઠ થયો. એ કંઠને મેધાતિથિ પુત્ર અને તેનાથી કાંઠાયનદ્વિજ ઉત્પન્ન થયા." આ તરફ ત્રસુને મલિન અને મલિનને દુષ્યંત નામનો પુત્ર થયો.

શૂદ્રત્વ પ્રાપ્ત થયું. આવાં અનેક દૃષ્ટાંત અનેક ગ્રંથોમાં છે. આ સર્વ દૃષ્ટાંત એજ સિદ્ધ કરે છે કે પ્રાચીન કાલમાં ગુણુ કર્માનુસારજ વર્ણનો નિર્ણય કરવામાં આવતો. ગોવધ કરવાથી પૃષધ્રને શૂદ્ર થવું પડયું. આ ઉપરથી **ગોવધ, ગોહિંસા એ શૂદ્રનું પ્રધાન લક્ષણ છે એમ ઠરે છે.** શૂદ્રવાચક ' વૃષલ ' શબ્દનો એજ અર્થ છે એવું આપણે પ્રથમ જોઇ ગયા છીએ. આ પ્રમાણે ગુણકર્માનુસાર વર્ણ વ્યવસ્થા ન હોત તો આવાં ઇતિહાસસિદ્ધ દ્રષ્ટાન્ત મળતજ નહિ. જુઓઃ-

रंभस्य रभसः पुत्रो गंभीरश्चाक्रियस्तथा
तस्य क्षेत्रे ब्रह्म जज्ञे शृणु वंशमनेहसः ॥ १० ॥

श्रीमद् भागवत, ९ । १७

" રંભાનો રભસ પુત્ર, તેમજ ગંભીર અને અક્રિય હતા. એમના ક્ષેત્રમાં બ્રાહ્મણ ઉત્પન્ન થયા. " વળી ભાગવત અધ્યાય નવ શ્લોક ૨૦ માં જણાવ્યું છે કે, ' હે ભારત ! જે વંશમાં તું ઉત્પન્ન થયો છે, તે પુરૂષનો વંશ હું તને કહું છું; જે વંશમાં રાજર્ષિના અને બ્રાહ્મણના વંશ ઉત્પન્ન થયા છે. " એજ પ્રમાણેઃ-

गर्गात् शनिस्ततो गार्ग्यः क्षत्रात् ब्रह्म ह्यवर्तत ॥
दुरितक्षयो महावीर्यात् तस्य त्रय्यारुणिः कविः ।
पुष्करारुणिरित्यत्र ये ब्राह्मणगतिं गताः ॥ २० ॥

श्रीमद् भागवत, ९।२१.

" ગર્ગથી શનિ, અને તેનાથી ગાર્ગ્ય ઉત્પન્ન થયા; ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થયા. મહાવીર્યથી દુરિતક્ષય, તેનાથી ત્રય્યારુણિ અને પુષ્કરારુણિ થયા. એ બ્રાહ્મણત્વને પ્રાપ્ત થયા. " આવા પ્રકારનાં પુષ્કળ વર્ણનો અનેક પુરાણોમાં છે. ઉપર આપેલાં ઉદાહરણ હલકા કુળમાં ઉત્પન્ન થવા છતાં ઉચ્ચ કુળમાં થયલાનાં તેમજ ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થઇ હીનકુળમાં ગયેલાનાં છે. આ ઉપરથી એ કાળની વર્ણ વ્યવસ્થાની પ્રથા સારી રીતે લક્ષમાં આવે છે. હવે માત્ર આ સ્થળે એટલોજ પ્રશ્ન રહે છે કે, જે સમયમાં આવી ગુણ-કર્મ પ્રમાણે

વર્ણવ્યવસ્થા હતી, તે કાલમાં હાલની પેઠે અમુક જાતિનો બહિષ્કાર કેવી રીતે હોઇ શકે ? જે કાલમાં એક ચાંડાલ સચ્છૂદ્ર બની દ્વિજ થઇ શકતો, તે કાલમાં ચાંડાલ સંપૂર્ણ રીતે સંસર્ગથી દૂર હતો એમ કેમ કહી શકાય ? ખરેખર, એ કાલમાં સ્પર્શાસ્પર્શનો દોષ નહોતો એજ સિદ્ધ થાય છે.

( ૬ ) હવે નીચ કુલોત્પન્ન કયા કર્મથી ઉચ્ચ થાય છે તે જોઇએ. આપણા ધર્મશાસ્ત્રમાં આના બે પ્રકાર છે. એક સ્ત્રીઓદ્વારા અને બીજો પુરૂષોદ્વારા. એટલે સ્ત્રીઓ વડે અપાતા જન્મથી અને પુરૂષો વડે થતા કર્મથીજ એ વાત સંભવે છે. પ્રથમ આપણે પહેલા પ્રકારનો વિચાર કરીએઃ—

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात् तथैव च ॥
शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत् प्रपद्यते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद् युगात् ॥

मनुस्मृति.

" શૂદ્ર બ્રાહ્મત્વને પામે છે અને બ્રાહ્મણ શૂદ્રત્વને પામે છે. તેવીજ રીતે ક્ષત્રિય અને વૈશ્ય પણ ઉચ્ચ કિંવા નીચ થાય છે એમ જાણવું. શૂદ્ર સ્ત્રીનામાં બ્રાહ્મણથી થયલા સાત યુગના ( જોડ ) પછી બ્રાહ્મણત્વને પ્રાપ્ત થાય છે.

આ જન્મથીજ દ્વિજ કિંવા બ્રાહ્મણ થવાનો પ્રકાર છે, વળી મનુ " 'स्त्री रत्नं दुष्कुलादपि" દુષ્ટકુલ—નીચકુલમાંથી પણ સ્ત્રી રત્નનો સ્વીકાર કરવો, એમ કહે છે. ગુજરાતીમાં પણ એ મનુ વચન પરથીજ કહેવત પ્રચલિત થઇ.છે કે " ઉકરડેથી પણ ( સ્ત્રી ) રત્ન લેવાય. " વળી મનુ કહે છે કેઃ—

स्त्रियो रत्नान्यथो विद्या शौचमन्नं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥

मनुस्मृति.

" સ્ત્રી, રત્ન, વિદ્યા, શુદ્ધાચાર, અન્ન, સુભાષિત, અને વિવિધ શિલ્પ—કલા—શા એનો સર્વ પાસેથી સ્વીકાર કરવો " આ પ્રમાણે ઉચ્ચ વર્ણનાને

દુષ્યંતનો પુત્ર ભરત થયો અને તે " ભરતના પુત્ર ભરદ્વાજ ઋષિ થયા." આ પ્રમાણે ક્ષત્રિય ગોત્રમાં બ્રાહ્મણુ જન્મેલા હોવાનો વૃત્તાંત છે. આ વંશાવળી નીચે પ્રમાણેઃ—




આ પ્રમાણે ક્ષત્રિયના કુલમાંથી બ્રાહ્મણુ થઇ શકતા, તો પછી ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થા હોવાનુંજ સિદ્ધ થાય છે. ક્ષત્રિયમાંથી મ્લેચ્છ પુત્ર થવાનાં પણુ દૃષ્ટાંત છે.

ये मधुच्छंदसो ज्येष्ठाः कुशलं मेनिरे न तत् ।
अशपत् तान् मुनिः क्रुद्धो म्लेच्छा भवत दुर्जनाः ॥ ३३ ॥
श्रीमद् भागवत, स्कं० ९।१६.

"મધુચ્છંદ શિવાય જે વડીલ પુત્રોએ તે ( વિશ્વામિત્ર વચન ) ઠીક છે એમ માન્યું નહિ, તે પુત્રોને એ ક્રોધ પામેલા મુનિએ ' હે દુષ્ટો તમે મ્લેચ્છ થાવ ' એવો શાપ આપ્યો."

આ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ધર્માન્તર કરવાથી નહિ પણ વિશ્વામિત્રને ન ગણકારવાથી મધુચ્છંદ શિવાયના અન્ય જ્યેષ્ઠ બંધુઓને મ્લેચ્છ થવું પડયું હતું. સગર રાજાનો અસમંજસ નામનો પુત્ર, પ્રજાના બાળકોને જલમાં ફેંકી દેવાની ક્રીડા કરતો હોવાથી તેને દેશપાર કરવામાં આવ્યો હતો;

એના વંશજ આગળ જતાં ભિક્ષાદિ થયા હતાં એમને એ કાળના ક્ષત્રિયોએ પુનઃ સમાજમાં પ્રવિષ્ટ ન કરવાથી, તેઓ સદા માટે હીન થઇ રહ્યા હતા.

આવાં ઘણાં દૃષ્ટાંત છે. "નાભાગ જે દિષ્ટિનો પુત્ર હતો, તે કર્મથી વૈશ્યત્વને પામ્યો હતો.* " વળી નીચેના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે ભાર્ગવ વંશમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પુત્રો ઉત્પન્ન થયા હતાઃ-.

वेणुहोत्रसुतश्चाऽपि भर्गो नाम प्रजेश्वरः ।
वत्सस्य वत्सभूमिस्तु भृगुभूमिस्तु भार्गवात् ॥
एते ह्यांगिरसः पुत्रा जाता वंशेऽथ भार्गवे ।
ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्च भरतर्षभ ॥

—હરિવંશ ૩૨.

એજ પ્રમાણે '×ગૃત્સમતિ રાજાને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પુત્રો થયા હતા." આથી ક્ષત્રિય કુળમાંથી બ્રાહ્મણ અને વૈશ્ય થવાનું ઉદાહરણ મળે છે. વળી હરિવંશ અધ્યાય ૨૯માં જણાવ્યા પ્રમાણે " ગૃત્સમદના શુનક પુત્રને શૌનક નામનો પુત્ર હતો. તેનાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા પુત્ર થયા." આ કુળ સંબંધી લખતાં વાયુપુરાણ જણાવે છે કે, " एतस्य वंशे संभूता विचित्राः कर्मभिर्द्विज ॥ " એના વંશમાં કર્મને લીધે વિચિત્ર એવા પુત્રો થયા હતા. એજ પ્રમાણેઃ—

पृषध्रस्तु गुरुगोवधात् शूद्रत्वमगमत् ॥

—विष्णुपुराण ४।१।१४

पृषध्रो हिंसयित्वा तु गुरोर्गां जनमेजय ।
शापाच्छूद्रत्वमापन्नः........................ ॥

हरिवंश.

પૃષધ્ર એ દ્વિજ હોવા છતાં પણ ગુરુની ગાયનો વધ કરવાથી તેને

---

* ભાગવત સ્કંધ. ૯-૨.

× હરિવંશ પુરાણ અ. ૩૨.

શુક્લત્વ પ્રાપ્ત થયું. આવાં અનેક દૃષ્ટાંત અનેક ગ્રંથોમાં છે. આ સર્વ દૃષ્ટાંત એજ સિદ્ધ કરે છે કે પ્રાચીન કાલમાં ગુણ કર્માનુસારજ વર્ણનો નિર્ણય કરવામાં આવતો. ગોવધ કરવાથી પૃષધ્રને શૂદ્ર થવું પડયું. આ ઉપરથી ગોવધ, ગોહિંસા એ શૂદ્રનું પ્રધાન લક્ષણ છે એમ ઠરે છે. શૂદ્રવાચક ' વૃષલ ' શબ્દનો એજ અર્થ છે એવું આપણે પ્રથમ જોઇ ગયા છીએ. આ પ્રમાણે ગુણકર્માનુસાર વર્ણ વ્યવસ્થા ન હોત તો આવાં ઇતિહાસસિદ્ધ દ્રષ્ટાન્ત મળતજ નહિ. જુઓઃ-

रंभस्य रभसः पुत्रो गंभीरश्चाक्रियस्तथा
तस्य क्षेत्रे ब्रह्म जज्ञे शृणु वंशमनेहसः ॥ १० ॥

श्रीमद् भागवत, ९ । १७

" રંભાનો રભસ પુત્ર, તેમજ ગંભીર અને અક્રિય હતા. એમના ક્ષેત્રમાં બ્રાહ્મણ ઉત્પન્ન થયા. " વળી ભાગવત અધ્યાય નવ શ્લોક ૨૦ માં જણાવ્યું છે કે, ' હે ભારત ! જે વંશમાં તું ઉત્પન્ન થયો છે, તે પુરૂષનો વંશ હું તને કહું છું; જે વંશમાં રાજર્ષિના અને બ્રાહ્મણના વંશ ઉત્પન્ન થયા છે. " એજ પ્રમાણેઃ-

गर्गात् शनिस्ततो गार्ग्यः क्षत्रात् ब्रह्म ह्यवर्तत ॥
दुरितक्षयो महावीर्यात् तस्य त्रय्यारुणिः कविः ।
पुष्करारुणिरित्यत्र ये ब्राह्मणगतिं गताः ॥ २० ॥

श्रीमद् भागवत, ९।२१.

" ગર્ગથી શનિ, અને તેનાથી ગાર્ગ્ય ઉત્પન્ન થયા; ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ થયા. મહાવીર્યથી દુરિતક્ષય, તેનાથી ત્રય્યારુણિ અને પુષ્કરારુણિ થયા. એ બ્રાહ્મણત્વને પ્રાપ્ત થયા. " આવા પ્રકારનાં પુષ્કળ વર્ણનો અનેક પુરાણોમાં છે. ઉપર આપેલાં ઉદાહરણ હલકા કુળમાં ઉત્પન્ન થયા છતાં ઉચ્ચ કુળમાં થયલાનાં તેમજ ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થઇ હીનકુળમાં ગયેલાનાં છે. આ ઉપરથી એ કાળની વર્ણ વ્યવસ્થાની પ્રથા સારી રીતે લક્ષમાં આવે છે. હવે માત્ર આ સ્થળે એટલોજ પ્રશ્ન રહે છે કે, જે સમયમાં આવી ગુણ-કર્મ પ્રમાણે

વર્ણવ્યવસ્થા હતી, તે કાલમાં હાલની પેઠે અમુક જાતિનો બહિષ્કાર કેવી રીતે હોઇ શકે? જે કાલમાં એક ચાંડાલ સત્શૂદ્ર બની દ્વિજ થઇ શકતો, તે કાલમાં ચાંડાલ સંપૂર્ણ રીતે સંસર્ગથી દૂર હતો એમ કેમ કહી શકાય? ખરેખર, એ કાલમાં સ્પર્શાસ્પર્શનો દોષ નહોતો એજ સિદ્ધ થાય છે.

( ૬ ) હવે નીચ કુલોત્પન્ન કયા કર્મથી ઉચ્ચ થાય છે તે જોઇએ. આપણા ધર્મશાસ્ત્રમાં આના બે પ્રકાર છે. એક સ્ત્રીઓદ્વારા અને બીજો પુરુષોદ્વારા. એટલે સ્ત્રીઓ વડે અપાતા જન્મથી અને પુરુષો વડે થતા કર્મયોજ એ વાત સંભવે છે. પ્રથમ આપણે પહેલા પ્રકારનો વિચાર કરીએ:—

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैव शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात् तथैव च ॥
शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत् प्रपद्यते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद् युगात् ॥

मनुस्मृति.

" શૂદ્ર બ્રાહ્મણત્વને પામે છે અને બ્રાહ્મણ શૂદ્રત્વને પામે છે. તેવીજ રીતે ક્ષત્રિય અને વૈશ્ય પણ ઉચ્ચ કિંવા નીચ થાય છે એમ જાણવું. શૂદ્ર સ્ત્રીનામાં બ્રાહ્મણથી થયલા સાત યુગના ( જોડ ) પછી બ્રાહ્મણત્વને પ્રાપ્ત થાય છે.

આ જન્મથીજ દ્વિજ કિંવા બ્રાહ્મણ થવાનો પ્રકાર છે, વળી મનુ " 'स्त्री रत्नं दुष्कुलादपि" દુષ્ટકુલ—નીચકુલમાંથી પણ સ્ત્રી રત્નનો સ્વીકાર કરવો, એમ કહે છે. ગુજરાતીમાં પણ એ મનુ વચન પરથીજ કહેવત પ્રચલિત થઇ.છે કે " ઉકરડેથી પણ ( સ્ત્રી ) રત્ન લેવાય. " વળી મનુ કહે છે કે:—

'स्त्रियो रत्नान्यथो विद्या शौचमन्नं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥

मनुस्मृति.

" સ્ત્રી, રત્ન, વિદ્યા, શુદ્ધાચાર, અન્ન, સુભાષિત, અને વિવિધ શિલ્પ—કલા—શા એનો સર્વ પાસેથી સ્વીકાર કરવો." આ પ્રમાણે ઉચ્ચ વર્ણનાને

નીચ વર્ણની કન્યા સાથે લગ્ન કરવાનો અધિકાર છે. સ્વવર્ણની સ્ત્રીને ઉત્તમ ગણેલી છે, છતાં ઉતરતી વર્ણની સ્ત્રી સાથે વિવાહ કરવાનો શાસ્ત્રોક્ત પ્રતિબંધ નથી. પ્રાચીન કાળમાં આ રિવાજ ચાલતો હતો. આ નિયમાનુસાર શૂદ્રીનાં બ્રાહ્મણ સાથે લગ્ન કરવામાં આવતાં જે સંતતિ ઉત્પન્ન થાય, તેમાંની કન્યાનાં પુનઃ બ્રાહ્મણ સાથેજ લગ્ન કરવામાં આવે, એ પ્રમાણે કરવામાં આવેલાં લગ્નથી ઉત્પન્ન થતી પુત્રીના સાતમા વિવાહથી ઉત્પન્ન થયલી સંતતિ બ્રાહ્મણ થાય છે, એવો ઉપરોક્ત મનુસ્મૃતિનો આશય છે.*આ પ્રકારે શૂદ્ર સ્ત્રીથી બ્રાહ્મણ થવા માટે સાત વિવાહ, વૈશ્ય સ્ત્રીથી બ્રાહ્મણ થવા માટે પાંચ વિવાહ અને ક્ષત્રિય સ્ત્રીથી તેમ થવા માટે ત્રણ વિવાહ પૂર્ણ થાય છે. અસચ્છૂદ્ર કિંવા ચાંડાલમાંથી સચ્છૂદ્ર કેવી રીતે થવાય છે એ આપણે પ્રથમ જોઇ ગયા છીએ. એ પ્રમાણે મદ્યમાંસનો ત્યાગ કરી જે અંત્યજ સદાચારમાં રત રહે છે તે સત્-શૂદ્ર થાય છે, અને તેનો ઉપર જણાવ્યા પ્રમાણે ઉચ્ચ જાતિમાં પ્રવેશ થાય છે.

બેશક, આમ કરવામાં પણ કેટલીક અડચણો છે. આ અડચણો એ છે કે આવા પ્રકારના પ્રત્યેક વિવાહ કરવા અર્થે કન્યાની ઉત્પત્તિ થવી જોઇએ. ધ.રો કે આ પ્રમાણે છ વિવાહ નિર્વિઘ્ને થઇ ચૂકયા અને પછી કન્યાજ ન થઇ, તો પછી છ પેઢી સુધી કરેલો શ્રમ વ્યર્થજ જાય. બીજું એ કે આવા પ્રકારના અનુલોમ વિવાહથી જે મિશ્ર સંતતિ પેદા થાય, તેમાંની કન્યાઓનાં લગ્ન તો બ્રાહ્મણ સાથે કરવામાં આવે એમ માનીએ, પરંતુ તેવા પુરુષોને તો વાંઢાજ રહેવું પડે! નેપાળમાં હજુ સુધી આ રિવાજ ચાલે છે. તેઓ મહારાષ્ટ્રના બ્રાહ્મણોને ઉચ્ચ બ્રાહ્મણ સમજે છે. મહારાષ્ટ્રના બ્રાહ્મણ અને ત્યાંની સ્ત્રીઓથી જે સંતતિ પેદા થાય તેને ઉચ્ચ પ્રકારના ક્ષત્રિય સમજવામાં આવે છે. વળી બંગાળમાં કુલીન બ્રાહ્મણ એવો ત્યાંના બ્રાહ્મણોમાં એક પેટાભેદ છે. આ બ્રાહ્મણોમાં પણ એવાજ પ્રકારનું તેજ છે એમ માનવામાં આવે છે. પણ અનુલોમ વિવાહ કરવાની પ્રથા ત્યાંથી પણ લુપ્ત થયેલી છે. આવી રીતે ઉચ્ચ વર્ણના બનવાની ખટપટ કરવાથી પણ ઘણી વખત ફસાઇ પડવાનો સંભવ છે. આથી આ પદ્ધતિને ગૌણજ માનવામાં આવે છે.

---

* મનુસ્મૃતિ અ ૨ શ્લોક ૨૩૮.

આ સર્વ વાતનો વિચાર કરતાં જણાય છે કે, ગુણકર્માનુસાર વર્ણ વ્યવસ્થા કરવામાં જે પધ્ધતિનું પ્રથમ સારી રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેજ પદ્ધતિ સર્વોત્કૃષ્ટ છે. પોતાનાંજ કાર્યો વડે પોતાની ઉન્નતિ કરવાની સુલભતા આ પધ્ધતિથી રહે છે. પુરૂષ હો, કિંવા સ્ત્રી હો, ગમે તે હો, પણ સદાચરણમાં વર્તવાથીજ તેની ઉન્નતિ થતાં, તે શ્રેષ્ટ વર્ણનો થશે. આવા નૈસર્ગિક ઉન્નતિના માર્ગને અટકાવવો એ મહા પાપ છે. સર્વને માટે એજ શ્રેયસ્કર માર્ગ છે કે, શૂદ્રમાં પણ દ્વિજનાં લક્ષણ જણાતાં તેનો દ્વિજ તરીકેજ સત્કાર કરવો, અને દ્વિજમાં શૂદ્રનાં લક્ષણ જણાતાં તેને શૂદ્ર ગણી કાઢવો. બેશક, આમાં આત્મબલ, સ્વાર્થત્યાગ અને સમષ્ટિના શ્રેયની ભાવનાની આવશ્યકતા છે. રૂઢ થયલાં બંધનોની જાળ કાપવાની છે. આમ છતાં પણ એમાંજ મનુષ્યત્વ હોઇ સર્વાંગે શ્રેય છે. આત્મબલ અને સ્વાર્થત્યાગના ગુણ તો સર્વમાં હોવાજ જોઇએ. એ જેનામાં નથી તે માણસ નથી તો ઉચ્ચ જાતિનો કેવી રીતે હોઇ શકે ? આપણાં શાસ્ત્રોએ ઉન્નતિનો બતાવેલો આ રાજમાર્ગ સર્વને માટે ખુલ્લો મુકો અને જુઓ કે પરમાત્માની કૃપા અને સર્વના પુરૂષાર્થ વડે પ્રગતિનાં કેવાં તેજસ્વી કિરણ પ્રકટી નીકળે છે. મનુ પોકારીને કહે છે કેઃ—

अश्रेयान् श्रेयसीं जातिं गच्छति ।

નીચ મનુષ્ય પણ ઉચ્ચ જાતિને પહોચી શકે છે. મનુનું આ કથન સાત પેઢી સુધી ઉચ્ચ વર્ણનાને કન્યાઓ આપવાથી સાધ્ય થતું હોવાથી તે એક વ્યક્તિને લાગુ થાય છે એમ નથી. કારણ કે એક મનુષ્યના મનમાં એમ થાય કે મારે આ જન્મમાં ઉચ્ચ થવું છે તો તે કદાપિ પણ શક્ય થઇ શકતું નથી. એ વાત તો સ્ત્રીઓની સાતમી પેઢીએ સિદ્ધ થવાની છે ! આ મુદ્દત દરમીયાન કેટલાએ સમયની ક્રાંતિયો થઇ જાય, છતાં એ સર્વ અનિશ્ચિત ! પરમાત્માની આજ્ઞા, આર્ષ ગ્રંથોનાં પ્રમાણો, પ્રાચીન ઇતિહાસ, સામાન્ય બુદ્ધિ એ સર્વ તો એમજ સૂચવે છે કે જે જીવાત્માની ઉચ્ચ બનવાની અભિલાષા થાય, તે તેને સાધ્ય થવી જોઇએ, કિંવા એ ઇચ્છાને અનુકૂળજ ધર્મમાર્ગ હોવા જોઇએ. આ દ્રષ્ટિથી જોતાં પૂર્વના ગુણકર્મ સ્વભાવથી ઉન્નત થવાનો માર્ગ, એજ રાજમાર્ગ છે અને તે માનવ માત્ર માટે ખુલ્લો છે.

# ભાગ ૮ મો.

## શૂદ્રોમાં અસ્પૃશ્યત્વ.

( ૧ ) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણ આર્ય છે; અને શૂદ્ર એ એક વર્ણ અનાર્ય છે. એને એકજાતિ પણ કહેવામાં આવે છે. આ એકજાતિ અનાર્યોમાં સુતાર, લવાર, હજામ, ધોબી, ચમાર ઇત્યાદિ કારીગરોનો સમાવેશ થાય છે. આમાંના સુતાર, લુહાર, હજામ, ધોબી વગેરે પેટાજાતિયોને અર્ધસ્પૃશ્ય માનવામાં આવે છે અને મહાર, ચમાર વગેરેને પૂર્ણ અસ્પૃશ્ય માનવામાં આવે છે. અર્થાત્ આ અનાર્યોની એક-જાતિમાં પણ કેટલીક પેટા જાતિને સ્પૃશ્ય માનવામાં આવે છે, ત્યારે કેટલી-કને અસ્પૃશ્ય માનવામાં આવે છે.

ઋગ્વેદના પુરૂષ સૂક્તમાં જ્યાં ચાર વર્ણોની કલ્પના પ્રથમ પ્રતિપા-દન કરવામાં આવી છે, ત્યાં શૂદ્ર એ તે પરમપુરૂષનો એક અવયવ છે, એવું કહેવામાં આવ્યું છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણ એ પુરૂષનાં મુખ, બાહુ, ઉરૂ અને પાય રૂપ ચાર અવયવ છે. *ઋગ્વેદની આ કલ્પનામાં જેમ આજકાલ શૂદ્રોમાં અસ્પૃશ્યત્વ કલ્પવામાં* આવે છે, તેવું કંઇ પણ કલ્પવામાં આવ્યું નથી. એકજ શરીરના એક ભાગનો સ્પર્શ બીજા ભાગને થયેલોજ હોય છે, આથી એ ભાગને કાપી નાંખ્યા સિવાય તેને અસ્પૃશ્ય ઠરાવી દૂર કરી શકાય નહિ. અને જો તેને કાપી દૂર કરવામાં આવે તો, તે શરીર વ્યંગયુક્ત થઇ નિર્બલ બને. આજ પ્રમાણે ચાતુર્વર્ણ્યમય શરીરમાંથી કોઇ પણ વર્ણના મનુષ્યોને અલગ-સદાના અસ્પૃશ્ય-ગણવાથી એ ચાતુર્વર્ણ્ય શરીરનું બલ ક્ષીણ થશે; આવો ઉપદેશ પુરૂષ સૂક્તની એ કલ્પનામાં સમાયલો છે. આ ચાતુર્વર્ણ્ય દેહી પુરૂષની કલ્પના ચારે વેદોમાં નજરે પડે છે અને તે દરેક સ્થળે એક સરખીજ છે. આ પ્રમાણે ચારે વેદનો ઇત્યર્થ ચારે વર્ણોએ એક થઇ રહેવું, એક-તાથી વર્તવું, એવો સ્પષ્ટપણે નીકળે છે. વેદમાં કેટલાકોને સમાજમાંથી દૂર કરવાનું જણાવેલું છે; પણ તે દુરાચારી અને ઉપદ્રવી મનુષ્યો માટેજ

છે. દસ્યુ, ચોર, ધાડપાડુ, એવાને દૂર કરવા સંબંધીનાં પ્રમાણુ આપણે પૂર્વે જોઇ ગયા છીએ. આ શિવાયનાં એક બે વિશેષ પ્રમાણોનો આપણે અહીં પ્રસંગોપાત વિચાર કરીશું:—

आरे ते गोघ्नमुत पूरुषघ्नम्० ॥

ऋग्वेद०

"ગાયની અને માણુસની હત્યા કરનારને દૂર કરો." આ ઋગ્વેદની આજ્ઞા છે. સમાજનું સ્વાસ્થ્ય લક્ષમાં લેતાં આ ઉપદેશ યોગ્ય છે. મનુષ્યોનાં ખૂન કરનાર રૂધિરપ્રિય માણુસો સમાજને દુઃખરૂપ છે, તેઓનો ત્યાગ કરવો કિંવા તેમને હદપાર કરવા એ કદાપિ પણુ અયોગ્ય ગણાશે નહિ. વળી એજ પ્રમાણે:

य आमं मांसमदन्ति पौरुषेयं च ये क्रविः ।
गर्भान् खादन्ति केशवाः तान् इतो नाशयामसि ॥

अथर्ववेद ८।६।२३.

"જે કાચું માંસ ખાય છે તેમજ જે મનુષ્યનું માંસ ખાય છે, વળી જે ગર્ભને ખાઇ જાય છે, તેવા કેશ ધારણુ કરનારા લોકનો આ સ્થળેથી (આ સમાજમાંથી) નાશ કરવો."

સર્વ કોઇ સ્વીકારશે કે આવા નરમાંસભક્ષકોનું અસ્તિત્વ સમાજમાં કદાપિ પણુ સહન થઇ શકે નહિ. આવા મનુષ્યભક્ષકો સમાજમાં નજ જોઇએ. વળીઃ—

मा शिश्नदेवा अपि गुर्ऋतं नः ।

॥ ऋ० ॥ ७।२१।५.

"શિશ્નને દેવ માનનાર (અર્થાત્ વ્યભિચારી) અમારા યજ્ઞમાં ન આવે." માતૃદેવ, પિતૃદેવ, આચાર્ય દેવ, અર્થાત્ માતા, પિતા, ગુરૂ એમને દેવ માની એમનું હિત કરનાર સજ્જન સમાજને હિતકારક થાય છે, પરંતુ 'શિશ્નદેવ' મનુષ્યો તો સમાજમાં અનીતિની વૃદ્ધિ કરનાર હોવાથી એમને સમાજમાંથી બહિષ્કૃત કરવાજ જોઇએ.આવા નિયમથી કોઇ પણુ સમાજની

નીતિ ઉત્તમ રહી શકે છે. આટલા એકજ કારણને લીધે પણ આ વેદોક્ત ઉપદેશ માન્ય છે. વળીઃ—

सप्तमर्यादाः कवयस्ततक्षुः तासामेकामिदभ्यंहुरोऽगात् ।

ऋ० १०।५।६ ॥

निरुक्तम्—सप्तैव मर्यादाः कवयश्चक्रुः ।
तासामेकामपि अभि गच्छन्नहंस्वान् भवति ॥
स्तेयमतल्पारोहणं ब्रह्महत्यां भ्रूणहत्यां सुरापानं
दुष्कृतस्य कर्मणः पुनः पुनः सेवां पातकेऽनृतोद्यम् ॥

"ચોરી, વ્યભિચાર, બ્રહ્મહત્યા, ભ્રુણહત્યા, સુરાપાન, વગેરે દુષ્ટ કૃત્યો વારંવાર કરવાં અને પાપકર્મ કરવા છતાં અસત્ય બોલવું, એ સાત મર્યાદા વિદ્વાનોએ રાખેલી છે. આમાંની એક પણ મર્યાદાથી બહાર જનાર પતિત થાય છે." શૂદ્ર એ પતિત છે. પતિત થવાનાં કારણો કયાં કયાં છે તે આ મંત્રથી જણાય છે. આ મર્યાદાનું ઉલ્લંઘન કરનાર પતિત થાય છે. આવા પતિતો સાથે સહવાસ કરનાર પણ પતિત થાય છે. જુઓઃ—

स्तेनो हिरण्यस्य सुरां पिबंश्च गुरोस्तल्पमावसन् ।
ब्रह्महा चैते पतन्ति चत्वारः पंचमश्चाचरंस्तैः ॥

छांदोग्य उपनिषद् ५।१०।९ ॥

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वंगनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥

—मनु० ११। ५४ ॥

"ચોરી, સુરાપાન, વ્યભિચાર, બ્રહ્મહત્યા અને તેવા પાપી પુરૂષોનો સંસર્ગ, એ પાંચ કારણોથી મનુષ્ય પતિત થાય છે." મનુષ્યો બહિષ્કૃત, પંક્તિભ્રષ્ટ, વ્યવહારભ્રષ્ટ અને અસ્પૃશ્ય થવાનાં ખરાં કારણ જે આપણે જોઇ ગયા તે આ છે. ૧. ચોરી, ૨. સુરાપાન, ૩. વિદ્વાનોનું ખૂન, ૪. ગર્ભપાત, બાલહત્યા વગેરે, ૫. પરસ્ત્રી ગમન, વ્યભિચાર, ૬. દુષ્ટ કૃત્યો

પુનઃ પુનઃ કરવાં, ૭. પાપ કરી અનૃત બોલવું, ૮. ગોવધ, ૯. નરમાંસ ભક્ષણ, ૧૦. ગર્ભનું ભક્ષણ, ૧૧ એવા દુષ્ટ લોકનો સંગ; આવાં કૃત્ય કરનાર મનુષ્ય પતિત અને બહિષ્કૃત થાય તે યોગ્ય છે. જે મનુષ્યોમાં આવા દુર્ગુણ નથી તેઓ સર્વ પ્રકારના વ્યવહારમાં રહી શકે છે. આ પ્રાચીન નીતિ નિયમનું પાલન વર્તમાનમાં થતું નથી, એ શોકની વાત છે. વર્તમાનમાં ઉપરોક્ત મહા પાપકર્મ કરનારા દરરોજના વ્યવહારમાં ભળી શકે છે, અને તેમને. પંક્તિપાવન પણ સમજવામાં આવે છે; પરંતુ બિચારા અંત્યજ માત્રજ કોઇ કાળના પાપને લીધે, વ્યવહારભ્રષ્ટ થયલા તે તેવાજ રહ્યા છે!! આ અંત્યજોએ જો ઉપરોક્ત પાપમાંથી કોઇ પણ પાપ કર્યું ન હોય તો, તેમને વ્યવહારમાં ગણવામાં તેમજ તેમનો સ્પર્શ કરવામાં શું હરકત છે ? ધર્મમાં જાતિવાર પક્ષપાત કરવો એવું વેદમાં કોઇ પણ સ્થળે કહેલું નથી. અમુક માણસને અસ્પૃશ્ય ગણવો એવી આજ્ઞા પણ ચારે વેદમાં કોઇ સ્થળે નથી. જે વૃષલ ગોવધાદિ પાતકને લીધે, દંડનીય થતા, તેઓની પણ હાલના બહિષ્કૃત અંત્યજોના જેવી દુઃસ્થિતિ નહોતી. જુઓઃ—

स्त्रियं दृष्ट्वाय कितवं ततापा॒न्येषां जायां सुकृतं च योनिम् ॥
पूर्वाह्णे अश्वान् युयुजेहि ब॒भ्रून् त्सो अग्नेरन्ते वृषलः पपाद ।११।

ऋग्वेद मं० १०।३४।

( ૨ ) " બીજાની ઉત્તમ સ્ત્રિયો ઉત્તમ ઉત્તમ યુવતી જોઇને અને તેજ પ્રમાણે અન્યની ઉન્નતિ અવલોકીને દુષ્ટ જુગારી મનુષ્ય સંતાપ પામે છે. ( એવા દુષ્ટકર્મ કરનાર જુગારી ) શૂદ્રે પ્રાતઃકાળે લાલ ઘોડા જોડ્યા હતા અને તે હવે સાયંકાળે વસ્ત્રો ન હોવાથી શીતાર્ત થઇ અગ્નિની પાસે પડી રહેલ છે. "

વૃષલની-શૂદ્રની-વૈદિક કાલમાં સામાજીક અને સાંપત્તિક સ્થિતિ કેવી હતી એ આ મંત્ર પરથી જણાયછે. સવારમાં ગાડી ઘોડા જોડીને ફરનાર વૃષલ એ સમયે હતા; અને તેઓ અગ્નિની ઉપાસના કરતા. માત્ર તેઓનાં નૈતિક આચરણ સંતોષકારક નહોતાં. આ મંત્ર પરથી એમ પણ જણાય છે કે

તેઓની સાંપત્તિક સ્થિતિ સંતોષજનક હતી. વળી શૂદ્ર નમસ્કારને પાત્ર હતા એવું પણ નીચેના મંત્રથી સિધ્ધ થાય છે. જુઓ:—

नमस्तक्षभ्यो रथकारेभ्यश्च वो नमो
नमः कुलालेभ्यः कर्मारेभ्यश्च वो नमो
नमो निषादेभ्यः पुंजिष्ठेभ्यश्च वो नमो
नमः श्वनिभ्यो मृगयुभ्यश्च वो नमः ॥

यजुर्वेद अ० १६।२७.

महीधरभाष्यम्—तक्षाणः शिल्पजातयस्तेभ्यो नमः। रथं कुर्वन्ति रथकाराः सूत्रधारविशेषा स्तेभ्यो नमः। कुलालाः कुंभकाराः स्तेभ्यो नमः। कर्मारा लोहकारास्तेभ्यो नमः। निषादा गिरिचरा मांसाशिनो भिल्लास्तेभ्यो वो नमः। शुनो नयंति ते श्वन्यः० तेभ्यो वो नमः। मृगान् मारयन्ते ते मृगयवः .......तेभ्यो वो नमः॥

"સુતાર, રથકાર, લુહાર, કુંભાર, નિષાદ, ભિલ્લ, પૌલ્કસ, વગેરે શૂદ્રોને નમસ્કાર છે." એવી રીતે સર્વ કારીગર, શૂદ્ર અને તેજ પ્રમાણે નિષાદાદિકોને નમન કરવું એવું વેદમાં કહેલું છે. આ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે વર્તમાનમાં હીન ગણાતી શૂદ્ર જાતિ પણ નમસ્કારને યોગ્ય છે. ચમાર, સુતાર, લુહાર, કુંભાર એ સર્વે નમસ્કાર કરવાને પાત્ર છે, એ કથન અને તેનું પ્રતિપાદન આપણા દેશમાં ચમત્કારિક લાગશે. પણ એજ કારીગરોની સમાજમાં કેટલી પ્રતિષ્ઠા છે, એનું પ્રત્યંતર યુરોપ અને અમેરિકામાં જણાઇ આવશે. એ ઉપકારક વર્ગો પ્રત્યે માનની દ્રષ્ટિથી જોવાથી ત્યાંના લુહારો કોટયાધિશ થયા છે; તેવીજ રીતે ત્યાંના ચમાર અને સુતારોની પણ સ્થિતિ છે. સુતાર, લુહાર અને ચમારનો ધંધો આપણા દેશમાં અન્ય અવનતિની સાથેજ અવનત દશાને પહોંચ્યો; પરંતુ સમાજ હિતની તેમજ આવશ્યકતાની દ્રષ્ટિથી જોતાં તેઓ કોઇ પણ રીતે ઓછી યોગ્યતાવાળા નથી. પ્રગતિના યુગમાં એ લોકો વડેજ સમાજની સંપત્તિ વૃધ્ધિ પામે છે. પ્રત્યેકને ઉપયોગના પદાર્થ બનાવી આપનાર એજ વર્ગ છે, અને તેજ કારણે. તેઓ દ્વિજો તરફથી પણ નમસ્કારને પાત્ર ગણા-

મલા છે. ઉપરોક્ત અવતરણ યજુર્વેદનું છે. વેદ એ દ્વિજોને ભણવાનો હોવાથી દ્વિજોને તો એનું મહત્વ વધારે હોય એ સ્વાભાવિક છે. ગમે તેમ પણ વેદમાં પણ નમસ્કારને પાત્ર ગણાયલી જાતિ હીન થતાં કિંબહુના તેને હીન સમજવામાં આવ્યાથી સદાને માટે બહિષ્કૃત થઇ પડી છે. સમયના પ્રવાહમાં વિચારોને ગતિ ન મળવાથી વૃદ્ધિ પામતી ક્ષુદ્ર વિષમતા અંતે કયા સ્થળે જઇ પહોંચે છે, અને તે છેવટે સમાજની પ્રગતિને કેવી બાધક થાય છે, એટલુંજ નહિ પણ તે આખા સમાજમાં કેટલું શૈથિલ્ય ઉત્પન્ન કરે છે, તે જોવાની જેની ઇચ્છા હોય તેણે આ સ્પર્શાસ્પર્શની રૂઢિ જે હાલમાં હિંદુ-સમાજમાં પ્રચલિત છે તે જોવી. હા, અમારાજ દેશની એ દશા જોવી.

( ૩ ) જો કોઇ શૂદ્રને કોઇની નોકરી-ચાકરી કરીને નિર્વાહ ચલાવવો ન હોય, અને સ્વતંત્ર રીતેજ રહેવું હોય તો તેણે સુતાર, કુંભાર, લુહાર, ધોબી, વણકર, હજામ અથવા ચમારનો ધંધો કરી ઉદરનિર્વાહ કરવો એવું પૂર્વે સ્મૃત્યાદિ ગ્રંથોના આધારે જણાવેલું છે. વળી જેમનાથી સ્વતંત્ર ઉદ્યોગ ન થઇ શકે તેમણે દ્વિજોની સેવા ચાકરી કરી નિર્વાહ ચલાવવો જોઇએ. પરિચર્યા કરવી એ શૂદ્રનું કામ છે, એવું જે અનેક સ્થળે કહેવામાં આવ્યું છે; તે આ ઉદ્દેશથીજ છે. પરિચર્યામાં સર્વ પ્રકારનાં ગૃહકાર્ય કરવાનાં હોય છે. વાસણ માંજવાં, પૂંજો કાઢવો, વસ્ત્રો ધોવાં, અન્ન રાંધવું, પાણી ભરવું વગેરે સર્વ કાર્યનો સમાવેશ પરિચર્યામાં થાય છે, અને તેજ પ્રમાણે અનુચારિત્વથી ઉત્પન્ન થનારાં સર્વ કાર્ય તેમાં સમાઇ જાય છે. આમાં અમુક જાતિના શૂદ્રેજ એ કાર્યો કરવાં એમ નથી. શૂદ્રને પ્રથમથીજ '**એક જાતી**' કહેવામાં આવે છે. તેઓ જુદા જુદા ધંધા કરે તથાપિ તે સર્વનું એકજાતિત્વ નાશ પામતું નથી. સર્વ પ્રકારના શૂદ્રો મળીનેજ ' એક જાતી ' થાય છે. આમાંના જે સચ્છૂદ્ર હોઇ દ્વિજ બને છે, તેમના સંબંધી આ વિધાન નથી. પણ જ્યાં સુધી તે દ્વિજ થયો નથી ત્યાં સુધી દ્વિજેતર સર્વ શૂદ્રોની એક જાતિજ છે એમ માનવું જોઇએ. આ સર્વ શૂદ્રોને દ્વિજોની પરિચર્યા કરવાનો પૂર્ણ અધિકાર છે. વૃષલ શબ્દનો મૂળ અર્થ " ગો-વૃષ-દ્વિંસક " એવો થાય છે, એ આપણે પૂર્વના વિભાગમાં જોઇ ગયા છીએ. એ શબ્દનો આગળ જતાં ધર્મહીન એવો અર્થ થયો; પણ " વૃષ + લ " એ શબ્દ મૂલનો અર્થ દર્શાવવાને હજી પણ સમર્થ છે. ઉપર જણાવેલા સુતાર, લુહાર, વણકર,

હજામ, ધોબી, કુંભાર, મ્હાર, ચમાર એમાંના ઘણાઓએ ગોહિંસાના કર્મનો ત્યાગ કરેલો છે. મ્હાર તેમજ એમના જેવી કેટલીક વર્ણો હજુ સુધી એ હિંસા કર્મ કરે છે; આથી વૃષલ શબ્દનો ખરો મૂલાર્થ ફક્ત મ્હાર જાતિનેજ લાગુ પડે છે. વૃષલત્વ કિંવા શૂદ્રત્વ મૂળ સ્થિતિમાં જો કંઇ પણ હોય તો તે માત્ર આજ જાતિમાં જણાય છે. એ સિવાયનો શૂદ્ર વર્ગ શુધ્ધ થયલો હોવાથી તે સચ્છૂદ્ર છે, અને એમનો અધિકાર દ્વિજ થવા જેટલો ઉચ્ચ માની શકાય. કેવળ મૂળના શૂદ્ર ગોમાંસાદિનો વ્યવહાર કરનાર, જેમને અંત્યજ કહેવામાં આવે છે તેજ હોઇ શકે. ત્રૈવર્ણિક અને દ્વિજોની યોગ્યતાના સચ્છૂદ્ર ગામમાં રહે, શૂદ્ર કિંવા અસચ્છૂદ્ર ગામની પાસે રહે અને નિષાદ કિંવા ભિલ્લ જંગલમાં રહે, એવી જે પ્રાચીન પધ્ધતિ હતી તે હજી પણ ઘણે ભાગે ચાલે છે.

" ગામ હોય ત્યાં ઢેડવાડો હોયજ " એ ગુજરાતી કહેવત પ્રસિધ્ધ છે. આ કહેવતમાં ગામ અને ઢેડવાડો એ બંનેમાં ભિન્નતા જણાઇ આવે છે. એવાજ પ્રકારની શબ્દ રચના " उत शूद्रे उत आर्ये " એ છે. આર્ય શબ્દથી ગ્રામવાસી ત્રૈવર્ણિકનું સૂચન થાય છે, અને શૂદ્ર શબ્દથી ગ્રામસન્નિધ રહેનાર અંત્યજનું સૂચન થાય છે. ' બહિષ્કૃત ' શબ્દ પણ કંઇક કારણે ગામમાંથી દૂર કરેલા એવો અર્થ દર્શાવે છે. ' પતિત ' એ શબ્દ " પૂર્વોક્ત સાત મર્યાદાનું ઉલ્લંઘન કરનાર " એ અર્થ સૂચવે છે. ' વૃષલ ' શબ્દથી ગોહિંસકત્વનો બોધ થાય છે. આ પ્રકારના એ શૂદ્રો ગામની પાસે રહેતા. ગ્રામનિવાસી, ગ્રામ બહિર્નિવાસી અને વનનિવાસી એ પ્રમાણે મનુષ્યોના ત્રણ ભેદ પડે છે. આર્યકાલ પ્રતિ દ્રષ્ટિ નાખતાં એને આર્ય, શૂદ્ર અને નિષાદ એ નામ અનુક્રમે આપવામાં આવેલાં છે. આર્યોમાં ગ્રામનિવાસી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એમનો તેમજ દ્વિજ થવાને અધિકારી બનેલા સચ્છૂદ્રોનો સમાવેશ થાય છે; શૂદ્રોમાં મૂળના અનાર્ય અને પંચ મહાપાતકોને લીધે બહિષ્કૃત થયલાઓનો સમાવેશ થાય છે. આટલા વિવેચન પરથી એ વાત લક્ષમાં આવશે કે, મૂળનું ખરું શૂદ્રત્વ માત્ર હાલના મ્હાર ( ઢેડ ) માંજ છે. અન્ય જે ચાર પાંચ પ્રકારના શૂદ્ર ( શાળવી, કુંભાર, સુતાર, વગેરે ) તે સચ્છૂદ્ર હોઇ દ્વિજત્વ તરફ ઝુકવાથી ઉન્નત થયા છે પણ જેઓ એ પ્રકારે ઉન્નત થઇ શક્યા

નહિ, તેઓ જેમના તેમ ગ્રામબહિષ્કૃત રહ્યા. આ સર્વ પરથી એજ નિર્ણય પ્રાપ્ત થાય છે કે, કેવળ શૂદ્ર એટલે જેમને હાલમાં આપણે મ્હાર ગણીએ છીએ તેજ છે. પતિત, શ્વપચ, બહિષ્કૃત, અનાર્ય, શૂદ્ર એ સર્વ શબ્દો એમનેજ પૂર્ણપણે લાગી શકે છે. પ્રથમ આપેલાં પતિતનાં લક્ષણો–બધાં તો નહિ પણ થોડાં–અદ્યાપિ પર્યંત એમનામાં છે. પ્રાચીન કાલમાં, એમનામાંથી ઉત્તમ સદાચારી માણસોને ગામની અંદર લાવવામાં આવતા અને ગામની અંદરના દુરાચારીઓને બહિષ્કૃત કરી ગામની બહાર હાંકી કાઢવામાં આવતા; પરંતુ આગળ જતાં એ રિવાજ બંધ પડવાથી ગામમાં પતિતોનો ઘણો જમાવ થવા લાગ્યો અને તે અનાર્ય કાયમના બહિષ્કૃત થઇ પડવાથી એમને પોતાની ઉન્નતિની દરકાર ન રહી; કિંબહુના એમની ઉન્નતિનો માર્ગ તુટી ગયો. આ પ્રકારે વર્તમાનમાં ખરા શૂદ્ર માત્ર મ્હાર અને એમનાજ જેવા અન્ય હીન વર્ગના છે. એઓનું કામ પરિચર્યા કરવી એ છે. તેઓ દ્વિજો પાસે રહે અને તેમની પરિચર્યા કરતાં તેમનાં આચરણને જોઇ પોતાની સુધારણા કરે એ યોગ્યજ છે. આ પ્રકારે પરિચર્યા કરવી એ સદાચરણ પ્રાપ્ત કરવાનું એક સાધન છે. આર્ય અને અનાર્ય એમનો આ પ્રકારે સહવાસ થવાથી એકની સંસ્કૃતિ બીજામાં ઉતરે છે. દ્વિજ થવાની જે કાળમાં છૂટ હતી તે કાળમાં શૂદ્રોને આ પ્રમાણે પોતાની નિકટ રાખવા એ એક જાતનો એમનાપરનો ઉપકારજ હતો. જેતા, જીતાયલાને આ પ્રમાણે પોતાની પાસે રાખીને ઉન્નત કરે તો જગતની સુધારણા થતાં જરા પણ વાર લાગે નહિ; પણ રાજ્યમદને લીધે એ ઉદાર આચાર પછાડી પડી જતાં એણેજ અનાર્યોના સદાને માટે બહિષ્કાર કર્યો. ગમે તેમ પણ આર્યકાલના આર્યોની એ ઉદારતા સદા એક આદર્શ તરીકેજ જળવાઇ રહેશે, અને તેજ એક કાલે સર્વને સુખી અને ઉન્નત બનાવશે. આ ઉદારતાના અભાવે વર્તમાનમાં હીન અને દીન થઇ પડેલા મ્હારાદિજ ખરા શૂદ્ર છે. અન્ય સર્વ જાતિ કર્મે કરીને સચ્છૂદ્ર કિંવા દ્વિજ થઇ છે. હવે આ શૂદ્રોનું શું શું કર્તવ્ય છે તે જોઇએ.

परिचर्यात्मकं कर्म शूद्रस्याऽपि स्वभावजम्

गीता, अ० १८।४४.

" ત્રૈવર્ણિકોની સેવા કરવી એ શૂદ્રોનું સ્વભાવજન્ય કર્તવ્ય છે. જેમનો હમેશ માટે બહિષ્કાર કરવામાં આવ્યો હોય, તેઓ આ વચનાનુસાર કેવી રીતે પરિચર્યા કરી શકે? જો એમના પરથી અસ્પૃશ્યત્વનો દોષ કહાડી નાખવામાં આવે તોજ તેઓ ગ્રામનિવાસી મનુષ્યોની પરિચર્યા કરી શકે. હિંદુઓએ શૂદ્રોને અતિશૂદ્ર ઠરાવી ઉચ્ચ વર્ણનાને શૂદ્ર તરીકે ઠોકી બેસાડ્યા, તેથીજ આ ખરા શૂદ્રોના હક પણ સાથે સાથે ભૂલાઇ ગયા. અને ખ્રિસ્તીધર્મે એમને પોતાનામાં દાખલ કર્યા અને યુરોપિયનોએ એમને પોતાના બબર્ચી બનાવ્યા. આ પ્રમાણે તેઓ પોતાનું પરિચર્યાત્મક કર્તવ્ય અંગ્રેજોના આશ્રિત થઇ કરવા લાગ્યા. આજ કર્તવ્ય જો હિંદુઓની ઉચ્ચ જાતિએ કરવા દીધું હોત તો, તેમને પરધર્મનો આશ્રય લેવો પડત નહિ. ઉચ્ચ હિંદુઓને તો એમનો સ્પર્શ પણ જોઇએ નહિ, તેમજ સચ્છૂદ્રના હાથનું ભોજન પણ ખપે નહિ! મનુસ્મૃતિમાં પણ શૂદ્ર પાસેથી અન્ન લેવાનું વિધાન છે, પરંતુ રૂઢિબધ્ધ મનુષ્યો એમના હાથનું પાણી પણ ગ્રહણ કરવા તૈયાર નથી! અન્ય વિષયોમાં સ્પૃશ્ય થયેલા સચ્છૂદ્રોનીજ જ્યારે આવી દશા છે તો પછી અન્ય નિકૃષ્ટ જાતિની દશાનું શું કહેવું? મનુમહારાજ કહે છે કેઃ—

आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ॥
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥ २९३ ॥
मनु० अ० ४

कुल्लूकभट्टटीका—आर्धिकः कार्षिकः । यो यस्य कृषिं करोति स तस्य भोज्यान्नः । एवं कुलस्य मित्रम् । यो यस्य गोपालः । यस्य नापितः । कर्म करोति । यो यस्मिन्नात्मानं निवेदयति दुर्गतिरहं त्वदीयसेवां कुर्वन् इति च त्वत्समीपे वसामीति यः शूद्रः स तस्य भोज्यान्नः ॥

( ૩ ) " શૂદ્રોમાં ખેડુત, ગોવાળ ( રબારી વગેરે ), હજામ અને નોકર ભોજ્યાન્ન છે તેમજ જે કુલનો મિત્ર હોય અને જે સ્વતઃ આવીને કહે કે હું તમારી સેવા કરીને રહીશ, તેમને ભોજ્યાન્ન સમજવા."

भोज्यं अन्नं यस्य स भोज्यान्नः એટલે કે જેનું અન્ન ભક્ષ ગણવામાં આવે છે તેને ભોજ્યાન્ન કહે છે. કોનું અન્ન ખાવું અને કોનું ન

ખાવું એનો વિવેક આ શ્લોકમાં કહેલો છે. ખેડુત, ગોવાળ અને હજામ એ ભોજ્યાન્ન શૂદ્ર છે એવું એમાં જણાવેલું હોવાથી, એમના હાથનું અન્ન ખાવાનો પ્રતિબંધ નથી. આ ત્રણ જાતના લોક સિવાય ઉપરોક્ત વચનમાં **કુલમિત્ર, દાસ અને આત્મનિવેદક** એવા ત્રણ પ્રકારના મનુષ્યો ભોજ્યાન્ન છે એમ જણાવેલું છે. આ ત્રણ પ્રકારના મનુષ્ય, ઉપર જણાવેલી ત્રણ જાતિના કરતાં ઉતરતી શ્રેણીના છે એ સ્પષ્ટ છે. જો તેઓ એકજ જાતિમાંના હોય તો તેમનો જુદો નિર્દેશ કરવાની આવશ્યકતા નથી. હજામાદિ જ્યારે આ પ્રમાણે ભોજ્યાન્ન છે તો પછી ક્ષત્રિય, વૈશ્ય અને સચ્છૂદ્ર ભોજ્યાન્ન હોય એમાં નવાઇ નથી. જેમનો અંતર્ભાવ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને ભોજ્યાન્ન શૂદ્રમાં થતો નથી, તેમનોજ સમાવેશ **કુલમિત્ર, દાસ અને આત્મનિવેદક** એ ત્રણ શબ્દોમાં કરવામાં આવ્યો છે. દસ્યુ, દાસ અને શૂદ્ર એવી ત્રણ શ્રેણી પ્રથમ આપણે જોઇ ગયા છીએ તેમાંના દાસ તે આજ છે. આ ત્રણ ભેદ અનાર્યોના છે. ચોર, લુટારૂ જેવા અનાર્ય તે દસ્યુ અને શાંતિ પૂર્વક સેવા કરનાર અનાર્ય તે દાસ છે. પૂર્વે જણાવેલા ધંધાઓ શૂદ્ર માટે ખુલ્લા છે. આ પ્રમાણે દાસ શબ્દમાં અનાર્ય સેવકોનો સમાવેશ થાય છે. વળી દાસ શબ્દનો માંસ લેઇ જનાર કોળી એવો પણ એક અર્થ થાય છે. ઉપરોક્ત શ્લોકમાં આ પ્રકારના દાસ સિવાયના કુલમિત્ર અને આત્મનિવેદક એવા બે શબ્દ મૂકેલા છે. એમાં કોઇ પણ જાતિવિશેષનો ઉલ્લેખ નથી, એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. પોતાના કુલનો જે મિત્ર હોય, અને પોતાના વડીલોથી જેમનો લાભ સંધાયલો છે, તેમને ભોજ્યાન્ન સમજવા જોઇએ. એજ પ્રકારે ' આત્મનિવેદક ' શબ્દ પણ ઘણો વ્યાપક છે. કુલ્લૂક ભટ્ટની ટીકા પ્રમાણે એમ જણાય છે કે જે હીન જાતિનો શૂદ્ર પોતાની મેળે ત્રૈવર્ણિકને ઘેર આવી " હે આર્ય ! મારી દશા અન્ન વિનાની થઇ પડી છે, અને તમારી સેવા કરીને રહેવાની મારી ઇચ્છા છે, " એવી પ્રાર્થના કરે તે અનાર્ય શૂદ્રને આર્યોનો ભોજ્યાન્ન ગણવો. અર્થાત્ આર્યોને તે શૂદ્રના હાથનું ખાવામાં બાધ નથી. ગમે તે રીતે આ શ્લોકનો મર્મ વિચારતાં એજ ફલિત થાય છે કે, ખેડુત, ગોવાળ, હજામ એ સર્વનો નિર્દેશ કરીને, કુલમિત્ર, દાસ અને આત્મનિવેદક એમનો જાતિરહિત નિર્દેશ કરેલો છે, અને તે હેતુપૂર્વક છે. કુલમિત્ર શબ્દથી કદાચ ઉચ્ચ જાતિનો બોધ થાય, પણ દાસ અને આત્મનિવેદક એ

પદથી તો હીન જાતિનોજ બોધ થાય છે. એ સર્વના હાથનું ખાવામાં તેમજ પાણી પીવામાં હરકત નથી, એમ કહેવામાં કંઇ પણ વાંધો નથી. તેજ પ્રમાણેઃ—

कन्दुपक्वानि तैलेन पायसं दधिसक्तवः ।
द्विजैरेतानि भोज्यानि शूद्रगेहकृतान्यपि ॥

कूर्मपुराण.

" તેલમાં તળાયલું અન્ન, પાયસ ( દૂધ–દૂધપાક–દૂધ કિંવા પાણીની બનાવટ ), દહીં અને જવનું અન્ન શૂદ્રને ત્યાં કરેલું હોય તોપણ તે દ્વિજને ખાવામાં હરકત નથી. "

આ વચન કૂર્મપુરાણનું છે. ઉપરોક્ત પદાર્થ શૂદ્રને ત્યાં તૈયાર કરવામાં આવ્યા હોય તોપણ ચાલી શકે, એવું આ પુરાણનું વિધાન છે. આ ઉપરથી એ પણ જણાશે કે, શૂદ્રે પોતાને ત્યાં તૈયાર કરેલા પદાર્થ અને શૂદ્રે દ્વિજને ત્યાં જઇ તૈયાર કરેલા પદાર્થમાં આટલો ભેદ છે. આ શ્લોકમાં શૂદ્રે પોતાને ત્યાં તૈયાર કરેલા પદાર્થમાંથી કઇ જાતના પદાર્થ ખાઇ શકાય એનું વર્ણન કરેલું છે. બાકી શૂદ્રે દ્વિજને ત્યાં જઈ રાંધેલા અન્નનો તો નિષેધ નથીજ. આ વાત આપણે મનુના વચનથી સિદ્ધ કરી આવ્યા છીએ. તદ્ઉપરાંત શૂદ્રને ત્યાં જઈ શું લઈ શકાય તે ઉપરના વચનમાં જણાવેલું છે. તેજ પ્રમાણેઃ-

आर्त्विजः कुलमित्रं च गोपालो दासनापितौ ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥

कृषीवलः कुंभकारः क्षेत्रकर्षक एव च ।
एते शूद्रेषु भोज्यान्ना दत्वा स्वल्पपणं बुधैः ॥

पायसं स्निग्धपक्वं च यावकं चैव सक्तवः ।
पिन्याकं चैव तैलं च शूद्राद् ग्राह्यं द्विजातिभिः ॥

कूर्मपुराण, ७।१६.

" શૂદ્રોમાં એકુત, કુલમિત્ર, ગોપાલ, દાસ, હજામ, કુંભાર, અને ખેતરોમાં કામ કરનાર એ સર્વ ભોજ્યાન્ન છે. ડાહ્યા મનુષ્યોએ એમને સ્વલ્પ વેતન આપવું. પાયસ, તેલ અથવા ઘૃતપક્વ, રાંધેલા જવ, જવના પદાર્થ, પિન્યાક, તેલ એ પદાર્થો દ્વિજોએ શૂદ્ર પાસેથી પણ લેવામાં કંઇ હરકત નથી. "

આ શ્લોકમાં શૂદ્રને ઘરમાં નોકરી અર્થે કિંવા રાંધવા માટે રાખતાં કંઇક પગાર આપવાનું પણ જણાવેલું છે. તે શૂદ્ર છે, ગરીબ છે, એમ ગણીને તેની પાસેથી મફત કામ કરાવવું જોઇએ નહિ. એને વેતન આપીનેજ કામ લેવું જોઇએ. આ પ્રમાણે રાખેલા શૂદ્ર નોકર પાસે રસોઇ કરાવવા સુધીનું કાર્ય કરાવી શકાય, એવો આ વચનનો ભાવાર્થ છે. વળી આ શ્લોકમાં શૂદ્ર નોકર પાસે પોતાના ઘરનું અન્ન તૈયાર કરાવવા ઉપરાંત જો શૂદ્રને ત્યાંનું તૈયાર અન્ન લાવવાનું હોય તો તે કયા પ્રકારનું લાવી શકાય, તેનો પણ ઉલ્લેખ કરેલો છે. આટલા પરથી જણાશે કે એ કાલમાં સ્પર્શાસ્પર્શની કલ્પના વ્યાપક હતી કે નહિ. વળીઃ—

दास-नापित-गोपाल-कुलमित्रार्धसीरिणः ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥

यमस्मृति पराशरस्मृति, અ० ११

આ શ્લોક પરથી જણાશે કે ઉપરોક્ત કથનને યમ અને પરાશરની પણ અનુમતિ છે. બહુધા સર્વ એ સ્મૃતિકારોએ આ વાતનો સ્વીકાર કર્યો છે. એ પ્રમાણેઃ—

घृतं तैलं तथा क्षीरं गुडं तैलेन पाचितम् ।
गत्वा नदीतटे विप्रो भुञ्जीयाच्छूद्र भोजनम् ॥

पराशर स्मृति અ० ११

" ઘી, તેલ, દૂધ, ગોળ, તૈલપક્વ પદાર્થ જે શૂદ્રથી તૈયાર કરેલા હોય તેનું નદી તટે જઇ બ્રાહ્મણે ભક્ષણ કરવું."

આ શ્લોકમાં શૂદ્રભોજન એવો શબ્દ છે. એનો અર્થ શૂદ્રે પોતાને ઘેર તૈયાર કરેલા પદાર્થ એવો થાય છે. તૈલપક્વ કિંવા ઘૃતપક્વ પદાર્થ શૂદ્રે તૈયાર કરેલા લાવવા, એવો અર્થ થાય છે. તેજ પ્રમાણેઃ—

लवणं मधु तैलं च दधि तक्रं घृतं पयः ।
न दुष्येच्छूद्रजातीनां कुर्यात् सर्वस्य विक्रियाम् ॥
बृहत्पाराशरस्मृति, अ० २

" લવણ, મધ, તેલ, દહીં, તક્ર ( માખણવાળી છાશ ) ઘી, દૂધ એ પદાર્થ શૂદ્રને ત્યાં તૈયાર થાય તોપણ તે દોષયુક્ત થતા નથી. એમણે એ સર્વનો વિક્રય કરવો." આ રિવાજ હજુ પણ પ્રચારમાં છે. પૌષ્ટિક પદાર્થને લેવાનો પ્રતિબંધ શાસ્ત્રોએ કરેલો નથી!! શૂદ્રના ઘરનું દૂધ હજી પણ સર્વને ખપે છે!! પણ માત્ર પાણી ખપતું નથી! દૂધમાં સેંકડે નવાણું ટકા પાણી હોય છે તો તેનો તો કોઇ પણ વિચાર કરતા નથી. ઉત્તર હિંદમાં ' પક્કી રસોઇ ', અને ' કચ્ચી રસોઇ ' એવા અન્નના બે વિભાગ પાડવામાં આવે છે. એમને એમ બાફીને રંધાયલા સર્વ પદાર્થનો સમાવેશ કચ્ચીરસોઇમાં થાય છે, ત્યારે તેલ કે ઘીમાં તળાયલા સર્વ પદાર્થનો સમાવેશ પક્કીરસોઇમાં થાય છે, પોતાને હાથેજ રાંધીને ખાનારા અને અન્યના હાથનું ન ખાવામાં ચુસ્ત એવા મનુષ્યો પણ પક્કી રસોઇ જેવી કે પુરી કચોરી વગેરે બજારમાં વેચાતી વસ્તુઓ લાવીને ખાય છે. આજ પદ્ધતિનો ઉલ્લેખ ઉપરોક્ત સ્મૃતિના વચનમાં કરેલો છે. વળી આ સ્મૃતિમાં આપત્કાલે જ્યાંથી મળી આવે ત્યાંથી ભોજન કરવામાં હરકત નથી, એવું જણાવેલું છે. જુઓઃ—

दास-नापित-गोपाल-कुलमित्रार्धसीरिणः ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥
पर्युषितं चिरस्थं च भोज्यं स्नेहसमन्वितम् ।
यवगोधूमावस्नेहो तथा गोरसविक्रयः ॥
आपद्गतो द्विजोऽश्नीयात् गृह्णीयाद्वा यतस्ततः ।
न स लिप्येत पापेन पद्मपत्रमिवांभसा ॥
ज्ञापितं शूद्रगेहेऽन्नं कटु पक्वं च यत्स्रवेत् ।
नीत्वा नद्यादिके तद्वै प्रोक्ष्य भुञ्जन्नकिल्बिषी ॥
बृहत्पाराशरस्मृति, अ० ६.

(૪) " દાસ, ગોપાલ, હજામ, કુલમિત્ર, ખેડુત અને આત્મનિવેદક એ સર્વ શૂદ્રોમાં ભક્ષ્યાન્નશૂદ્ર છે. ઠંડુ કિંવા રંધાયે ઘણો વખત થયેલો હોય તે અન્ન ઘૃતમિશ્રિત હોતાં ખાવામાં હરકત નથી. યવ, ઘઉં એના ઘૃતમિશ્રિત પદાર્થ અને ગોરસના પદાર્થ દ્વિજે આપત્કાલમાં (શૂદ્રના ઘરના હોય તોપણ) ખાવા, કિંવા ગમે ત્યાંથી લેવા. આમ કરવાથી, જેમ કમલપત્ર પાણીથી ભીંજાતું નથી, તેમ તેને પાપ લાગતું નથી. શૂદ્રને ત્યાં ઠંડુ કિંવા રાંધેલું જે કંઇ અન્ન હોય, તે લેઇ તેનું નદી વગેરે જલાશયની પાસે જઇ પ્રોક્ષણ કરી ખાવું, આથી તેને પાતક લાગતું નથી."

આ આજ્ઞા અત્યંત વ્યાપક છે. એ આજ્ઞા આપત્કાલ માટે છે એ વાત ખરી પણ એ પ્રમાણે આપત્કાલે ભક્ષણ કરવા છતાં, કંઇ પાતક લાગતું નથી, એમ કહેવામાં આવ્યું છે. આ વાત શૂદ્રને ત્યાં શૂદ્રનાથી રંધાયલા અન્ન સંબંધી થઈ, પણ દ્વિજને ત્યાં શૂદ્રે તૈયાર કરેલા અન્નનો આ નિષેધ નથી, એ ધ્યાનમાં રાખવું જોઇએ. શૂદ્રની રહેણી અને આચાર કનિષ્ટ હોય છે, તેમજ તેમનામાં મદ્યમાંસનો પણ પ્રકાર હોય છે, એટલે એમના ઘરના પદાર્થોમાંથી કયા ગ્રાહ્ય છે અને કયા ત્યાજ્ય છે, એનો જે વિચાર કરવામાં આવ્યો છે તે ઘટીતજ છે; પરંતુ એમને પોતાને ઘેર બોલાવી એમના હાથથી રંધાયલું અન્ન ખાવામાં કંઇ પણ હરકત નથી, કેમકે તેનો કોઈ પણ સ્થળે નિષેધ કરવામાં આવ્યો નથી. શૂદ્રોને ત્યાં જઇ એમણે તૈયાર કરેલું અન્ન ખાવું નહિ, એવું કહેવાનો અર્થ શૂદ્રોએ દ્વિજને ત્યાં જઇ તૈયાર કરેલું અન્ન ખાવું નહિ એમ થતો નથી. આટલે સૂધી આપણે જે વિચાર કર્યો, તે શૂદ્રને ત્યાં તૈયાર થયલા પદાર્થમાંથી કયા પદાર્થ ખાઇ શકાય તે સંબંધીનો છે. પરાશરના અભિપ્રાય પ્રમાણે આપત્કાળે જે મળે તે પદાર્થ (મદ્ય માંસાદિ નહિ) પણ ખાવામાં પ્રતિબંધ નથી. એટલે કે આપત્કાલ ન હોય ત્યારે એવા પદાર્થ ન ખાવા, પણ આપત્કાલે ખાવા. વળી આપત્કાલમાં ફલાણું પવિત્ર અને ફલાણું અપવિત્ર, ફલાણું સરૂં કે ફલાણું નરતું એવા ભેદ નથી. નીચેનું યાજ્ઞવલ્ક્યનું વચન આ વાતને સંમતિ આપે છે.

दाने विवाहे यज्ञे च संग्रामे देशविप्लवे ।
आपद्यपि च कष्टायां सद्यःशौचं विधीयते ॥ २९ ॥

याज्ञवल्क्य स्मृ० अ० ३.

" દાન, વિવાહ, યજ્ઞ, સંગ્રામ, દેશ પરનું સંકટ, કષ્ટપ્રદ આપત્તિ એવા સમયમાં સદ્યઃ શુધ્ધિ થાય છે એમ માનવું."

સદ્યઃ શુદ્ધિ એટલે તત્કાલશુદ્ધિ. વિવાહ કિંવા યજ્ઞમાં જો અસ્પૃશ્ય મનુષ્યનો સ્પર્શ થાય, તો બીજા પ્રસંગો પ્રમાણે સ્નાનાદિ કરવા બેસવાની જરૂર નથી. કારણ કે એવા પ્રસંગે એ સ્પર્શનો દોષ તેજ ક્ષણે નાશ પામે છે. વિવાહ, યજ્ઞ, યાત્રા વગેરે પ્રસંગે દરરોજના જેટલો સ્પર્શાસ્પર્શ માનવાનો રિવાજ હાલમાં પણ નથી. સંગ્રામ, દેશાવરનો સંકટ, રાષ્ટ્રીય અરિષ્ટ અને કષ્ટદશા, એ સર્વ પ્રસંગોએ સ્પર્શાસ્પર્શનો દોષ માનવા બેસવું નહિ એવું આ સ્મૃતિવાક્યમાં કહેવામાં આવ્યું છે. આ વચન પરથી આ સ્પર્શાસ્પર્શનો દોષ કેટલો કાલ્પનિક છે, એ સહજ લક્ષમાં આવશે. અગ્નિની દાહકશકિત પ્રમાણે અંત્યજોમાં અસ્પૃશ્યત્વનો દોષ સ્વાભાવિક રીતે નથી, એવું આથી ફલિત થાય છે. કારણ જે દોષ સ્વાભાવિક હોય તે કદાપિ પણ નાશ પામી શકે નહિ. અગ્નિમાં દાહક ગુણ જેવોને તેવોજ રહે છે, અગ્નિની દાહકશકિત, વિવાહ કિંવા યજ્ઞ, સંગ્રામ કિંવા દેશવિપ્લવ વખતે કંઇ ઓછી થતી નથી, તે તો સર્વ કાળે સરખીજ રહે છે. આજ પ્રમાણે જો અંત્યજોમાં અસ્પૃશ્યત્વનો દોષ સ્વાભાવિક હોય તો તે પૂર્વોક્ત પ્રસંગોએ પણ ઓછો કિંવા નષ્ટ થઇ શકે નહિ. જે કારણે તે અમુક અમુક વિશેષ પ્રસંગે નાશ પામે છે અને બાકીના પ્રસંગે કાયમ રહે છે એમ માનવામાં આવે છે, તેજ કારણે તે કેવળ કલ્પનાસૃષ્ટિમાં ઉત્પન્ન થયેલો છે. એ દોષ કાલ્પનિક હોઇ ખરો નથી એમજ માનવું પડે છે. હવે પૂર્વની વિવાહ પદ્ધતિથી પૂર્વે સ્પર્શાસ્પર્શના દોષ કેવા અને કેમ થતા તેનો વિચાર કરીએઃ—

चतस्रो विहिता भार्या ब्राह्मणस्य पितामह ।
ब्राह्मणी, क्षत्रिया, वैश्या, शूद्रा च रतिमिच्छतः ॥ ४ ॥

स्नानं प्रसाधनं भर्तुः दन्तधावनमंजनम् ।
हव्यं कव्यं च यच्चान्यत् धर्मयुक्तं गृहे भवेत् ॥ ३२ ॥

न तस्यां जातु तिष्ठन्त्यां अन्या तत्कर्तुमर्हति ।
ब्राह्मणी त्वेव कुर्याद्वा ब्राह्मणस्य युधिष्ठिर ॥ ३३ ॥

अन्नं पानं च माल्यं च वासांस्यामरणानि च ।
ब्राह्मण्येतानि देयानि भर्तुः सा हि गरीयसी ॥ ३४ ॥

महाभारत अनुशासन० अ० ४७.

( ૫ ) બ્રાહ્મણને ચાર સ્ત્રીઓ કરવાનો અધિકાર છે. બ્રાહ્મણી, ક્ષત્રિયા, વૈશ્યા અને રતિની ઇચ્છા કરનારી શૂદ્રી; એવી ચાર સ્ત્રીઓ એણે કરવી. પતિ માટે સ્નાન, વસ્ત્રાભૂષણ, દંતધાવન, અંજન અને હવ્યકવ્ય જે કંઇ ઘરમાં હોય તે એ બ્રાહ્મણી ગૃહમાં હોય ત્યાં સુધી બીજીએ ન કરવું. એ સર્વ બ્રાહ્મણ પતિની બ્રાહ્મણ સ્ત્રીએ કરવું. અન્ન, પાન, પુલ, વસ્ત્ર, આભૂષણ એ સર્વ બ્રાહ્મણ સ્ત્રીએજ આપવું, કારણ કે તે વડીલ છે.

મહાભારતના આ વચનમાં બ્રાહ્મણને ચારે વર્ણની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો અધિકાર હોવાનું વર્ણન છે. ચારે વર્ણની સ્ત્રીઓ એ પ્રકારે એકજ બ્રાહ્મણના ઘરમાં રહેતી હોવાનું જણાય છે. એકજ ગૃહમાં રહેતી એકજ પતિની સ્ત્રીઓમાં સ્પર્શાસ્પર્શનો હાલના જેટલો વિસ્તૃત ભેદ હોઇ શકે નહિ, એ સ્પષ્ટ છે. બ્રાહ્મણીનો દરજ્જો ઉંચો અને શૂદ્રીનો સર્વથી નીચો દરજ્જો ઠરાવવામાં આવ્યો છે એ ખરૂં, પણ તે સ્વાભાવીક છે. બ્રાહ્મણી ઘરમાં હાજર હોય ત્યાં સુધી હવ્યકવ્ય, સ્નાન, ભક્ષ્ય, ભોજ્ય વગેરેની વ્યવસ્થા અન્ય વર્ણની સ્ત્રીઓએ કરવી નહિ, એવું પણ ઉપરોક્ત વચનમાં જણાવેલું છે. બ્રાહ્મણી હાજર ન હોય, તે માંદી હોય, ભ્રષ્ટ થયલી હોય, પરગામ ગઈ હોય, કિંવા મરણ પામી હોય તો, તેવે સમયે અન્ય સ્ત્રીઓને એ કાર્ય કરવામાં હરકત નથી, કિંબહુના એમણેજ એ કાર્ય કરી લેવું, એવો ઉપરોક્ત શ્લોકોનો નિષ્કર્ષ નીકળે છે. " **न तस्यां जातु तिष्टन्त्यां अन्या तत्कर्तुमर्हति** " બ્રાહ્મણી હોવા છતાં બીજીએ તે કાર્ય કરવાં નહિ. પતિ માટે ભક્ષ્ય, ભોજ્ય તૈયાર કરી આપવાનું પ્રથમ માન બ્રાહ્મણીનેજ આપવામાં આવ્યું છે. પણ જો તે ન હોય તો તે માન જે ઘરમાં હોય તેનેજ મળવું જોઇએ એ સ્પષ્ટ છે.

ધારો કે એક બ્રાહ્મણે એક બ્રાહ્મણ-તનયા અને બીજી શૂદ્ર-તનયા સાથે લગ્ન કર્યાં. હવે એ બ્રાહ્મણના ઘરમાં જ્યાં સુધી બ્રાહ્મણી સ્ત્રી હોય ત્યાં સુધી ન્હાવાનું પાણી, ભક્ષ્ય, ભોજ્ય વગેરે તૈયાર કરી આપવાનું માન એ બ્રાહ્મણીનેજ હોય, પણ તે કોઇ પણ કારણે હાજર ન

હોય તો તે માન, શૂદ્રીનેજ મળે; અને એવીજ આપત્તિમાં અથવા બ્રાહ્મણીની સંમતિથી પણ અન્ય સ્ત્રીઓને તે તે કાર્યો કરવામાં હરકત નથી. આ પવિત્રાપવિત્ર કે આભડછીટનો પ્રશ્ન નથી, પણ કેવળ માન અને પ્રતિષ્ઠાનો પ્રશ્ન છે. જો વર્તમાનના જેટલોજ સ્પર્શાસ્પર્શનો પ્રશ્ન એ કાળમાં સખ્ત હોત તો, "બ્રાહ્મણી હાજર હોય ત્યાં સુધી ન્હાવાનું પાણી, ભક્ષ્ય-ભોજ્યાદિ આપવાનું કામ અન્ય સ્ત્રીઓએ કરવું નહિ," એવું કહેવામાં આવત નહિ. પરંતુ આમ કહેવાનો એટલોજ અર્થ થાય છે કે અન્ય જાતિની સ્ત્રીઓએ પણ પ્રસંગ વિશેષે કરીને એ કાર્યો કરવાં. એટલે કે બ્રાહ્મણી હાજર ન હોય તો અન્ય સ્ત્રીએ તે કાર્ય કરવું, એટલુંજ નહિ પણ બ્રાહ્મણી અન્ય કાર્યમાં રોકાયલી હોય તો પણ બીજીએ તે કાર્ય કરી લેવું, એવો ભાવ છે. આ શ્લોકનો કંઇ એવો ભાવ નથી કે બ્રાહ્મણી રસોઇ કરતી હોય અને તે વખતે તાવડી પરની રોટલી બળવા દઇને પતિને માટે ન્હાવાનું પાણી આપવા રસોડામાંથી બહાર દોડી આવે. આવા સમયે શૂદ્રી સ્નાનને માટે પાણી આપે તો તે ચાલી શકે, પણ બ્રાહ્મણી અને શૂદ્રી બંને નવરાં હોય અને બ્રાહ્મણીની ઇચ્છા એ કાર્ય કરવાની હોય, તો તે કાર્ય અન્ય કરી શકે નહિ. પ્રાચીન સમયના આ સર્વ વ્યવહારનું અવલોકન કરતાં પૂર્વે શૂદ્રોનો સ્પર્શદોષ માનવામાં આવતો નહિ એવું સિધ્ધ થાય છે. શૂદ્રતનયા બ્રાહ્મણની સ્ત્રી થઇ શકે, બ્રાહ્મણના ગૃહમાં રહી સર્વ કાર્યો કરી શકે, માત્ર વર્ણાનુક્રમ પ્રમાણે એનું માન છેવટનું ગણાય એટલોજ ભેદ. આથી એમ પણ સમજવાનું નથી કે બ્રાહ્મણે પ્રથમ બ્રાહ્મણ-તનયા સાથે લગ્ન કરીને તે પછી અન્ય વર્ણની તનયા સાથે લગ્ન કરવું. કારણકે બ્રાહ્મણોએ ક્ષત્રિય કન્યાઓ સાથે પ્રથમ લગ્ન કરવાનાં ઘણાં દ્રષ્ટાંત છે. જુઓઃ—

कश्यपस्य च पुत्रोऽस्ति विभांडक इति श्रुतः ।
ऋष्यशृंग इति ख्यातस्तस्य पुत्रो भविष्यति ॥ ४ ॥
एतस्मिन्नेव काले तु रोमपादः प्रतापवान् ।
अंगेषु प्रथितो राजा भविष्यति महाबलः ॥ ७ ॥

वा० रामायण, बा० स. ९.

वर्षेणैवागतं विप्रं तापसं च नराधिपः ।
प्रत्युद्गम्य मुनिं प्रह्वः शिरसा च महीं गतः ॥ ३० ॥
अर्घ्यं पाद्यं च प्रददौ न्यायतः सुसमाहितः ।
वव्रे प्रसादं विप्रेन्द्रात् मा विप्रं मन्युराविशेत् ॥ ३१ ॥
अन्तःपुरं प्रवेश्यास्मै कन्यां दत्त्वा यथाविधि ।
शान्ता शान्तेन मनसा राजा हर्षमवाप सः ॥ ३२ ॥
एवं स न्यवसत् तत्र सर्वकामैः सुपूजितः ।
ऋष्यशृंगो महातेजाः शांतया सह भार्यया ॥ ३३ ॥

वा० रामा० बा० स० १०.

तृतीयं सवनं चैव राज्ञोऽस्य सुमहात्मनः ।
चक्रुस्ते शास्त्रतो दृष्ट्वा यथा ब्राह्मणपुंगवाः ॥ ७ ॥
ऋष्यशृंगं पुरस्कृत्य कर्म चक्रुर्द्विजर्षभाः ।
अश्वमेधे महायज्ञे राज्ञोऽस्य सुमहात्मनः ॥ ८ ॥

वा० रामा० बा० स० १४.

" કશ્યપનો વિભાંડક નામનો પુત્ર હતો, તેનો પુત્ર નામે ઋષ્યશૃંગ થયો. અંગ દેશના રોમપાદ નામના નૃપતિએ એને મ્હોટા માનથી બોલાવ્યો. એની સામે જઇ રાજાએ અર્ઘ્યપાદ્ય આપી એ બ્રાહ્મણની પૂજા કરી. તત્પશ્ચાત્ પોતાના અંતઃપુરમાં લાવી એણે પોતાની કન્યા યથાવિધિ વિવાહ કરી તેને આપી. એ શાંતા નામની ધર્મપત્નિ સાથે ઋષ્યશૃંગ બ્રાહ્મણ ત્યાંજ રાજગૃહમાં રહ્યા. પછી રાજાએ અશ્વમેધ કર્યો. આ વખતે સર્વ બ્રાહ્મણ શ્રેષ્ઠોએ સર્વ વિધિ યથાશાસ્ત્ર કરી. આ યજ્ઞમાં સર્વ બ્રાહ્મણોમાં ઋષ્યશૃંગ એ મુખ્ય હતો. "

વાલ્મીકીય રામાયણમાં આવી કથા આવેલી છે. આ કથામાં બ્રાહ્મણ પુત્રનો *પહેલો વિવાહ ક્ષત્રિય-કન્યા સાથે થવાનું વર્ણન છે.* પૂર્વે એનો વિવાહ બ્રાહ્મણ કન્યા સાથે થયેલો નહોતો. ( ૧ ) એ બ્રાહ્મણનો ક્ષત્રિય કન્યા સાથે વિવાહ થયો, ( ૨ ) તે પોતાની પત્નિ સાથે રાજ-

ગૃહમાંજ રહો અને ( ૩ ) તેનેજ અશ્વમેધ જેવા યજ્ઞ વખતે સર્વ બ્રા-હ્મણોમાં મુખ્ય ગણવામાં આવ્યો. આ ત્રણે બાબત વિચારવા જેવી છે. ક્ષત્રિય કન્યા સાથે વિવાહ કરવાથી કિંવા ક્ષત્રિયને ત્યાં ખાવાથી ઋષ્યશૃંગ અપંક્ત્ર થયો નહોતો. એટલુંજ નહિ પણ તે સર્વના પ્રથમના જેટલોજ માનને પાત્ર રહો હતો. આટલા પરથી એ સિધ્ધ થાય છે કે બ્રાહ્મણ ક્ષત્રિયનું અન્ન ખાય તો પણ તે અન્ય બ્રાહ્મણોના જેટલોજ શુધ્ધ રહી શકે છે. વળી આ સમયની એ સર્વ સાધારણ પધ્ધતિ હતી, એમ પણ જણાય છે. કારણ કે આવા મહાન યજ્ઞમાં હાજર રહેલા કોઇ પણ મ-નુષ્યે ઋષ્યશૃંગના એ કૃત્ય વિરુધ્ધ એક પણ પ્રશ્ન વિચાર્યો નથી. બીજું એકે એ ઋષ્યશૃંગ બ્રાહ્મણપત્નિના અભાવે એ ક્ષત્રિય સ્ત્રીના હાથનુંજ ભક્ષ્ય, ભોજ્ય સ્વીકારતો હોવો જોઇએ. જો એને બ્રાહ્મણ સ્ત્રી હોત તો એ માન ફક્ત એની ક્ષત્રિય સ્ત્રીનેજ મળત નહિ. આથી એવું પ્રતિપાદન કરવામાં જરા પણ અતિશયોક્તિ નથી, કે અન્ય વર્ણની સ્ત્રી સાથે લગ્ન થતાં એનાથી સર્વ ભક્ષ્ય-ભોજ્યાદિનો વ્યવહાર રાખી શકાય છે.

રૈક્વ નામના બ્રાહ્મણનો જાનશ્રુતી નામની ક્ષત્રિય-કન્યા સાથે વિ-વાહ થવાનું × છાંદોગ્ય ઉપનિષદ્‌માં જણાવેલું છે. આ જાનશ્રુતીને રૈક્વે શૂદ્ર તરીકે જણાવેલી છે, એ પણ વિચારવા જેવું છે. આ પ્રમાણે બ્રા-હ્મણોના હીનવર્ણની કન્યાઓ સાથે વિવાહ થવાનાં અનેક ઉદાહરણ છે. આથી એ દ્રષ્ટિથી જોતાં પણ સાંપ્રત કાલની પેઠે પ્રાચીન કાલમાં સ્પર્શાસ્પર્શનો પ્રતિબંધ નહોતો એ સિધ્ધ થાય છે.

( ૬ ) હવે આપણે ગુરૂકુળ પધ્ધતિમાં ભોજન વ્યવહાર કેવો હતો, એમાં સ્પર્શાસ્પર્શનો વિચાર હતો કે કેમ, તે જોઇએ. ઉપનયન સંસ્કાર થયલા એવા બ્રહ્મચારિયોનો પ્રવેશ ગુરૂકુલમાં થતો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય એ ત્રણ વર્ણોને ઉપનયનનો અધિકાર છે એવો ઘણા આચાર્યોનો મત છે. આપસ્તંબ ધર્મસૂત્રકારજ માત્ર એથી જરા વિરૂદ્ધ છે. જુઓઃ—

अशूद्राणामदुष्टकर्मणामुपनयनं वेदाध्ययनम्० ॥ ६ ॥

आपस्तंब धर्मसूत्र. १।१।१॥

× છાંદોગ્ય ઉપનિષદ્ ૪-૨.

" શૂદ્ર શિવાય જે ત્રૈવર્ણિક આર્ય ( બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય એ ), તે જો દુષ્ટ કર્મ કરનાર ન હોય તો, તેમને ઉપનયન કરવું અને તેમને વેદાધ્યયન કરાવવું. "

આ સૂત્રમાં સદાચરણી ત્રૈવર્ણિકોને ઉપવિત આપવું એવું સ્પષ્ટ જણાવેલું છે. એટલે કે બ્રાહ્મણાદિ દ્વિજોમાંથી જો કોઇ દુષ્ટ કર્મ કરતો હોય તો તેને ઉપનયન કરાવવું નહિ. વર્તમાનમાં આ નિયમ પ્રતિ દુર્લક્ષ કરવામાં આવે છે. આચારની દરકાર ન રાખતાં અમુક જાતિમાં તે ઉત્પન્ન થયો છે એટલું જ જોઇ હાલમાં ઉપનયન કરવામાં આવે છે, પણ પૂર્વે સદાચારી દ્વિજોનેજ ઉપનયન થતું. આવી રીતે ત્રણે વર્ણનાં બાળકો ઉપનયન સંસ્કાર પછી ગુરૂકુલમાં કિંવા આચાર્ય કુલમાં પ્રવિષ્ટ થતાં, અને ત્યાં તેઓ એક સરખી રીતે રહેતાં. શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં ( અ. ૮૦-૮૧ ) સુદામા નામનો બ્રાહ્મણ પુત્ર અને શ્રીકૃષ્ણ એ બંને સાંદીપની નામના ગુરૂને ત્યાં વિદ્યાધ્યયન કરવા અર્થે રહેતા હોવાની કથા વર્ણવેલી છે. તેઓ બંને અન્ય વિદ્યાર્થીઓની પેઠે સમિધા લાવવાનું તેમજ બીજું સર્વ કાર્ય સરખી રીતે કરતા. બાળપણની આ મિત્રતાને લીધેજ શ્રીકૃષ્ણ પાસે ધનની યાચના કરવાને અર્થે સુદામા દ્વારિકામાં ગયા હતા, અને શ્રીકૃષ્ણે એમનો સત્કાર કરી પોતાના ગૃહમાં ભોજન કરાવ્યું હતું. જુઓઃ-

ब्राह्मणस्तां तु रजनीं उषित्वाऽच्युतमंदिरे ।
भुक्त्वा पीत्वा सुखं मेने आत्मानं स्वर्गतं यथा ॥ १२ ॥

भागवत्, स्कं० ११।८१.

" એ સુદામાબ્રાહ્મણ રાત્રીએ શ્રીકૃષ્ણના ઘરમાંજ રહ્યો અને ત્યાંજ એણે ખાવા પીવાનું રાખ્યું. " ગુરૂકુલમાં પણ તેઓ પ્રથમ સમાનતાથી રહ્યા હતા. ત્યાં પણ ખાવા પીવામાં સ્પર્શાસ્પર્શનું તત્વ નહોતું. વૈશ્ય પુત્રોને પણ ગુરૂકુલમાં આજ પ્રકારે ભેદભાવ વગર રાખવામાં આવતા. ત્રૈવર્ણિકોમાં આભડછીટનો ગોટાળો નહોતો. ગુરૂકુલના બ્રહ્મચારી-વિદ્યાર્થી મધુકરી માગી લાવતા અને તેમાંનો નિયમિત ભાગ ગુરૂને અર્પણ કરતા, અને ગુરૂ તેનો સ્વીકાર કરતા.

બ્રહ્મચર્ય ધારણ કરી ગુરૂકુલમાં વાસ કરવા પછી મધુકરી માગી લાવી તે ગુરૂને અર્પણ કરવી અને તે પછી પોતે ખાવી એવી સર્વ ધર્મ-શાસ્ત્રકારોની આજ્ઞા છે. જુઓઃ–

तत्समाहृत्य उपनिधाय आचार्याय प्रब्रूयात् ॥ ३१ ॥

तेन प्रदिष्टं भुञ्जीत ॥ ३५ ॥

विप्रवासे गुरोः आचार्यकुलाय ॥ ३६ ॥

तैर्विप्रवासेऽन्येभ्योऽपि श्रोत्रियेभ्यः ॥ ३७ ॥

आर्याय वा पर्यवदध्यात् ॥ ४० ॥

अंतर्धिने वा शूद्राय ॥ ४१ ॥

टीका—आर्यः त्रैवर्णिकः तस्मै अनुपनीताय पर्यवदध्यात्। आचार्यदासाय शूद्राय पर्यवदध्यात्। अंतर्हितं हि तस्य शूद्रत्वम्। आशौचिषु स्वामितुल्यत्वात् ॥ [ आपस्तंबधर्मसूत्र. १।१।४ ॥ ]

" મધુકરી માગી લાવવા પછી તે ગુરૂ સમીપ મૂકી એમને નિવેદન કરવી. ગુરૂની આજ્ઞા મળતાં તેનું ભોજન કરવું. ગુરૂ ન હોય તો આચાર્ય કુલને બતાવવી. તે ન હોય તો પછી અન્ય શ્રોત્રિયોને, તેઓ પણ ન હોય તો ઉપનયન ન થયલા કુમારને અને તે પણ ન હોય તો ગુરૂના દાસને બતાવવી. " ( કારણ કે ગુરૂના દાસનું શૂદ્રત્વ ગુરૂ સાન્નિધ્યને લીધે નષ્ટ થતું ગયલું હોય છે. ) બ્રહ્મચારીએ ભિક્ષામાં મળેલું અન્ન પ્રથમ ગુરૂને અર્પણ કર્યા પછીજ ખાવાનું વિધાન આ વચનમાં છે. બ્રહ્મચારીએ આણેલી મધુકરીમાંથી ગુરૂ પોતાને જોઇએ તેટલી રાખી લે છે. ત્રૈવર્ણિકોના પુત્રોનું એકત્ર રહેવું, એક સમયે ભિક્ષાર્થે જવું, આણેલું અન્ન ગુરૂને અર્પણ કરવું, એ સર્વ પ્રથા એ સમયની સમતાનું જ મનોરમ્ય દ્રશ્ય છે. જે જે વિદ્યાર્થીઓનો ગુરૂકુલમાં પ્રવેશ થતો, તે સર્વ આવીજ સમાનતાથી રહેતા. ગુરૂકુલમાં શ્રીમંતાઇ, દારિદ્ર્ય, જાતિનો ઉચ્ચનીચ ભાવ, રાજા અને પ્રજા એનો સંબંધ ઇત્યાદિ કારણોએ ઉત્પન્ન થતી વિષમતાનો અંશ જરા પણ નહોતો. રાજા કિંવા સરદારના પુત્ર, બ્રાહ્મણના પુત્ર અને અન્ય સાધારણ મનુષ્યોના પુત્રોને

એકજ પધ્ધતિથી રાખવામાં આવતા. આવી રીતે જ્યાં સમતાનું સામ્રાજ્ય હોય ત્યાં સ્પર્શાસ્પર્શની વિષમતાને અવકાશ હોઇ શકેજ નહિ. આપણે જોઇ ગયા કે, ત્રૈવર્ણિકોના કુમારો આ પ્રકારે સમતાથી રહેતા. હવે આપણે એ જોવાનું છે કે, દ્વિજેતર શૂદ્રોના પુત્ર ગુરૂકુલમાં પ્રવિષ્ટ થતા કે નહિઃ—

तेषां संस्कारेप्सवो व्रात्यस्तोमेनेष्ट्वा काममधीयीरन्।
व्यवहार्यो भवतीति वचनात्॥ ४३॥

पारस्कर गृह्य सूत्रम्० २।९॥

" પતિત થયલાનો વ્રાત્યસ્તોમ કરી ઉપનયન સંસ્કાર કરવો અને તેને ખુશીથી અધ્યયન કરાવવું." શૂદ્રોમાં ઘણાએ પતિત દ્વિજોનો સમાવેશ થયલો હોય છે. મૂળનો દ્વિજ હોઇ કર્મહીનત્વને લીધે કિંવા ભૂલથી પંચમહાપાતકોમાંનું કોઇ પણ પાતક કરવાથી તે દ્વિજ પતિત થઇ શૂદ્ર બને છે. આવા પતિતને વ્રાત્યસ્તોમ કરી પુનઃ દ્વિજ બનાવવો અને તેને ખુશીથી શિક્ષણ આપવું, કારણ કે બને ત્યાં સુધી કોઇ પણ વ્યક્તિને અશિક્ષિત રાખવી નહિ એવા ધોરણથી ઉપરોક્ત નિયમ થયલો લાગે છે. આ વાત તો પતિત દ્વિજો માટે થઇ; શૂદ્રોનું શું ?

शूद्राणामदुष्टकर्मणामुपनयनम्॥

—पारस्कर० भा० २।९.

" સદાચરણી શૂદ્રોનું ઉપનયન કરવું." આમાં સદાચરણી શૂદ્ર કોણ અને સચ્છૂદ્ર કેવી રીતે થવાય છે, એ સંબંધી પ્રથમ વિવેચન કરેલું છે. આજ પ્રમાણેઃ—

शूद्राणां ब्रह्मचर्यत्वं मुनिभिः कैश्चिदिष्यते।

याज्ञवल्क्य. अ० १.

यस्तु शूद्रो दमे सत्ये धर्मे च सततोत्थितः।
तं ब्राह्मणमहं मन्ये वृत्तेन हि भवेद् द्विजः॥

महाभारत, वन० २१९।१३.

ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा चरितव्रतः ।
गायत्री मम वा देवीं सावित्रीं वा जपेत् ततः ॥
वृद्ध गौतम स्मृ० अ० १६.

" શૂદ્રોએ બ્રહ્મચર્ય પાળવું એવો કેટલાક મુનિનો મત છે." આવું યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં જણાવેલું છે. ઉપનયન સંસ્કાર થયાં પછી બ્રહ્મચર્યનો પ્રારંભ થતો હોવાથી જે મુનિનો, શૂદ્રોએ બ્રહ્મચર્ય પાળવું એવો અભિપ્રાય છે, તેમનાજ મતે તેઓને કંઇક શરતે ઉપનયનનો અધિકાર પ્રાપ્ત થાય છે, એમ કહેવું પડે છે. " શમ-દમ, સત્યપાલન અને ધર્માચરણ કરનાર જે શૂદ્ર તે બ્રાહ્મણ થાય છે." આ અભિપ્રાય વ્યાસે મહાભારતમાં આપેલો છે. સદાચારી શૂદ્રને બ્રાહ્મણના અધિકાર આવે છે, એવું આ વચન પરથી ધ્વનિત થાય છે. " સદાચરણી શૂદ્રે ગાયત્રી મંત્રનો જપ કરવો " એવું વૃદ્ધ ગૌતમનું કથન છે. ઉપનયન શિવાય ગાયત્રી મંત્રનો જપ કરવાનો અધિકાર નથી એ પ્રસિદ્ધ વાત છે. આથી શૂદ્રને પણ ઉપનયન થતું એમ ઠરે છે. સદાચરણી શૂદ્રોનું ઉપનયન થતાં તેમને ગુરૂકુલમાં પ્રવિષ્ટ કરવામાં આવતા. " ઉપનયન " એ સંસ્કારજ પ્રથમ ગુરૂકુલમાં વિદ્યાર્થીઓને લેવા અર્થે કરવામાં આવતો. એ શબ્દનો અર્થજ ગુરૂ સમીપ જવું એવો થાય છે. આથી એ પ્રકારે શૂદ્ર પણ ગુરૂકુલમાં જતો—સમતાથી રહેતો હોવાનું જણાય છે. પરાશર, વસિષ્ઠ, વ્યાસ, કણાદ, મંદપાલ, માંડવ્ય વગેરે હીન જાતિને ઉદરે જન્મેલા પુત્રોનું ઉપનયન થઇ તેઓ ગુરૂકુલમાં પ્રવિષ્ટ થયલા હતા એમ માનવું પડે છે. કારણકે તેઓ વેદવેત્તા હોઇ જનસમાજના અનેક પ્રકારે નેતા થયલા છે. ગુરૂકુલ શિવાય વેદોનું અધ્યયન થઇ શકે એ દુર્લભ છે, અને ગુરૂકુલમાં ઉપનયન શિવાય પ્રવેશ થવો એ પણ અશક્ય છે. કોળી, ચાંડાલ, ગણિકા અને એવી જાતિની સ્ત્રીઓના કુમારો જે કાળમાં ગુરૂકુલમાં જતા, તે કાલમાં સચ્છૂદ્રોની જાતિ નહોતી એવું કોણ કહી શકશે? ઇતિહાસ જે લખવામાં આવે છે, તે મુખ્ય પુરૂષોનાજ હોઇ શકે છે. વ્યાસ, વાલ્મીક આદિ પુરૂષ લોકમાન્ય થવાથી એમનાં નામ તો ઇતિહાસનાં પૃષ્ઠો પર અંકિત થયાં છે; પણ એમની માફક હીન સ્ત્રીઓના ઉદરે જન્મેલા અન્ય કુમારોએ પણ ગુરૂકુલમાં પ્રવેશ કરી વેદાધ્યયન કર્યા-

નાં ઉદાહરણ ઓછાં નહિ હોય. આ સંખ્યા ઘણી મ્હોટી હોવી જોઇએ કે જે સંખ્યા આટલા લાંબા કાળે મળવી શકય નથી. વ્યાસ, વસિષ્ટ, પરાશર એમણે મનુષ્યોને વેદનું અધ્યયન કરાવ્યું અને તે વિદ્વાન બ્રહ્મવેત્તા થતાં સર્વેએ એમનો બ્રાહ્મણ તરીકે સ્વીકાર કર્યો એ વાત સુપ્રસિદ્ધ છે. " यद्यदाचरत्ति श्रेष्ठस्तत्तदेवेतरोजनः " શ્રેષ્ટોના આચરણ પ્રમાણેજ સાધારણ સમાજનું આચરણ થાય છે. આ સામાન્ય નિયમ પ્રમાણે એ કાળમાં એવોજ રિવાજ હતો એમ કહેવું જોઇએ.

ઐતરેય મહીદાસ એ શૂદ્રીના પુત્ર હોઇ આગળ જતાં વેદવેત્તા બ્રાહ્મણ થયા અને એમણે ઋગ્વેદપર ઐતરેય બ્રાહ્મણ એ નામનો ગ્રંથ રચ્યો. ઇતરા સ્ત્રીનો એ પુત્ર હોવાથીજ એને ઐતરેય કહે છે. એનો પિતા કોણ હતો તેનો કંઇ પત્તોજ નથી. આથી એમનું નામ માતાના નામ પરથી પ્રચલિત છે. " ઇતર " એ શબ્દ " નીચ " ના અર્થમાં છે. " इतरस्त्वन्यनीचयोः इत्यमरः " આથી મહીદાસની માતા ઇતરા એ નીચ જાતિની શૂદ્ર સ્ત્રી હતી એ સ્પષ્ટ થાય છે. એનો પુત્ર ઐતરેય મહીદાસ એ વેદવેત્તા હતો તેમજ તે સર્વમાન્ય ગ્રંથકર્તા થઇ ગયો છે. આ કથા સાયણાચાર્યે ઐતરેય ભાષ્યના આરંભમાં આપેલી છે. કવસઐલૂષની કથા પણ એવીજ છે. જુઓ:—

ऋषयो वै सरस्वत्यां सत्रमासत ॥
ते कवषमैलूषं सोमादनयन् ॥
दास्याः पुत्रः कितवो अब्राह्मणः कथं नो मध्ये दीक्षिष्टेति ॥
तं बहिर्धन्वोदवहन् ॥
अत्रैनं पिपासा हन्तु सरस्वत्या उदकं मा पादिति ॥
स बहिर्धन्वोदूढः पिपासयावित्त एतदपोनप्त्रीयमपश्यत् ॥
ते वा ऋषयो अब्रुवन् विदुर्वा इमं देवा इमं ह्वयामहै तथेति० ॥

ऐतरेय ब्राह्मण, २।१९.

"ઋષિઓ સરસ્વતી નદીના તટપર સત્ર કરતા હતા. તેઓએ કવસ ઐલૂષ જે દાસી પુત્ર, જુગારી અને બ્રાહ્મણેતર છે તેથી પોતાની સાથે રહીં

દીક્ષા લેવાને યોગ્ય નથી, એવું ઠરાવી તેને બહાર કઢાડયો અને નદીના જલનું પાન કરવાની પણ મનાઇ કરી. આથી તે બહાર ગયો અને ત્યાં તેને ઘણી તૃષા લાગી. આ વખતે તેને વેદનું અપોનપ્ત્રીય સૂત્ર દેખાયું. આ જોઇ ઋષિઓને આશ્ચર્ય લાગ્યું ! તેઓએ કહ્યું કે, જે અર્થે એને દેવોનું આનુકુલ્ય છે તેજ અર્થે તેને અમે પણ અંદર બોલાવીએ." આમ કહીને એ ઋષિઓએ કવલઐલૂપ જે દાસી પુત્ર હતો તેનો સ્વીકાર કર્યો. વિદ્વત્તાનો કેટલો પ્રભાવ છે અને વિદ્વાનને કેટલું માન મળે છે, તેનું આ ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. જેમણે તે નીચકુલોત્પન્ન છે એમ કહી બહાર કહાડી મુકયો, તેમણેજ એનામાં વેદવિદ્યાનું દર્શન કરતાં પોતાની સાથે ભેળવી દીધો. આ ઉપરથી શૂદ્ર વિદ્વાન થતાં તે બ્રાહ્મણોની સાથે સ્થાન લઇ યજ્ઞ કાર્ય ચલાવવાને યોગ્ય થાય છે, એવું કહેવામાં અતિશયોક્તિ નથી.

આવીજ એક કથા સત્યકામ જાબાલની છે. જબાલા નામની એક સ્ત્રી હતી. એને સત્યકામ નામનો એક પુત્ર થયોઃ—

स ह हारिद्रुमत गौतममेत्योवाच ।
ब्रह्मचर्यं भगवति वत्स्यामि उपेयां भगवंतमिति ॥ ३ ॥
तं होवाच किंगोत्रो नु सोम्यासि ।
स होवाच नाहमेतद्वेद यद्गोत्रोऽहमस्मि ।
अपृच्छं मातरम् ।
सा मा प्रत्यब्रवीत् ।
बह्वहं परिचरन्ती परिचारिणी यौवने त्वामालभे ।
साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि ।
जबाला तु नाम अहमस्मि सत्यकामो नाम त्वमसि इति ।
सोहं सत्यकामो जाबालोऽस्मि भोः ॥

छांदोग्य उ० ४।४.

* તે ગૌતમ પાસે જઇ બોલ્યો કે હું બ્રહ્મચર્ય પાળું છું, તેથી મારૂં ઉપનયન કરો. તેને ગૌતમે કહ્યું, વત્સ, તારૂં ગોત્ર શું છે ? એ પરથી સત્ય-

કાર્મે ઉત્તર આપ્યો કે, તેની મને ખબર નથી. મેં માતાને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, હું યુવાન પરિચારિણી હતી તેવામાં તું મારાથી જન્મ પામ્યો છે, આથી તારું કયું ગોત્ર છે તેની મને ખબર નથી. મારું નામ જબાલા છે અને તારું નામ સત્યકામ છે. આથી હે આચાર્ય ! હું સત્યકામ જબાલ છું !" આ વાત સાંભળીને ગૌતમે કહ્યું, "જે અર્થે એણે સત્યનો ત્યાગ કર્યો નહિ તે અર્થે એ બ્રાહ્મણજ છે." આમ કહી એમણે એ સત્યકામને ઉપવિત આપ્યું અને તેને વેદવિદ્યા શિખવી. અને આગળ જતાં સત્યકામ પણ આચાર્ય થયો.

સત્યકામ એ ખરેખર કઇ જાતિનો હતો, એનો પિતા કોણ હતો, એ વાતથી ગૌતમ પણ અજ્ઞાત હતા; પણ તે સત્ય બોલ્યો તેમજ તેની માતા પણ સત્ય વદી, એટલા ગુણ ઉપરથીજ એમણે સત્યકામને ઉપનયન કરી જ્ઞાન આપ્યું. આ ઉદાહરણ પરથી એ તેજસ્વી સમયની પધ્ધતિ સારી રીતે લક્ષમાં આવશે. તાત્પર્ય એજ કે, અજ્ઞાત કુલશીલ અને હીનકુલોત્પન્ન વિદ્યાર્થી પણ ગુરૂને ત્યાં જઇ ગુરૂકુલમાં દાખલ થઇ શકતા અને ત્યાં એ સર્વેને સરખી રીતે રાખવામાં આવતા. ગુરૂકુલના વિદ્યાર્થી પ્રત્યે વિષમતાથી વર્તવામાં આવતું કિંવા તેમનામાં સ્પૃશ્ય અને અસ્પૃશ્ય એવા વિભાગ હતા, એવું કોઇ પણ સ્થળે જણાવવામાં આવ્યું નથી. આ સર્વ વાતનો વિચાર કરતાં ગુરૂકુલમાં જે જે વિદ્યાર્થી રહેતા, તે સર્વમાં, પછી તે ગમે તે જાતિનો, હોય પણ આચાર્યે ઉપનયન સંસ્કાર કરી તેને કુલમાં દાખલ કર્યો એટલે તેનો અન્ય વિદ્યાર્થીઓ જેટલોજ સમાન અધિકાર માનવામાં આવતો. ચાંડાળણી પુત્ર, શુદ્રી પુત્ર, દાસી પુત્ર, ગણિકાપુત્ર, એનાં અનેક ઉદાહરણપરથી ઘણાએ હીનજાતિના કુમારોનો સમાવેશ ગુરૂકુલમાં થતો એ વાત સ્વીકારવી પડે છે. "ઋષિનું કુળ તો જોવુંજ નહિ" એવી એક કહેવત આપણામાં પ્રચલિત છે. આ કહેવત અજ્ઞાત અને હીનકુલોત્પન્ન અનેક કુમારો ગુરૂકુલમાં વાસ કરી વેદજ્ઞાતા થઇ ઋષિપદને પામેલા હોવાથીજ ઉત્પન્ન થયલી જણાય છે. જોકે એની રચના સ્પર્શાસ્પર્શ અને જાતિભેદ આપણા સમાજમાં રૂઢ થયા પછીની છે. હીનજાતિ પર અસ્પૃશ્યત્વ સ્થિર કર્યા પછી, કોઇ નિસ્પૃહ મનુષ્યે ઋષિઓનાં કુલની શોધ કરવા નીકળે અને ઉચ્ચ વર્ણનાને કદાચ પ્રશ્ન પૂછે, એ બીકને લીધે આ કહેવત રૂપી નિયમ

કરવામાં આવ્યો જણાય છે. પણ હવે તો વર્તમાનના વિચાર યુગમાં આ પ્રશ્ન ઉત્પન્ન થઇ ચુકયો છે ! અસ્તુ. આટલા વિવેચનપરથી એ સિધ્ધ થાય છે કે ગુરૂકુલની પદ્ધતિ સમાનતાના નિયમનુંજ પૂર્ણાંશે અવલંબન કરતી.

(૭) હીનજાતિ પાસેથી કયા પદાર્થ લેવા એનો ઉલ્લેખ આગળ કરી ગયા છીએ. વળી સમાનતાની શિક્ષણપધ્ધતિમાં ૧૦-૨૦ વર્ષો ગાળી બહાર પડેલા સ્નાતક વિદ્વાનોમાં પુનઃ વિષમતાનો સ્પર્શાસ્પર્શ ચાલુ થતો, એમ પણ કહી શકાશે નહિ.

तं सखायः पुरोरुचं यूयं वयं च सूरयः ।
अश्याम वाजगन्ध्यं सनेम वाजपस्त्यम् ॥ १२ ॥

" હે મિત્રો ! તમે અને આપણે વિદ્વાનો એકત્ર થઇને એ બલપ્રદ અને સુગંધિત અન્નને ( અસ્યામ ) ખાઇએ. "

આમાં મિત્રત્વ અને વિદ્વત્વ એના યોગથી એકત્ર થયલાઓનું સહભોજન હોવાનો ઉલ્લેખ છે. ગુરૂકુલમાંથી બહાર પડેલા વિદ્વાન્ અને મિત્રોનું જાતિની અપેક્ષા ન રાખતાં સહભોજન થતું; એમ કહેવામાં હરકત નથી. વળી કહ્યું છે કે,-

सर्ववर्णानां स्वधर्मे वर्तमानानां भोक्तव्यम् शूद्रवर्ज्यमित्येके ॥१३॥
तस्यापि धर्मोपनतस्य ॥ १४ ॥

आपस्तंब धर्मसूत्रम्, १।६।१८॥

टीका—शूद्रवर्जितानां स्वधर्मे वर्तमानानां सर्वेषामेव वर्णानां अन्नं भोज्यम् ॥ तस्यापि शूद्रस्य अन्नं भोज्यम् । यदि असौ धर्मार्थमुपनतः आश्रितो भवति ॥

" સ્વધર્મ પ્રમાણે ચાલતી સર્વ વર્ણોનું અન્ન ખાવું. શૂદ્રોને વર્જિત કરવા એવો કેટલાકનો મત છે, પણ જો તે ધાર્મિક હોય તો તેની પાસેથી ખાવામાં હરકત નથી. " આવું આપસ્તંબ ધર્મસૂત્રકારનું કથન છે. કેટલાકોના મતે શૂદ્રના હાથનું ખાવું નહિ, અને કેટલાકોના

મતે ખાવું એવા બે અભિપ્રાયનો ઉપરોક્ત કથનમાં ઉલ્લેખ છે. આથી વિદ્વાન કિંવા ધાર્મિક શૂદ્રનું અન્ન લેવામાં હરકત નથી એવું ઠરે છે. શ્રીરામચંદ્રે શબરીનું આતિથ્ય સ્વીકાર્યું તે એ ધર્મશાસ્ત્ર હતી માટેજ. જુઓ:—

पाद्यमाचमनीयं च सर्वं प्रादाद् यथाविधि ॥ ७ ॥

वा० रामा० अर० ७४.

"શબરીએ યથાવિધિ પાદ્ય અને આચમન વગેરે રામચંદ્રને આપ્યું." અને તે એમણે સ્વીકાર્યું. આ પ્રમાણે શબરીના હાથનું પાણી રામે પીધું. એ કહેવાની જરૂર નથી કે શબરી ભિલડી હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે મર્યાદા બહારની આ જાતિ છે. એના હાથના પાણીનો સ્વીકાર કરવો, એ એ કાળના રિવાજનું દર્શન કરાવે છે. વળી શ્રીરામચંદ્રનું ગુહ નામના નિષાદોના રાજાએ કરેલા આતિથ્યનું વર્ણન વાલ્મીકિ રામાયણમાં આપેલું છે તે પણ વાંચવા યોગ્ય છે."

અયોધ્યા કાંડના પચાસમા સર્ગમાં જણાવ્યું છે કે, "ત્યાં ગુહ નામનો નિષાદોનો રાજા શ્રીરામચંદ્રનો પરમ મિત્ર હતો. એ ગુહાની અને રાજાની ભેટ થતાં ગુહે રામચંદ્રને આલિંગન કર્યું અને કહ્યું કે, 'હે રામ! જેમ અયોધ્યા તમારૂં છે તેમ આ સ્થાન પણ તમારૂંજ છે. હું તમારૂં શું ભલું કરૂં તે મને કહો!' તે પછી એણે ઉત્તમ પ્રકારનાં સ્વાદિષ્ટ ભક્ષ, ભોજ્ય, પેય, લેહ્ય એવાં ચતુર્વિધ ભોજન આણ્યાં અને અર્ઘ્ય તથા આચમનને આગળ ધરીને કહ્યું કે, 'હે રામ! આ સર્વ તૈયાર છે!"

રામચંદ્ર એ સૂર્યવંશી ક્ષત્રિય અર્થાત્ દ્વિજ-આર્ય હતા, અને ગુહ એ નિષાદ જાતિનો અનાર્ય હતો. આવા નિષાદ કિંવા ચાંડાલને ત્યાં બ્રાહ્મણ રસોઇઆ હોય એમ માની શકાય નહિ. તેમજ એ કાળમાં બ્રાહ્મણોની કંઇ એવી અવદશા થઇ નહોતી કે, તેઓ પોતાનું અધ્યયન-અધ્યાપનનું કાર્ય છોડી આ શૂદ્રનું કાર્ય કરે. આથી એમજ માનવું પડે છે કે નિષાદને ત્યાં નિષાદજ રસોઇઆ હોવા જોઇએ. રામ, લક્ષ્મણ અને સીતાને માટે ગુહે જે ચતુર્વિધ અન્ન અને પાણી આણ્યું હતું, તે તેઓ ખાશે એવા ભાવથીજ આણેલું હોવું જોઇએ. જો એ કાળમાં અસ્પૃશ્ય દોષ હોત તો,

શુદ્ધ એ પ્રમાણે અન્ન લાવતજ નહિ. કોઇના પણ આદરાતિથ્ય માટે જે કંઇ વસ્તુ લાવવામાં આવે, તે વસ્તુનું તે સેવન કરી શકે એવા પ્રકારનીજ તે હોવી જોઇએ. આ દૃષ્ટિથી વિચારતાં નિષાદે રામચંદ્ર માટે જે અન્ન આણેલું તે એવું સમજાનેજ કે, દ્વિજ અમારા હાથનું અન્ન ખાઇ શકે છે. એ વાત જુદી છે કે, રામચંદ્રજીએ વનવાસનો સ્વીકાર કરતાં અન્નનો ત્યાગ કરી માત્ર કંદમૂળ પરજ રહેવાની પ્રતિજ્ઞા લીધેલી હોવાથી આણેલા અન્નનું ભોજન કર્યું નહિ; પરંતુ તેમ ન કરવાનો હેતુ 'તે અસ્પૃશ્ય જાતિનો છે' એવો કંઇ નહોતો. આજ પ્રમાણે બ્રાહ્મણના વેષે આવેલા રાવણનું આતિથ્ય સીતાએ કર્યાનું વર્ણન રામાયણમાં છે. જુઓઃ—

द्विजातिवेषेण हि तं दृष्ट्वा रावणमागतम् ।
सर्वैरतिथिसत्कारैः पूजयामास मैथिली ॥ ३३ ॥
उपानीयासनं पूर्वं पाद्येनाभिनिमंत्र्य च ।
अब्रवीत् सिद्धमित्येव तदा तं सौम्यदर्शनम् ॥ ३४ ॥
इयं वृषी ब्राह्मण काममास्यतां इदं च पाद्यं प्रतिगृह्यतामिति ।
इदं च सिद्धं वनजातमुत्तमं त्वदर्थमव्यग्रमिहोपभुज्यताम् ॥ ३५ ॥

टीका—तदा पाद्यदानोत्तरकाले सौम्यदर्शनं तं सिद्धं पक्कमन्नम् इत्यब्रवीत् । इदं वनजातं वन्यपदार्थजातं त्वदर्थमेव सिद्धं कृतं तदिहोपभुज्यताम् ॥

—वा० रामा० अरण्य० स० ४६.

"બ્રાહ્મણના વેષમાં આવેલા એ રાવણને સીતાએ આસન, અર્ઘ્ય, પાદ્ય આપ્યું અને અન્ન તૈયાર કર્યું છે, એ તમારે માટેજ તૈયાર કર્યું છે, તેથી એનું ભક્ષણ કરો એમ કહ્યું."

રાવણ બ્રાહ્મણના વિર્યથીજ ઉત્પન્ન થયો હતો અને અત્યારે પણ બ્રાહ્મણના વેષમાંજ આવેલો છે. સીતા પણ તે બ્રાહ્મણજ છે એમ ધારે છે અને તેને માટે તૈયાર કરેલું અન્નજળ અર્પણ કરે છે. આથી એ સ્પષ્ટ થાય છે કે ક્ષત્રિયના હાથનું રાંધેલું અન્ન બ્રાહ્મણથી ખાઇ શકાય.

દુર્વાસા ઋષિના ચારિત્ર પરથી પણ ઉપરોક્ત વિચારને પુષ્ટિ મળે છે; એમના સંબંધી એક કથા એવી છે કે, એક દિવસ પાંડવોને ત્યાં દુર્વાસા પોતાના સર્વ શિષ્યમંડળસહ કેવળ ભોજનાર્થ આવી ચડ્યા હતા. એમનું આ આવાગમન અપરાત્રીએ અનુચિતવ્યું થયું હતું. આ વખતે દ્રૌપદી અને શ્રીકૃષ્ણે ભોજન તૈયાર કરી મૂક્યું હતું. જો દુર્વાસા ક્ષુધાતુર હોત તો, તેઓ પોતાના શિષ્યમંડળ સહિત યથેચ્છ ભોજન કરત, પણ તેઓ તો અપરાત્રીએ માત્ર સત્ત્વહરણ કરવા અર્થે જ આવેલા હોવાથી અંતે ભોજન લેવાનો પ્રસંગ આવ્યો નહિ; તથાપિ ક્ષત્રિયોને ત્યાં ક્ષત્રિયોએ રાંધેલું અન્ન બ્રાહ્મણ જમતા હતા, એ વાત સારી રીતે સિદ્ધ થાય છે. પ્રાચીનકાલની પરિપાટી પણ આ વાત પરથી સારી રીતે લક્ષમાં આવશે. દુર્વાસા ઋષિ આ પ્રમાણે જેમ ક્ષત્રિયને ત્યાં ભોજનાર્થ ગયા હતા તેમ એક વ્યાધ ( પારધી ) ને ત્યાં પણ જઇ જમી આવ્યા હતા. જુઓઃ—

यवगोधूमशालीनां अन्नं चैव सुसंस्कृतम् ।
दीयतां मे क्षुधार्ताय त्वामुद्दिश्यागताय च ॥

वराह पुराण० अ० ३८.

દુર્વાસા ઋષિ વ્યાધને ત્યાં જઇ તેને કહેવા લાગ્યા કે, હે વ્યાધ, " યવ, ગહું, સાળીના તાંદુલ વગેરેનું ઉત્તમ સંસ્કાર કરી તૈયાર કરેલું જે કંઈ અન્ન હોય તે મને આપ. હું ઘણોજ ક્ષુધાર્ત થયો છું, અને અહીંથી અન્ન મળશે એમ ધારી તારી પાસે આવ્યો છું. " દુર્વાસા ઋષિનાં આવાં વચન સાંભળીને તે વ્યાધે પોતાની પાસે જે કંઇ હતું તે તેમને આપી દીધું, અને તૃપ્ત થયા પછી ઋષિએ તે વ્યાધને વેદોક્ત જ્ઞાન આપ્યુંઃ—

तमस्थिशेषं व्याधं तु क्षुधा दुर्बलतां गतम् ।
उवाच वेदाः सांगास्ते सरहस्यपदक्रमाः ॥ ३० ॥
ब्रह्मविद्या पुराणानि सत्यक्षाणि भवन्तु ते ॥

वराह पुराण, अ० ३८.

" ક્ષુધાને લીધે દુર્બળ થયેલા તે વ્યાધને તૃપ્ત થયેલા દુર્વાસા ઋષિએ

રહસ્ય સહિત સાંગ વેદ સંભળાવ્યો. બ્રહ્મવિદ્યા અને પુરાણ પ્રત્યક્ષ થાય એવું એમણે કર્યું. ”

આ પ્રમાણે ક્ષત્રિય અને બ્રાહ્મણના હાથનું અન્ન બ્રાહ્મણને ખપી શકે છે, તો પછી વૈશ્યના હાથનું પણ ચાલી શકે એવું કહેવામાં હરકત નથી, કારણ કે ક્ષત્રિયો પ્રમાણેજ વૈશ્ય પણ દ્વિજ છે. ઇતિહાસ એ પ્રાયઃ ક્ષત્રિયો સંબંધીજ લખાયલો હોવાથી પ્રસંગોપાત અન્ય વર્ણ સંબંધીની જે હકીકત અંકિત કરવામાં આવી હોય, તેટલા પરથીજ આપણે એ કાળની સ્થિતિનું અનુમાન કરી શકીએ. આમ કરવું એજ આવશ્યક છે કારણ કે તેમાં ઐતિહાસિક સત્ય સમાયલું છે. આ દૃષ્ટિથી જોતાં એ પ્રતીત થાય છે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એમનો પરસ્પર ભોજન વ્યવહાર હોવો જોઇએ અને તે હતો. નિષાદ વગેરેનાં જે ઉદાહરણ આપણે જોઇ ગયા, તે પરથી આર્યો અનાર્યો પાસેથી અન્ન ગ્રહણ કરતા, એવું કહેવાને માટે પણ અવકાશ છે. પણ એ બાબતનો હજી આપણે વધુ વિચાર કરવો જોઇએ કોની પાસેથી અન્ન ગ્રહણ કરવું એનો ઉહાપોહ આપસ્તંબ ધર્મ સૂત્રકારે અતિ વિસ્તારથી કર્યો છે. જુઓઃ—

क आश्यान्नः ॥ २ ॥

य ईप्सेत् इति कण्वः ॥ ३ ॥

पुण्य इति कौत्सः ॥ ४ ॥

यः कश्चिद् दद्यादिति वार्ष्यायणिः ॥ ५ ॥

शुद्धा भिक्षा भोक्तव्या एककुणिकौ काण्वकुत्सौ
तथा पुष्करसादिः ॥ ७ ॥

सर्वोपेतं वार्ष्यायणीयम् ॥ ८ ॥

पुण्यस्य ईप्सतो भोक्तव्यम् ॥ ९ ॥

यतः कुतश्च अभ्युद्यतं भोक्तव्यम् ॥ १० ॥

पुण्यस्याप्यनीप्सतो न भोक्तव्यम् ॥ ११ ॥

नानमियोग पूर्वमिति हारितः ॥ १२ ॥

आपस्तंब, धर्मसूत्र १।६।१९ ॥

( ૮ ) "કોનું અન્ન ખાવું ? જે ચાહ્ય તેની પાસેથી ભક્ષણ કરવું એવું કણ્વનું કથન છે. સદાચારી હોય તેની પાસેથી ખાવું એવું કૌત્સ કહે છે. જે કોઈ આપે તેના હાથનું ખાવું એવું વાર્ષ્યાયણીનું વચન છે. એકકુણિક, કાણ્વ, કુત્સ, અને પુષ્કરસાદિનો એવો મત છે કે શુદ્ધ અન્નનું ભક્ષણ કરવું. વાર્ષ્યાયણીના મતે સર્વ પાસેથી લેવું. સદાચારી અને આપવાની ઇચ્છા કરનાર જે કોઇ હોય તેનું અન્ન ખાવું એવો ( આપસ્તંબ ધર્મસૂત્રકારનો મત ) છે. સદાચારી હોય પરંતુ આદરપૂર્વક આપે નહિ તો તેની પાસેથી લેવું નહિ. આમંત્રણ મળ્યા શિવાય અન્ન લેવું નહિ, એવું હારીતનું કહેવું છે. "

આપસ્તંબ ધર્મસૂત્રકારે આ પ્રમાણે જુદા જુદા ઋષિ-મુનિઓનાં વચનોનો સંગ્રહ કરેલો છે. એ સર્વનો મથિતાર્થ જો કાઢીએ તો તે એટલોજ નીકળે છે કે, જે સદાચારી અને ધાર્મિક હોય, અને જે માનપૂર્વક આમંત્રણ કરે તેનુંજ શુદ્ધ અને સ્વચ્છ અન્ન ખાવું. કોઇ પણ એક વર્ગ પર સદાનો બહિષ્કાર છે કિંવા અસ્પૃશ્યતાના કારણે અમુક જાતિના મનુષ્યનું અન્ન ગ્રહણ કરવું નહિ, એવી કલ્પના આ સૂત્રમાં નથી. એ સત્ય છે કે, અમુક ધંધાવાળાના હાથનું અન્ન ગ્રહણ કરવું નહિ, એવું આ ધર્મસૂત્રકારે કહેલું છે; પણ તેનું કારણ તે ધંધામાં રહેલો વિશેષ દોષ છે એમ લાગે છે. જુઓઃ—

सर्वेषां शिल्पमीविनाम् ॥ १६ ॥
ये च शस्त्रमाजीवन्ति ॥ १९ ॥
भिषक् ॥ २१ ॥
राज्ञां प्रैषकरः ॥ २८ ॥
टीका—अभोज्यान्नः । [ आपस्तंबधर्मसूत्र ]

" સર્વ પ્રકારનાં કારીગીરીનાં કામ કરનાર, શસ્ત્રોપર ઉપજીવિકા કરનાર, વૈદ્ય અને રાજદૂત એમની પાસેથી અન્ન લેવું નહિ. "

શસ્ત્ર પર ઉપજીવિકા કરનાર હિંસા કરતા હોવાથી એમનું અન્ન ગ્રહણ કરવામાં ન આવે એ યોગ્ય છે. વૈદના ગૃહનું અન્ન સ્વીકારવું

નહિ, એ આજ્ઞાનું પાલન અત્યારે કોઇ પણ કરતું નથી, એ વિચારવા જેવું છે. ધર્મશાસ્ત્રની નૌકામાં બેસી ફરનારને તો વૈદ્ય સુતાના ઘરનું અન્ન લેવાની પણ છૂટ નથી. આવી રીતે કારીગરો અને વૈદ્યોનું અન્ન ગ્રહણ કરવું નહિ, એવો નિષેધ સ્મૃત્યાદિ ગ્રંથોમાં પણ મળી આવે છે. વેદમાં આવો નિષેધ નથી. આપણા સમાજમાં વૈદ્ય અને કારીગરોની યોગ્યતા મોટી છે. સમાજને ગમે ત્યારે વૈદ્યની જરૂર પડે છે, આથીજ શાસ્ત્રકારોની આજ્ઞાનું પાલન કરવાનું મૂકી દઇને સર્વેએ વૈદ્યોના હાથનું અન્ન ખાવા માંડ્યું છે, એમ જણાય છે. વેદમાં તો આવો નિષેધ નથી પણ તે આધુનિક-ગ્રંથોમાં છે, આથી એ નિષેધનું મહત્વ ઓછું થાય છે. હવે શૂદ્રાદિકો પર પ્રાચીનકાળમાં અસ્પૃશ્યત્વનો દોષ હતો એમ કહેવામાં આવે, તો તેમ પણ કહી શકાય એમ નથી. કારણ કે આપસ્તંબ સૂત્રકારે શૂદ્રોએ દ્વિજોને ત્યાં અન્ન રાંધવું એવું સ્પષ્ટ લખેલું છે. જુઓઃ—

आर्याः प्रयता वैश्वदेवे अन्नसंस्कर्तारः स्युः ॥ १ ॥
भाषां कासं क्षवथुं इत्याभिमुखो अन्नं वर्जयेत् ॥ २ ॥
केशानंगं वासश्च आलभ्य अप उपस्पृशेत् ॥ ३ ॥
आर्याधिष्ठिता वा शूद्राः संस्कर्तारः स्युः ॥ ४ ॥
तेषां स एवाचमनकल्पः ॥ ५ ॥
अधिकमहरहः केशश्मश्रुलोमनखवापनम् ॥ ६ ॥
उदकोपस्पर्शनं च सह वाससा ॥ ७ ॥
अपि वा अष्टमीष्वेव पर्वसु वा वपेरन् ॥ ८ ॥
परोक्षमन्नं संस्कृतं अग्नावधिश्रित्य अद्भिः प्रोक्षेत् ।
तद्देवपवित्रमित्याचक्षते ॥ ९ ॥

आपस्तंबधर्मसूत्र.

टीका—आर्याः त्रैवर्णिकाः । प्रयताः शुद्धाः । वैश्वदेवे गृहमेधिनो भोजनार्थे पाके । गृहमेधिनो यदशनीयस्य इति दर्शनात् ॥ तेषां शूद्राणां

अन्नसंस्काराधिकृतानां स एवाचमनकल्पो वेदितव्यः । यस्य गृहे अन्नं पचति । यदि ब्राह्मणस्य हृदयंगमाभिरद्भिः । यदि क्षत्रियस्य कंठगताभिरद्भिः । यदि वैश्यस्य तालुगताभिरद्भिः इंद्रियोपस्पर्शनं च भवति ॥ यदि शूद्राः परोक्षमन्नं संस्कुर्युः आर्यैः अनधिष्ठिताः तदा तत्परोक्षमन्नं संस्कृतं आहृतं स्वयमग्नावधिश्रित्य...... । तत् देवपवित्रमित्याचक्षते । देवानामपि तत्पवित्रं किं पुनर्मनुष्याणामिति ॥

" બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ આર્યોએ શુધ્ધ થઇ વૈશ્વદેવ માટે ( અર્થાત્ ગૃહસ્થોના ભોજન અર્થે ) અન્ન રાંધવું. અન્નની પાસે બરાડા પાડી બોલવું નહિ, ખૂં ખૂં કરવું નહિ, કિંવા થૂંકવું નહિ. કેશ, અંગ કિંવા વસ્ત્રને હાથ અડકતાં હાથને ધોઇ નાંખવો. કિંવા **આર્યોની દેખરેખ નીચે ( અનાર્ય ) શૂદ્રોએ અન્ન રાંધવું.** એમણે એમજ આચમન કરવું. ( જો બ્રાહ્મણને ત્યાં અન્ન રાંધવાનું હોય તો હૃદય પર્યંત પહોંચે એટલા પાણીથી, ક્ષત્રિયને ત્યાં કંઠ સુધી પહોંચે એટલા પાણીથી, વૈશ્યને ત્યાં અન્ન રાંધવાનું હોય તો તાલૂ પર્યંત પહોંચે એટલા પાણીથી એ શૂદ્રે આચમન કરવું. ) એથી વિશેષ એટલું કે એમણે હમેશ હજામત કરાવી કેશ અને નખ કપાવવા. અંગ પર વસ્ત્ર રાખીને સ્નાન કરવું ( નગ્નાવસ્થામાં નહિ ). અથવા અષ્ટમી કિંવા પર્વ સમયે હજામત કરાવવી. આવા શૂદ્રે આર્યોના દેખતાં ન રાંધેલું અન્ન ( આર્યોની દેખરેખ શિવાય રંધાયલું અન્ન ) આર્યોએ જાતે પુનઃ અગ્નિ પર ચઢાવી પ્રોક્ષણ કરવું, એટલે તે દેવોને પણ ચાલે એવું પવિત્ર થાય છે. ( તો પછી તે મનુષ્યોને માટે ચાલી શકે એવું ખાસ કહેવાની શી જરૂર ? ) "

શૂદ્રોએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ને ત્યાં સ્વયંપાકાદિ કાર્ય કરવાં એવો ઉપરોક્ત સૂત્રોનો સ્પષ્ટ ભાવ છે. પરિચર્યા એ શૂદ્રોનું કર્મ છે એવું આપણે પ્રથમ જોઇ ગયા છીએ. પરિચર્યામાં રસોઇ બનાવવાના કાર્યનો પણ સમાવેશ થાય છે. બ્રાહ્મણને ત્યાં સ્વયંપાક કરનાર શૂદ્રે કેવું આચમન કરવું એ ઉપર જણાવેલું છે. એણે દરરોજ, આઠ દિવસે કિંવા નિદાન પંદર દિવસે તો જરૂર હજામત કરાવવી, નગ્નાવસ્થામાં સ્નાન કરવું નહિ,

આ નિયમ શૂદ્રોએ પાળવા; એવું જે ઉપરોક્ત વચનમાં જણાવ્યું છે તે લક્ષમાં રાખવા યોગ્ય છે. શૂદ્રોને સ્વયંપાક કરવા માટે રાખતાં તેમણે કયા નિયમ પાળવા જોઇએ, એ સંબંધી સૂચના એમાં છે. આ સર્વ નિયમોનો વિચાર કરતાં, એમાં સ્વચ્છતા તરફ વિશેષ લક્ષ આપવાનો મુખ્ય ઉદ્દેશ જણાય છે; કોઇને સ્વયંપાક કરવો હોય તો તેણે રસોઇ આગળ મ્હોંઢેથી ખૂંખારવું નહિ, થૂંકવું નહિ, શબ્દોચ્ચાર કરવો નહિ, તેમજ અંગ, કેશ કિંવા કપડાંને હાથ અડકતાંજ તે ધોઇ નાખવો, એ નિયમ જેમ ઉચ્ચ વર્ણનાઓને માટે ઠરાવેલા છે; તેમ તે શૂદ્ર માટે પણ સમજવા. આર્યોના દેખતાં શૂદ્રોએ રાંધેલું અન્ન પ્રોક્ષણ કર્યા વગર વૈશ્વદેવને તેમજ ભોજન અર્થે કામમાં આવી શકે; પણ જો તે આર્યોના દેખતાં રાંધવામાં આવ્યું ન હોય તો તેને લાવીને પુનઃ અગ્નિપર ચડાવી પ્રોક્ષણ કરી લેવું, જેથી તે દેવ તેમજ મનુષ્યને પણ ચાલી શકે. આ કથન લક્ષપૂર્વક વિચારવા યોગ્ય છે. આર્યો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્યને ઘેર ઘરના નોકરોએ જાતે રાંધેલું અન્ન, જેમ ખપી શકે છે તેવીજ રીતે શૂદ્ર નોકરે તૈયાર કરી આણેલું અન્ન પણ ચાલી શકે; એવો ઉપરોક્ત અવતરણનો આશય છે. " બ્રાહ્મણ " એ શબ્દનો કિંવા " આચારી " શબ્દનો જેમ " સ્વયંપાકી " એવો રૂઢ અર્થ હાલમાં થયો છે, તેવો તે પૂર્વે નહોતો. એ સમયે તો બીજાને ત્યાં નોકર રહી અન્ન રાંધવાનું કાર્ય શૂદ્રો કરતા. "શૂદ્ર" શબ્દ " સ્વયંપાકી " ના અર્થમાં એ કાળે રૂઢ હતો એમ કહીએ તો પણ ચાલી શકે. " સૂદ, સૂપકાર, આરાલિક, અનુયાયી, ભૃત્ય " વગેરે શબ્દ પરિચર્યા કરનાર માટે છે અને પરિચર્યા એ શૂદ્રનું કાર્ય હોવાથી તેઓજ તે કામ કરતા હોવાનું જણાય છે.

आरालिकाः सूपकारा रागखांडविकास्तथा ।
उपातिष्ठन्त राजानं धृतराष्ट्रं यथा पुरा ॥ १९ ॥

—महाभारत आश्रम प० अ० १.

सूदा नार्यश्च बहवो नित्यं यौवनशालिनः ॥ २२ ॥

—वा० रामा० उत्तर० स० ९१.

स चिन्तयन्नघं राज्ञः सूदरूपधरो गृहे ॥ २१ ॥

—श्रीमद्भागवत ९।९.

पर्यवेषन् द्विजातींस्तान् शतशोऽथ सहस्रशः ।
विविधान्यन्नपानानि पुरुषा येऽनुयायिनः ॥ ४२ ॥

—महाभारत, अश्वमे० अ० ८९.

અશ્વમેધાદિ મહાયજ્ઞમાં અનુયાયી, સૂદ, આરાલિક, સૂપકાર, વગેરે દ્વિજાતિનું અન્ન લાવવાનું અને તેમને માટે અન્ન રાંધવાનું કાર્ય કરતા, ત્રૈવર્ણિકોને ત્યાં નોકરી કરી ઉદરનિર્વાહ ચલાવતા; આ સર્વ કાર્ય કરનાર શૂદ્ર હોય છે એવું ઉપરોકત સૂત્ર ગ્રંથ ઉપરથી જણાય છે. સૌદાસ રાજાને ત્યાં એનો વૈરી એક રાક્ષસ પોતાના પૂજ્ય રાજાને અરણ્યમાં હણેલો, તેનો બદલો લેવા માટે સૂદ ( અન્ન રાંધનાર ) થઇ રહેલો હતો. આ કથા ( શ્રીમદ્ભાગવત અ. ૯–૯ માં ) પ્રસિધ્ધ છે. રાક્ષસ એટલે બોલવે ચાલવે રાનટી અનાર્ય, તેજ રાજાને ત્યાં રહી રસોઇ બનાવવાનું કામ કરતો જણાય છે ! એ સત્ય છે કે, આમાં કપટ હતું, પણ એથી શૂદ્રો દ્વિજને ત્યાં સ્વયંપાક કરવા સુધીનું ગૃહ કાર્ય કરી શકતા, એની ના પાડી શકાશે નહિ. જ્યારે આ પ્રમાણે શૂદ્રો રસોઇ બનાવી શકતા, તો પછી, તેઓ પીરસવાના અને પાણી આપવા વગેરેનાં કાર્યમાં ખપી શકતા નહિ, અથવા તેમાં સ્પર્શાસ્પર્શનો બાધ આવતો, એ સંભવનીય જણાતું નથી. હવે આપણે શૂદ્ર માટે એકજ નિર્બંધ જોઇએ. જુઓઃ–

अप्रयतोपहृतमन्नं अप्रयतं न तु अभोज्यम् ॥ २१ ॥
अप्रयतेन शूद्रेण उपहृतमभोज्यम् ॥ २२ ॥
दास्या वा नक्तमाहृतम् ॥ २१. ॥

टीका—स्त्रीलिङ्गनिर्देशात् दासेन आनीते न दोषः । नक्तमिति वचनाद् दिवा न दोषः ॥ [ आपस्तंबधर्मसूत्र. ]

( ૯ ) અસ્વચ્છને ત્યાંથી આણેલું અન્ન અસ્વચ્છ, પરંતુ અભોજ્ય માત્ર

નથી. અસ્વચ્છ શૂદ્રે આણેલું અન્ન માત્ર અભોજ્ય છે. એજ પ્રમાણે દાસીએ ( શૂદ્રીએ ) રાત્રિના સમયે આણેલું અભોજ્ય સમજવું."

એકાદ મનુષ્ય કામપર જતાં, એના નોકરે અન્ન પહોંચાડવા લઇ જતાં જે નિયમ પાળવા જોઇએ, તેનો ઉલ્લેખ આ સ્થળે કરવામાં આવ્યો છે. શૂદ્ર સ્ત્રીએ રાત્રિએ અન્ન લઇ જવું નહીં. શૂદ્ર પુરૂષ લઇ જાય તો ચાલે. શૂદ્ર સ્ત્રીએ રાત્રિએ આણેલા અન્નનો નિષેધ કરેલો છે, તે નીતિમૂલક છે. શૂદ્ર સ્ત્રી સાથે અથવા કોઇ પણ સ્ત્રી સાથે રાત્રિએ કોઇ પણ કારણે પ્રસંગ પડે છે તો તરૂણ પુરૂષોને હાથે પ્રમાદ થવાનો સંભવ છે. આથીજ શૂદ્ર સ્ત્રીએ આણેલું અન્ન વર્જ્ય કરવું એમ ઉપરોક્ત સૂત્રમાં જણાવેલું છે. પણ રાત્રિએ કિંવા દિવસે શૂદ્ર પુરૂષે આણેલું અન્ન અભોજ્ય થતું નથી, આટલું અહીં ધ્યાનમાં રાખવા યોગ્ય છે. શૂદ્ર સ્ત્રીએ જો દિવસે અન્ન આણેલું હોય તો તે ખાવામાં હરકત નથી. માત્ર એટલુંજ લક્ષમાં રાખવા જેવું છે કે, માત્ર તે અન્ન સ્વચ્છ હોવું જોઇએ. સ્નાન કરીને તેમજ સ્વચ્છ વસ્ત્ર પરિધાન કરીને જો શૂદ્ર અન્ન લાવે તો તે ભક્ષણ કરવાને કોઇ પણ દ્વિજને હરકત નથી; એવો ઉપરોક્ત સૂત્રનો આશય છે. કોર્ટ વગેરેમાં કામ કરનારા મનુષ્યોને જમીને જવું હોય તો વહેલા જમીને જવું પડે છે અને તેથી તેમની પ્રકૃતિ બગડે છે; પણ જો તે ઉપરોક્ત સૂત્રાનુસાર વર્તે તો તેથી આરોગ્ય બગડવાનો સંભવ નથી.

આ પ્રકારે જે કાળે શૂદ્રો પાસે અન્ન તૈયાર કરાવવાની પૃથા હતી, તે કાળમાં હાલની પેઠે સ્પર્શાસ્પર્શનો ગોટાળો નહોતો એમ કહેવામાં હરકત નથી. બ્રાહ્મણ જાતિના વૈદ્યના ઘરનું અન્ન ગ્રહણ કરવું નહિ એવું જ્યાં જણાવેલું છે, ત્યાંજ અસ્વચ્છ શૂદ્રનું, શસ્ત્રવડે ઉપજીવિકા કરનારનું અને કારીગરનું અન્ન ગ્રહણ ન કરવું એમ જણાવેલું છે. સમાજને આવશ્યક એવા કારીગરોનો ઉપમર્દ થાય એ યોગ્ય નથી, એ વાત સ્વતંત્ર છે. પણ અહીં ધંધાનો ઉલ્લેખ છે, જાતિનો ઉલ્લેખ નથી, એ ખાસ વિચાર કરવા યોગ્ય છે. વૈદ્ય ગમે તે જાતિનો હોય તથાપિ એનું અન્ન અભક્ષ્ય છે. આવી રીતે જ્યારે વૈદ્યના અન્નનો નિષેધ કરેલો છે, ત્યારે "શૂદ્રે રાંધેલું અન્ન બ્રાહ્મણોને અને દેવોને પણ ચાલે એવું પવિત્ર

છે, " એમ જણાવેલું છે. શૂદ્ર એ સર્વ કરતાં નીચ અને અનાર્ય છે. આવા મનુષ્યોએ દ્વિજોને ત્યાં જઇ રાંધેલુ અન્ન જ્યારે દ્વિજોને ખપે છે, તો ક્ષત્રિય અને વૈશ્યોનાથી તૈયાર થયલું અન્ન બ્રાહ્મણ ખાય તો શું વાંધો ?

( ૧૦ ) કેટલેક સ્થળે શૂદ્રાન્નનો નિષેધ પણ કરેલો છે. આ શૂદ્રાન્ન તે કયું એનો વિચાર કરવાની પણ અત્ર આવશ્યકતા છે. અન્ય પ્રાંતોની અપેક્ષાએ દક્ષિણ હિંદુસ્થાનમાં શુદ્ધાશુદ્ધની ભાંજગડ ઘણી તીક્ષ્ણ છે. ત્યાં તો શૂદ્રદ્રષ્ટ અન્ન પણ ત્યાજ્ય અને અભક્ષણીય થાય છે; તો પછી શૂદ્રસ્પૃષ્ટ અને શૂદ્ર પકવ અન્નની તો વાતજ શી ? મહારાષ્ટ્ર અને ઉત્તર હિંદમાં દ્રષ્ટિદોષ માનવામાં આવતો નથી, પણ સ્પર્શદોષ માનવામાં આવે છે. આ સ્પર્શદોષનો આપસ્તંબ ધર્મસૂત્રકારે આપેલો સરળ ઉત્તર આપણે પ્રથમ જોઇ ગયા છીએ. એ ધર્મસૂત્રકારનું મત એવું છે કે, "દ્વિજોને ત્યાં રાંધવાનું કાર્ય શૂદ્રે કરવું; સ્વચ્છ થયેલા શૂદ્રે રાંધેલું અન્ન ખાવાને દ્વિજોને કંઇ પણ વાંધો નથી. " આ પ્રમાણે જ્યારે આ ધર્મસૂત્રકાર શૂદ્રના હાથે દ્વિજને ત્યાં રંધાયલું અન્ન ખાવાની આજ્ઞા આપે છે, તો અન્ય સ્થળે શૂદ્રાન્ન વર્જ્ય કરવું એમ લખેલું છે, એનો શો ઉપાય ?

अमृतं ब्राह्मणस्यान्नं क्षत्रियान्नं पयः स्मृतम् ।
वैश्यस्य चान्नमेवान्नं शूद्रान्नं रुधिरं स्मृतम् ॥

—लघु अत्रिस्मृति, અ० ५.

" બ્રાહ્મણનું અન્ન અમૃત, ક્ષત્રિયનું અન્ન દૂધ, વૈશ્યનું અન્ન સાધારણ અને શૂદ્રનું અન્ન રૂધિર છે. " શૂદ્ર એ મદ્યમાંસાહારી હોવાનું આપણે સ્વીકારી ગયા છીએ, અને તેજ અનુરોધથી " **निवृत्तो मद्यमांसयोः** " મદ્યમાંસનો જેણે ત્યાગ કર્યો છે તે સચ્છૂદ્ર છે એવું આપણે પૂર્વે સિદ્ધ કરી ગયા છીએ. આ વિષયનો વિચાર કરતાં કયા શૂદ્રનું અન્ન વર્જ્ય છે તે સહજ સમજાશે. વળી જુઓ:-

ब्राह्मणस्य सदा भुंक्ते क्षत्रियस्य च पर्वसु ।
वैश्येष्वापत्सु भुंजीत न शूद्रेऽपि कदाचन ॥ ९९ ॥

—आंगिरस स्मृति.

" બ્રાહ્મણનું અન્ન સદા ખાવું, ક્ષત્રિયનું પર્વકાળે ખાવું, વૈશ્યનું આપત્કાળે ખાવું અને શૂદ્રનું કદાપિ પણ ખાવું નહિ." આ સ્મૃતિમાં જે નિષેધ કરવામાં આવ્યો છે, તે શૂદ્રને ત્યાં જઇ જમવા માટેનો છે. એ નિષેધ શૂદ્રે બ્રાહ્મણને ત્યાં જઇ તૈયાર કરેલું અન્ન ખાવા માટેનો નથી. એજ પ્રમાણે:—.

नाद्यात् शूद्रस्य विप्रोऽन्नं मोहाद्वा यदि वान्यतः ।
स शूद्रयोनिं व्रजति यस्तु भुंक्ते ह्यनापदि ॥ १ ॥
षण्मासान्यो द्विजो भुंक्ते शूद्रस्यान्नं विगर्हितम् ।
जीवन्नेव भवेच्छूद्रो मृत एवाभिजायते ॥ २ ॥

कूर्मपुराण, अ० १७ उत्तर०.

" મોહથી કિંવા અન્ય કોઇ પણ કારણે વિપ્રે શૂદ્રનું અન્ન ખાવું નહિ. જે આપત્કાલ શિવાય અન્ય સમયે ખાય છે તે શૂદ્રયોનિમાં જાય છે. છ માસ સુધી જે દ્વિજ શૂદ્રનું વિનિંદિત અન્ન ખાય છે તે જીવતાં છતાં શૂદ્ર થાય છે, મરણ પછી તો થાય છેજ."

આવી રીતે જે નિષેધ કરેલો છે તે શૂદ્રને ત્યાં જઇ જમવા માટેનોજ છે. શૂદ્રે પ્રયત્ને કરીને પ્રાપ્ત કરેલું અને પોતાના ગૃહમાં રાંધેલું અન્ન બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે લેવું જોઇએ નહિ. કારણ કે એ ત્રણે વર્ણ સમર્થ છે. જ્ઞાનાદિ ગુણોમાં એમની યોગ્યતા વિશેષ છે. સદાચારનું એમનામાં વિશિષ્ટત્વ છે. આથી એમણે એવાં અજ્ઞાની, દુરાચારી, મદ્યપેયી, માંસભક્ષક, અમંગલ શૂદ્રને ત્યાં જઇ જમવું જોઇએ નહિ. વળી શૂદ્રને ત્યાં તૈયાર થયલા અન્નમાં મદ્યમાંસનો સંબંધ હોવાનો પણ સંભવ છે. આવો સંભવ દ્વિજને ત્યાં શૂદ્રના હાથે તૈયાર થયલા અન્ન માટે હોતો નથી. આજ ભાવ ઉપરોક્ત અને તત્સદૃશ અન્ય શૂદ્રાન્ન ભક્ષણના નિષેધમાં છે. દ્વિજને ત્યાં શૂદ્રે તૈયાર કરેલું અન્ન તે શૂદ્રાન્ન નથી પણ દ્વિજાન્ન છે. જે શૂદ્રને ત્યાં તૈયાર કરવામાં આવે તેનેજ શૂદ્રાન્ન કહી શકાય; કિંબહુના જેમાં મદ્યમાંસનો સંબંધ હોય તે શૂદ્રાન્ન છે. આવું શૂદ્રાન્ન દ્વિજો માટે વર્જ્ય છે, અને તે યથાર્થ છે. વળી શૂદ્રને ત્યાં તૈયાર થયલા તેલપક્વ, દૂધપક્વ અને ગોળમિશ્રિત પદાર્થ સ્વીકારી શકાય એવું આપણે પ્રથમ સપ્રમાણ જોઇ ગયા છીએ.

આ શિવાયના પાણીમાં બાફીને પકવેલા પદાર્થ આપત્કાલ શિવાય અન્ય સમયે શૂદ્રને ત્યાં જઇ ખાવાનો શાસ્ત્રકારોએ નિષેધ કરેલો છે. વળી આપત્કાલ શિવાય અન્ય પ્રસંગે જો કોઇ શૂદ્રાન્ન ખાય તો તેની શુદ્ધિ કરવાના ઉપાય પણ શાસ્ત્રકારોએ જણાવેલા છે. જુઓ:—

कालोऽग्निः कर्म मृद् वायुः मनो ज्ञानं तपो जलम् ।
पश्चात्तापो निराहारः सर्वेऽमी शुद्धिहेतवः ॥ ३१ ॥

याज्ञवल्क्यस्मृति, अ० ३.

૧૧—" કાલ, અગ્નિ, સત્કર્મ, મૃત્તિકા, વાયુ, સુસંસ્કૃત મન, જ્ઞાન, તપ–( ધર્માચરણ ), ઉદક, પશ્ચાતાપ, નિરાહાર એ અગિઆર શુદ્ધિ થવાનાં કારણ છે. "

આ અગિઆર પ્રકારે શુદ્ધિ થઇ શકે છે. નિરાહાર રહેવાથી એટલે ઉપવાસ કરવાથી શરીરમાંના રોગનાં બીજ નાશ પામી શરીર શુદ્ધ થાય છે. મૃત્તિકા અને ઉદકથી શરીરની બાહ્યશુદ્ધિ થાય છે ( વર્તમાનમાં માટીને બદલે સાબુ વપરાય છે તે પણ ચાલી શકે ). વાયુ અને અગ્નિથી રહેવાનું સ્થાન સ્વચ્છ થાય છે; વાયુથી શરીરનાં ફેફસાં પણ સ્વચ્છ થતાં આરોગ્ય પ્રાપ્ત થાય છે. પશ્ચાતાપથી પુનઃ કુકર્મ કરવાનો સંભવ રહેતો નથી જે તે પણ એક રીતે શુદ્ધિનું કારણ છે. મન સુસંસ્કૃત થવાથી પણ દુ[illegible] થઇ શકતાં નથી અને મનુષ્ય શુદ્ધ થાય છે. જ્ઞાનથી મનપર ઉત્તમ સ[illegible] પડે છે. તપ કિંવા ધર્માચરણ અને સત્કર્મ વડે સર્વ પ્રકારની [illegible] આવે છે. કાલથી પણ સ્વચ્છતા થાય છે. આજે જે વસ્તુ અશુદ્ધ [illegible] કેટલેક કાળે નૈસર્ગિક ક્રિયાને લીધે શુદ્ધતા ઉત્પન્ન થાય છે. આ [illegible] સર્વ શુદ્ધિના પ્રકાર છે, અને તે વડે અશુદ્ધ તેમજ અસ્પૃશ્ય [illegible] અને સ્પૃશ્ય થઇ શકે છે.

જેમ આપણે ઉપર પ્રમાણે શુદ્ધિના માર્ગ જોઇ ગયા, [illegible] અશુદ્ધિના માર્ગ પણ જાણી શકાશે. અકાલ, પ્રકાશનો અ[illegible] વાયુનો અભાવ, અસંસ્કૃત મન, અજ્ઞાન, અધર્મ, ઉદકનો અ[illegible] અભાવ, કૃતકર્મનો પશ્ચાતાપ ન થવો, અજીર્ણ થવું, ઇત્યા[illegible] કારણ છે. જળ અને મૃતિકાના અભાવે, મારવાડમાં [illegible]

થયલી છે. પ્રકાશ અને વાયુના અભાવે, ઘરમાં અસ્વચ્છતા ઉત્પન્ન થાય છે. અજ્ઞાન અને અધર્મથી હીન જાતિના લોકોમાં અસ્વચ્છતા વધી પડી છે. જો તેઓને જ્ઞાનદાન આપવામાં આવે, તેમનાં મન સુસંસ્કૃત અને ધાર્મિક બનાવાય, તેમનાં ઘરબાર ચોખ્ખાં રાખી એમની રહેણી સ્વચ્છ કરાય, તો તેઓમાં ઉત્પન્ન થયલી અશુદ્ધિ પોતાની મેળેજ નાશ પામે એ નિઃશંક છે,

આ વિવેચનથી ધ્યાનમાં આવશે કે, શૂદ્રને ત્યાં જઇ જમવાનો આપત્કાલ શિવાય અન્ય પ્રસંગે નિષેધ છે. એમને ત્યાં તૈયાર કરવામાં આવેલા અમુક પદાર્થ ખાવાની આજ્ઞા છે, પણ ઉકાળીને તૈયાર કરવામાં આવેલા પદાર્થ વર્જ્ય ગણેલા હોવાનું જણાય છે. તથાપિ બ્રાહ્મણાદિકોને ત્યાં આવી તેઓ સ્વયંપાકાદિ કાર્ય કરે તેમાં કંઇ પણ હરકત નથી, એ સિદ્ધ થાય છે. વર્તમાનમાં મનાય છે એવો કોઇ પણ જાતનો સ્પર્શદોષ એમનામાં જણાતો નથી. જે દોષ એમના ખાનપાનાદિના વ્યવહારથી ઉત્પન્ન થયલા છે, તે એમનાં આચરણ સુધરતાં નષ્ટ થવા યોગ્ય છે, એ સ્પષ્ટ છે. હવે આપણે પ્રસંગોપાત અનાર્યને સુધારી આર્ય કેવી રીતે બનાવી શકાય એ સંબંધી કંઇક વિચાર કરીએઃ—

अन्तर्धिने वा शूद्राय ॥ ४१ ॥

*आपस्तंबधर्मसू० अ० ११९४.*

આ ધર્મસૂત્રમાં ગુરુગૃહે રહેતા શૂદ્રનું શૂદ્રત્વ અંતર્હિત થાય છે, કિંવા ગુપ્ત થાય છે, એવું કહેલું છે. જે ગુરુગૃહે રહેતો નથી એવા શૂદ્રનું શૂદ્રત્વ જેમ પ્રકટ થાય છે તેમ તેનું થતું નથી. ગુરુને ત્યાં રહેતાં તે અંતર્ધાન પામે છે. આ પરથી આપણે કંઇક રહસ્ય પ્રાપ્ત કરવા જેવું છે, જોકે સ્પષ્ટપણે નહિ, તથાપિ અસ્પષ્ટપણે એ સૂત્ર એક મહાન્ તત્વનું પ્રકાશક છે. અધ્યાપક, આચાર્ય, ગુરુ એમને ત્યાં દાસ તરીકે રહેલા શૂદ્રનું શૂદ્રત્વ અંતર્ધાન પામે છે. આમ કેવી રીતે બની શકે, એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ પ્રશ્નનો ઉત્તર સહેલો છે. ગુરુને ત્યાં શાસ્ત્રચર્ચા હમેશાં ચાલતીજ હોય છે, એ શ્રવણ કરતાં કરતાં અનેક પ્રકારની માહિતી મળવાનો સંભવ છે. ઘરની સ્ત્રીઓ પણ સંધ્યાદિ નિત્યકર્મ

સાંભળી સાંભળીને શાખી જાય છે, એ અનુભવ સિદ્ધ વાત છે. આજ પ્રકાર બ્રાહ્મણને ત્યાં નોકર રહેલા શૂદ્રનો છે. એનો અધિકાર કેવળ અનાયાસે પ્રાપ્ત થતા શ્રવણથી વૃદ્ધિ પામે છે. જ્ઞાનનું શ્રવણ કરતાં કરતાં પોતે અજ્ઞાન છે એવું ભાન તેને ઉત્પન્ન થાય છે. તે પોતાના અજ્ઞાનને લીધે શરમાય છે, એટલે કે એવા શૂદ્રમાં શૂદ્ર એ શબ્દ સાર્થ થાય છે. ( शूचा शोकेन द्रुयति ) પોતે અજ્ઞાન છે એવું જાણવાથી ઉત્પન્ન થયલા શોકથી જે દ્રવે છે તે શૂદ્ર છે. જ્ઞાન કે અજ્ઞાનનું જેને ભાન નથી એવા દસ્યૂ કરતાં તે ઉચ્ચ છે. કેવળ કામ કરી છૂટનાર દાસના કરતાં પણ તેની યોગ્યતા વિશેષ છે. એવો આ શૂદ્ર ગુરૂને આરોગ્ય હોવા છતાં ગુરૂની તુલ્ય થાય છે એવું આ સૂત્રભાષ્યમાં જણાવેલું છે. હું અજ્ઞાની છું અને મને જ્ઞાન મળે તો ઉત્તમ, એટલાજ જ્ઞાનથી કેટલો દરજ્જો વધે છે એ અહીં લક્ષપૂર્વક મનન કરવા જેવું છે.

ચોર, લુટારૂ, માંસભક્ષક એવા જે રાનટી મનુષ્ય હોય તેજ **દસ્યૂ** થાય છે. આજ મનુષ્યો જ્યારથી નોકરી કરી શાંતિથી પોતાનો જીવન વ્યવહાર ચલાવતા થાય ત્યારથી તે **દાસ** થાય છે. દાસ થયલાને પોતાના અજ્ઞાન માટે લાજ આવતાં, અને આપણે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ એવી ઇચ્છા ઉત્પન્ન થતાં, તે **શૂદ્ર** થાય છે. આ શૂદ્રો જ્યારથી મદ્યમાંસનો ત્યાગ કરી સદાચારથી રહેવા લાગે ત્યારથી તે **સચ્છૂદ્ર** થાય છે. સચ્છૂદ્રને ઉપનયન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, અને ઉપનયન થતાં તે **દ્વિજ** બને છે. આવી રીતે અનાર્યના આર્ય થઇ શકાય છે. આર્યો પણ ઉક્ત નીચ કર્મના આચરણથી અનાર્ય અને દસ્યૂ બને છે. આ સર્વનું વર્ણન પૂર્વે આવી ગયું છે. તાત્પર્ય કે, સદાચારથી અને ઉત્તમ રહેણીથી શૂદ્ર વ્યવહાર્ય બને છે, એવી પ્રાચીન આર્યોની માન્યતા હતી. શૂદ્રોમાં સર્વ અનાર્યોનો સમાવેશ થઇ જાય છે એ અહીં ખાસ કહેવાની જરૂર નથી.

---

# ભાગ ૯ મો.



## પ્રચલિત અનેક ધર્મોની દષ્ટિથી સ્પર્શાસ્પર્શ—વિચાર.

( ૧ )

હિંદુ ધર્મ.

ચાર વર્ણોનાં પરસ્પર આચરણ કેવાં હોવાં જોઇએ, એનો આપણે હિંદુધર્મની દ્રષ્ટિથી વિચાર કરીએ. પૂર્વ વિભાગોમાં આપણે એ સંબંધી ઘણો વિચાર કરી ગયા છીએ એ વાત ખરી, તથાપિ અન્ય અનેક ધર્મમતોનો વિચાર કરતાં આ ધર્મમતનો પણ થોડો વિચાર કર્યા શિવાય ચાલે એમ નથી. વળી ક્રિશ્ચિયન અને મુસલમીન ધર્મ પ્રમાણે હિંદુધર્મ કંઇ અલ્પકાલવ્યાપક નથી, પણ તે સર્વ ધર્મોમાં પ્રાચીન છે. વિચારક્રાંતિના અનેક યુગોમાં થયલા મહાન વિચારકોના વિચારોની અને તેજ પ્રમાણે આપમતલબી મનુષ્યોના સ્વાર્થી વિચારોની પણ આમાં ભેળ-સેળ થયેલી છે. હિંદુધર્મના પ્રાચીન ગ્રંથોનું અવલોકન કરતાં તેમાં ઘણા ઔદાર્યના નિયમ જોવામાં આવે છે, જ્યારે આધુનિક ગ્રંથો સંકુચિત વિ-ચારોથી ઉભરાઇ જતા જણાય છે.

સર્વ ધાર્મિક ગ્રંથોમાં પ્રાચીન ગ્રંથ વેદ છે. એમાં ચોર, લુટારૂ, ધાડપાડુ એવા દુષ્ટ દસ્યુને દંડ દેવાની આજ્ઞા આપેલી છે. વર્તમાનમાં માનવામાં આવે છે, એવી એ દસ્યૂની જાતિ નહોતી પણ ચોરી કરનાર તેમજ સમાજને ઉપદ્રવ કરનારા તેજ દસ્યૂ ગણાતા. આ વાત વેદ પછી ઘણે કાળે રચાયલાં મહાભારતથી પણ સિધ્ધ થાય છે. જુઓઃ—

દૃश्यन्ते मानुषे लोके सर्ववर्णेषु दस्यवः ।
*लिंगान्तरे वर्तमाना आश्रमेषु चतुर्ष्वपि ॥ २३ ॥*

महाभारत, शां० अ० ६५.

માંધાતા કહે છે—" મનુષ્ય સમાજના સર્વે વર્ણોમાં અને ચારે આશ્રમમાં, અન્ય ચિહ્નોથી આચ્છાદિત થયલા એવા દસ્યૂ દેખાઇ આવે છે. "

એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણોમાં તેમજ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચારે આશ્રમોમાં દસ્યૂ હોય છે. મહાભારતના આ વચનનો ભાવ સ્પષ્ટ છે કે, જેનામાં દસ્યૂનો સ્વભાવ હોય તે દસ્યૂ થાય છે. જેનામાં બ્રાહ્મણનાં લક્ષણ હોય તે બ્રાહ્મણ કહેવાય, એવા અર્થનાં અનેક વચનો આપણે પ્રથમ જોઇ ગયા છીએ. આમ છતાં આવાજ આશયનાં અન્ય અધિક વચનોનો પણ આપણે વિચાર કરીએઃ—

संध्यां स्नानं जपं होमं देवतानित्यपूजनम् ।
अतिथिं वैश्वदेवं च देवब्राह्मण उच्यते ॥ २ ॥

शाके पत्रे फले मूले वनवासे सदा रतः ।
निरतो अहरहः श्राद्धे स विप्रो मुनिरुच्यते ॥ ३ ॥

वेदान्तं पठते नित्यं सर्वसंगं परित्यजेत् ।
सांख्ययोगविचारस्थः स विप्रो द्विज उच्यते ॥ ४ ॥

अस्त्राहताश्च धन्वानः संग्रामे सर्वसंमुखे ।
आरंभे निर्जिता येन स विप्रः क्षत्र उच्यते ॥ ५ ॥

कृषिकर्मरतो यश्च गवां च परिपालकः ।
वाणिज्यव्यवसायश्च स विप्रो वैश्य उच्यते ॥ ६ ॥

लाक्षालवणसंमिश्रं कुसुंभं क्षीरसर्पिषः ।
विक्रेता मधुमांसानां स विप्रः शूद्र उच्यते ॥ ७ ॥

चौरश्च तस्करश्चैव सूचको दंशकस्तथा ।
मत्स्यमांसे सदा लुब्धो विप्रो निषाद उच्यते ॥ ८ ॥

ब्रह्मतत्त्वं न जानाति ब्रह्मसूत्रेण गर्वितः ।
तेनैव स च पापेन विप्रः पशुरुदाहृतः ॥ ९ ॥

वापीकूपतडागानां आरामस्य सरःसु च ।
निःशंकं रोधकश्चैव स विप्रो म्लेच्छ उच्यते ॥ १० ॥

क्रियाहीनश्च मूर्खश्च सर्वधर्मविवर्जितः ।
निर्दयः सर्वभूतेषु विप्रश्चांडाल उच्यते ॥ ११ ॥

—अत्रिस्मृति.

"નિત્યપ્રતિ સ્નાન, સંધ્યા, જપ, હોમ, દેવપૂજન, અતિથિસત્કાર, વૈશ્વદેવ વગેરે કરનાર દ્વિજ દેવ છે એમ માનવું, કંદમૂલ ફલાહાર કરી, નિત્ય શ્રદ્ધાથી કર્મો કરનાર અને વનવાસમાં આનંદ માનનાર જે વિપ્ર હોય તે મુનિ કહેવાય છે. સર્વ સંગ પરિત્યાગ કરી નિત્ય વેદાન્તનું મનન કરનાર અને સાંખ્ય, યોગ એનો વિચાર કરનાર જે વિપ્ર હોય તેને દ્વિજ કહેવો. હસ્તમાં શસ્ત્રો ધારણ કરી યુદ્ધમાં શત્રુનો પરાભવ કરનાર જે દ્વિજ હોય તેને ક્ષત્રિય ગણવો. ખેતી, ગો આદિ પશુઓનું પાલન તેમજ વાણિજ્યનાં કર્મ કરનાર જે વિપ્ર તે વૈશ્ય છે એમ માનવું. લાખ, લવણ, સુવર્ણ, દૂધ, ઘી, મધ અને માંસ ઇત્યાદિ વસ્તુઓનો વિક્રય કરનાર વિપ્ર શૂદ્ર છે એમ સમજવું. ચોર, લુટારૂ, પાતકી, હિંસક, મત્સ્યમાંસપર આસક્ત એવા વિપ્રને નિષાદ કહે છે. બ્રહ્મત્વને જાણ્યા વિના જે યજ્ઞોપવિતનું અભિમાન રાખે છે, તેવા પાપને લીધે એ વિપ્ર પશુ ગણાય છે. વાવ, કુપ, તલાવ, બાગ, જલાશય, એનો નિઃશંકપણે પ્રતિબંધ કરનાર જે વિપ્ર હોય છે, તેને મ્લેચ્છ કહેવામાં આવે છે. ક્રિયાહીન, ધર્મભ્રષ્ટ, મૂર્ખ, નિર્દય, તેમજ સર્વને દુઃખ આપનાર, એવા વિપ્રને ચાંડાલ કહેવામાં આવે છે."

આમાં ગુણ કર્મ સ્વાભાવાનુસાર કોને કેવો કહેવો એ જણાવેલું છે. સર્વે વર્ણમાં ગુપ્ત રૂપે દસ્યૂ હોય છે, એવું જે મહાભારતમાં કહેવામાં આવ્યું છે, તેનુંજ આ વચન સાધક છે. ત્રૈવર્ણિકોમાંથી દસ્યૂને કયા પ્રકારે ઓળખી કાઢવા એ આ પરથી જણાશે. વળી એવું પણ કહેવામાં આવ્યું છે કે, આવા દસ્યૂ જણાઇ આવતાં બ્રાહ્મણ માત્રે તેની સાથેનો સર્વ વ્યવહાર બંધ કરવો,

જુઓઃ—

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानः त्रयस्ते नाम बिभ्रति १५७ ॥

—मनु० अ० २.

ब्राह्मणस्त्वनधीयानः तृणाग्निरिव शाम्यति ।
तस्मै हव्यं न दातव्यं नहि भस्मनि हूयते ॥ १६८ ॥

—મનુ૦ અ૦ ૩.

"કાષ્ટનો હાથી, ચામડાનો મૃગ, તેમજ અધ્યયન ના કરનાર બ્રાહ્મણ, એ કેવળ નામ માત્ર છે," અર્થાત્ કાષ્ટનો હાથી જેમ હાથી નથી, તેજ પ્રમાણે અજ્ઞાની બ્રાહ્મણ એ વિપ્ર નથી. તેમજ–"અજ્ઞાની બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ ઘાસના અગ્નિ પ્રમાણે તરતજ નાશ પામે છે, આવા અજ્ઞાનીને દાન આપવું નહિ, કેમકે ભસ્મમાં હવન થતો નથી." અજ્ઞાની બ્રાહ્મણ એ બ્રાહ્મણ નથી, આવા પ્રકારનાં જે વચનો આવે છે તે ચાહ્ય તેટલાં આલંકારિક હોય; તથાપિ તે ગુણ કર્મથી ચાતુર્વર્ણ્યનું પ્રતિપાદન કરવાના ધ્વનિ કાઢે છે, એમ સર્વને સ્વીકારવું પડશે.

વૈદિક કાલની ચારજ વર્ણની કલ્પના તે એક દેહના ચાર અવયવ હોવાના રૂપમાં છે. સ્મૃતિ કાલમાં એ ભેદ વિશદ કરવામાં આવ્યા એ ખરૂં, તથાપિ તેમાં પણ મૂળનો ભાવ વધતા ઓછા પ્રમાણમાં વ્યક્ત થયા વિના રહેતો નથી. આ વાતનો ઉપરોક્ત પ્રમાણ જોયા પછી કોઇપણ અસ્વીકાર કરશે નહિ.

બ્રાહ્મણ કાલના યજ્ઞ–યુગમાં શૂદ્રને અધમ માનવામાં આવતા; છતાં એમની યોગ્યતાનુસાર ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થવાનાં સાધન એમને મળી રહેતાં. આ વાત ઐલૂષ, ઐતરેય, મહીદાસ વગેરેનાં ઉદાહરણથી સિદ્ધ થાય છે. કવલ ઐલૂષને બ્રાહ્મણોએ પ્રથમ તો યજ્ઞમંડપમાંથી બહાર હાંકી કાઢયો હતો, પણ જે વખતે એના મુખમાંથી વેદનાં સૂક્ત નીકળવા માંડયાં, તે વખતે એના જ્ઞાનનું ભાન થયું અને તત્કાલ બ્રાહ્મણોએ એને યજ્ઞમંડપમાં સમાન સ્થાન આપ્યું. આ વૃત્તાંત એ બ્રાહ્મણકાલની વર્ણવ્યવસ્થાની ઉત્તમ સાક્ષી છે. એ વાત ખરી છે કે, એ કાળમાં કુળ જોવાનો પ્રારંભ થયો હતો; પણ એમ માનવામાં હરકત નથી કે, જ્ઞાનના આધિક્યથી નીચ યોનિને લીધે ઉત્પન્ન થયલું હીનત્વ લુપ્ત થતું.

વેદાન્ત મતમાં સર્વ મનુષ્ય સમાન છે, તેમજ સર્વમાં એકજ આત્મતત્વ છે, એ અત્યુચ્ચ ભાવના પુનઃ પૂર્ણ સ્વરૂપમાં જાગૃત થઇ, વિદ્યા–વિ-

નવ સંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન, તેમજ ચાંડાલ એ સર્વ પર સમદૃષ્ટિ રાખવી, એ ઉચ્ચ ઉપદેશ મુક્ત કંઠે કરવામાં આવ્યો. એ પરબ્રહ્મની ઉપાસનાથી ચાંડાલનું ચાંડાલત્વ ( નીચત્વ ) નાશ પામે છે, તેમજ તેની જગાએ ઉચ્ચત્વ સ્થાપન થાય છે એ વાત જગ જાહેર કરવામાં આવી. ગુણકર્મસ્વભાવથીજ ચાતુર્વર્ણ્ય સિદ્ધ થાય છે એવું કોઇપણ જાતની શંકા વિના સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે. જુઓઃ—

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥
शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥
कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्याऽपि स्वभावजम् ॥ ४४ ॥

—श्रीमगवद्गीता, अ० १८

" શમ, દમ, તપ, શુદ્ધતા, સહનશક્તિ, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન, આસ્તિક્ય, એ સ્વભાવથી ઉત્પન્ન થયલાં બ્રાહ્મણનાં કર્મ છે. શૌર્ય, તેજસ્, ધૈર્ય, દાક્ષિણ્ય, યુધ્ધમાં અપલાયન, દાન અને ઇશ્વર ભાવ, એ સ્વભાવથી ઉત્પન્ન થયલાં ક્ષાત્રકર્મ છે. કૃષિ, ગોરક્ષ્ય, વાણિજ્ય, એ સ્વભાવજ વૈશ્ય કર્મ છે, અને પરિચર્યાત્મક કર્મ તે પણ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે. "

આ પ્રમાણે ભગવદ્ગીતાએ સ્વભાવને પ્રાધાન્ય આપ્યું છે. જેનો જેવો સ્વાભાવિક ગુણ તેવોજ તેનો વર્ણ, એવું વેદાન્તના આ શ્રેષ્ઠ ગ્રંથમાં કહેલું છે. સર્વમાં શ્રેષ્ઠ જે બ્રાહ્મણવર્ણ તે જન્મસાધ્ય ન હોઇ પરમાત્મ જ્ઞાન સાધ્ય છે. જેને એ જ્ઞાન પ્રાપ્ત થાય તેને તે વર્ણ પ્રાપ્ત થાય, એવું ઉપનિષદ પણ સ્પષ્ટપણે જણાવે છે. જુઓઃ—

ब्रह्मक्षत्रियवैश्यशूद्रा इति चत्वारो वर्णाः । तेषां वर्णानां ब्राह्मण एव प्रधान इति वेदवचनानुरूपं स्मृतिभिरप्युक्तम् । तत्र चोद्यमस्ति को वा ब्राह्मणो नाम ? किं जीवः किं देहः किं जातिः किं कर्म किं धार्मिक

इति ? तत्र प्रथमो जीवो ब्राह्मण इति चेत् तन्न । अतीतानागतानेकदेहानां जीवस्य एकरूपत्वात् एकस्याऽपि कर्मवशादनेकदेहसंभवात् सर्वशरीराणां जीवस्यकरूपत्वाच्च तस्मान्न जीवो ब्राह्मण इति ॥ तर्हि देहो ब्राह्मण इति चेत् तन्न । आचाण्डालादिपर्यंतानाम् मनुष्याणां पांचभौतिकत्वेन देहस्य एकरूपत्वात् । जरामरणादिधर्माधर्मादिसाम्यदर्शनात् । ब्राह्मणः श्वेतवर्णः क्षत्रियो रक्तवर्णो वैश्यः पीतवर्णः शूद्रः कृष्णवर्ण इति नियमाभावात् । पित्रादिशरीरदहने पुत्रादीनां ब्रह्महत्यादोषसंभवाच्च ॥ तस्मान्न देहो ब्राह्मण इति ॥ तर्हि जातिर्ब्राह्मण इति चेत् तन्न । तत्र जात्यन्तरजन्तुषु अनेकजातिसंभवा महर्षयो बहवः सन्ति । ऋष्यशृंगो मृग्यः । कौशिकः कुशात् । जांबूको जंबूकात् । वाल्मीकिर्वल्मीकात् । व्यासः कैवर्तकन्यकायाम् । शशपृष्ठात् गौतमः । वसिष्ठः उर्वश्याम् । अगस्त्यः कलशे जात इति श्रुतत्वात् । एतेषां जात्या विनाऽपि अग्रे ज्ञानप्रतिपादिता ऋषयः बहवः सन्ति । तस्मान्न जातिर्ब्राह्मण इति ॥ तर्हि ज्ञानं ब्राह्मण इति चेत् तन्न । क्षत्रियादयोऽपि परमार्थदर्शिनोऽभिज्ञा बहवः सन्ति तस्मान्न ज्ञानं ब्राह्मण इति । तर्हि कर्म ब्राह्मण इति चेत् तन्न । सर्वेषां प्राणिनां प्रारब्धसंचिताऽगामिकर्मसाधर्म्यदर्शनात् । कर्मभिः प्रेरिताः सन्तो जनाः क्रियाः कुर्वन्ति । इति । तस्मान्न कर्म ब्राह्मण इति । तर्हि धार्मिको ब्राह्मण इति चेत् तन्न । क्षत्रियादयो हिरण्यदातारो बहवः सन्ति । तस्मान्न धार्मिको ब्राह्मण इति । तर्हि को वा ब्राह्मणो नाम ? यःकश्चिदात्मानं अद्वितीयं जातिगुणक्रियाहीनं षडूर्मिषड्भावेत्यादिदोषरहितं सत्यज्ञानानंदानंतस्वरूपं स्वयं निर्विकल्पं अशेषकल्पाधारं अशेषभूतांतर्यामित्वेन वर्तमानं अंतर्बहिश्चाकाशवदनुस्यूतं अखंडानंदस्वभावं अप्रमेयं अनुभवैकवेद्यं अपरोक्षतया भासमानं करतलामलकवत् साक्षादपरोक्षीकृत्य कृतार्थतया कामरागादिदोषरहितः शमदमादिसंपन्नो भावमात्सर्यतृष्णाशामोहादिरहितो दंभाहंकारादिभि-

रसंस्पृष्टचेताः वर्तते । एवमुक्तलक्षणो यः स एव ब्राह्मणः इति श्रुतिस्मृतिपुराणेतिहासानामभिप्रायः । अन्यथा हि ब्राह्मणत्वासिद्धिर्नास्त्येव ।

—वज्रसूचिकोपनिपद्.

" બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણમાં બ્રાહ્મણ શ્રેષ્ટ છે એવું શ્રુતિ તેમજ સ્મૃતિનું કથન છે. આ સ્થળે બ્રાહ્મણ એટલે કોણ, એનો વિચાર કરવો જોઈએ. જીવાત્માને બ્રાહ્મણ કહેવો કે દેહને કિંવા જાતિને, કર્મને કે દાતૃત્વને બ્રાહ્મણ કહેવો ? એનો વિચાર કરવો જોઈએ. જો જીવને બ્રાહ્મણ કહેવામાં આવે, તો તેમ પણ કહી શકાશે નહિ; કારણ ભૂત, ભવિષ્ય તેમજ વર્તમાનકાલના અનંત દેહોમાં જીવાત્મા એક રૂપેજ છે. જો દેહને બ્રાહ્મણ કહેવામાં આવે તો તેમ પણ કહી શકાય નહિ. કારણ દ્વિજથી લેઇને ચાંડાલપર્યંત સર્વ ( જાતિના ) દેહમાં પંચ મહાભૂત સરખાજ છે; જરા મરણાદિ અવસ્થા પણ સર્વને એક સરખીજ આવે છે; બ્રાહ્મણનું શરીર શ્વેત, ક્ષત્રિયનું રક્ત, વૈશ્યનું પીત અને શૂદ્રનું કૃષ્ણ એવો ભેદ હોવાનું પણ જણાતું નથી. ઉચ્ચ જાતિના પુત્રને બ્રાહ્મણ કહીએ, તોપણ તેમ કહી શકાય એમ નથી, કારણ ઋષ્યશૃંગ, કૌશિક, જાંબૂક, વાલ્મીકિ, વ્યાસ, ગૌતમ, વસિષ્ટ, અગસ્ત્ય, ઇત્યાદિ અનેક ઋષી હીનયોનિમાં જન્મેલા હોવા છતાં પણ ઉચ્ચત્વને પામ્યા છે. શ્રેષ્ટ જ્ઞાનને બ્રાહ્મણ કહીએ તો તેમ પણ નથી, કારણ ક્ષત્રિયાદિકોમાં પણ અનેક પરમાર્થદર્શી લોક છે. મ્હોટાં કર્મને બ્રાહ્મણ કહીએ તો તેમ પણ કહી શકાય એમ નથી; કારણ આરબ્ધ, સંચિત અને આગામિ એવાં કર્મ સર્વ મનુષ્યોની પુઠે સરખાંજ લાગેલાં છે. દાતૃત્વને બ્રાહ્મણ કહીએ તો તેમ પણ કહી શકાય નહિ; કારણ હિરણ્યાદિનું દાન કરનાર ક્ષત્રિયાદિ લોક ઘણાએ છે. તોપછી બ્રાહ્મણ કહેવો કોને ? જે અદ્વિતિય, અનંત, શુદ્ધ, અખંડાનંદસ્વરૂપ પરમાત્માને સાક્ષાત્ અનુભવે છે તેમજ જે કામ ક્રોધાદિ દોષ રહિત હોઇ શમદમાદિ ગુણયુક્ત હોય છે, તેનેજ બ્રાહ્મણ કહેવાય. એવાં લક્ષણોથી જે યુક્ત હોય તેનેજ બ્રાહ્મણ કહેવો. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને ઇતિહાસનો પણ એજ અભિપ્રાય છે. "

જાતિથી બ્રાહ્મણત્વ આવતું નથી, એ આ વિશિષ્ટ અનુભવના યોગથી પ્રાપ્ત થાય છે. ચાંડાલનામાં આ જ્ઞાન ઉત્પન્ન થયું છે, એવો અનુભવ

થતાં, તેને બ્રાહ્મણ ગણવો જોઇએ. ઉપનિષદ્‌ની અધિકારયુક્ત વાણી આ વાત સચોટ રીતે જણાવે છે. ભાગવત ધર્મના ભક્તિયોગમાં પડેલા સાધુ સંતોએ જે સમત્વ સ્વીકાર્યું, મુસલમીન, ઢેડ, મ્હાર, ચમાર, અને દ્વિજ એ સર્વની સાથે એમણે જેવો સમત્વનો વ્યવહાર ચલાવ્યો, તેજ સમતાના તત્વનો પ્રારંભ ઉપનિષત્‌કાલની આ ઉચ્ચ ભાવનામાં જણાય છે. પાંડુરંગ નામના મહારાષ્ટ્રીય ભકત પંઢરપૂરની યાત્રામાં નાત જાતનો, સ્પર્શા-સ્પર્શનો, કિંવા ઉચ્ચ નીચ જાતનો વિચાર ન કરતાં કેવળ સમાનતાનાં તત્વનો અંગીકાર કર્યો છે. એ વાત જુદી છે કે, યાત્રા કરી ઘેર આવતાં તેઓ એ ભાવને વિસરી જાય છે, પણ ઉપાસનાના સમયે સર્વ સમાન હોવાનું જ્ઞાન એમનામાં છેવટ સુધી રહે છે. સમાનતાના આ જ્ઞાનનો ઉદય એ ઉપનિષદ્‌ના સમયમાં થયેલો છે. આજ સમયમાં જ્ઞાનના યોગથી " पौल्कसोऽपौल्कसो भवति " અંત્યજ ઉચ્ચ થાય છે, અનાર્ય આર્ય થાય છે, બ્રાહ્મણ કે અબ્રાહ્મણ એવા ભેદભાવ નાશ પામે છે, એવું સ્પષ્ટ જણાવવામાં આવેલું છે. ઉપનિષત્‌કાલની સમાનતાની ભાવના કેટલી ઉચ્ચ છે તે આટલાથીજ જણાશે. ખરેખર, એ કાળમાં સ્પર્શાસ્પર્શની કહેવાતી પવિત્રતા માટે અવકાશજ નહોતો.

ઉપનિષદોએ સમાનતાનું પ્રતિપાદન તો કર્યું, પણ કર્મઠોના પ્રાબલ્યને લીધે ઉપનિષદોએ ઉપદેશેલું સમત્વ સર્વ જન સમાજને ગ્રાહ્ય થઇ શક્યું નહિ. કર્મઠોની કર્મમાર્ગ વડે સ્વર્ગસુખ પ્રાપ્ત કરવાની કલ્પના ઘણા વેગથી વધતીજ ગઇ. જન્મથી ઉચ્ચ નીચપણું તેમજ કર્મમાં હિંસા એનો દિન અતિદીન પ્રસાર થતો ગયો. ધર્મના નામે સમતા અને પ્રેમ ભુલાઇ જતાં એની જગાએ જાતિભેદની વિષમતા અને હિંસા ચાલૂ થઇ. કૃતિ થઇ કે તેમાંથી પ્રતિકૃતિ પણ ઉદ્‌ભવે છે, એ ન્યાયે આ કર્મઠોની હિંસાને લીધે લોકોમાં કર્મમાર્ગ પ્રતિ તિરસ્કાર ઉત્પન્ન થયો. સ્વર્ગની લાલસાએ પ્રથમ શરૂ થયલી હિંસા હવે સર્વ સાધારણને દુઃસહ લાગવા માંડી. આ વિષમતાનું તેમજ હિંસાનું ખંડન કરવા અર્થે ભગવાન બુદ્ધ ઉત્પન્ન થયા. એમણે વિશ્વબંધુત્વ અને અહિંસાનો ઉપદેશ કર્યો. એમના આ ઉપદેશના પ્રભાવે હિંસા ધર્મનો ઘણે અંશે નાશ થતાં સર્વત્ર પ્રેમ અને સમાનતાનું સામ્રાજ્ય સ્થપાયું. હિંદુસમાજ બુદ્ધને વિપરીત ભાવે માને છે; તથાપિ તે ઇશ્વરી અવતાર

હતો એમ તેઓ સ્વીકારે છે. હાલના ઘણા વિદ્વાનો પણ બુધ્ધ ધર્મને સ્વતંત્ર ધર્મ તરીકે માને છે. પણ જે કારણે બુધ્ધની હિંદુઓના દશ અવતારમાં ગણના થયેલી છે, તે કારણે બુધ્ધ પ્રતિપાદિત ધર્મ એ હિંદુ ધર્મથી પૃથક્ છે, એમ માનવું યોગ્ય નથી. આ પ્રસંગ એ સંબંધીના વિવાદનો નથી. આથી જે કારણે એ ધર્મને હાલમાં સ્વતંત્ર માનવામાં આવે છે, તેજ કારણે આપણે પણ એનો સ્વતંત્ર રીતે વિચાર કરીશું.

બુધ્ધે આવી રીતે સમતા અને અહિંસાનું પ્રતિપાદન કર્યું. એના મતનો પ્રચાર હિંદુસ્થાનમાં થયો, એટલુંજ નહિ પણ બહારના જગતમાં પણ તે વિસ્તાર પામ્યો. એના આવા પ્રભાવને લીધે હિંદુધર્મ અદૃશ્ય થવા લાગ્યો. બુધ્ધની આ પ્રબલ કૃતિમાંથી પુનઃ પ્રતિકૃતિ ઉત્પન્ન થઇ. કુમારિલ ભટ્ટનો અને શ્રીશંકરાચાર્યનો પ્રયત્ન આજ દિશામાં હતો. જો કે શંકરાચાર્યે ઉપનિષદ્ ધર્મનું પ્રતિપાદન કર્યું, અને અદ્વૈત મતનો ધ્વજ રોપ્યો, તથાપિ બુદ્ધધર્મની વિરુદ્ધ મનઃપ્રવૃત્તિએ બળ ધારણ કરી પુનઃ તે જાતિભેદ તરફ ઢળી ગઇ. એને પુનઃ સચેત કરનાર કોઇ મહાન્ આત્મા ન મળવાથી ઉત્તરોત્તર આ ભેદભાવના વધુ અને વધુ દૃઢ થતી ગઇ. અંતે એ એટલી તો અનહદ સ્થિતિએ જઇ સ્થિર થઇ કે, પૂર્વની ચાર વર્ણોને બદલે હવે ચારથી પાંચ હજાર જાતિ અને પેટા જાતિયો થઇ ગઇ છે ! !

બુદ્ધ પ્રતિપાદિત બંધુત્વ નાશ પામતાં હવે પ્રત્યેક જાતિ જુદે જુદી અને તેમાં પણ અનેક પેટા ભેદ જુદા, એવી ભાવના રૂઢ થઇ ગઇ છે. કેટલીક પેટા જાતિયોમાં પરસ્પર ભાણાવ્યવહાર હોય છે એ ખરૂં, પણ કન્યા વ્યવહાર હોતો નથી. કેટલે સ્થળે તો એ બન્ને વ્યવહાર બંધ પડી ગયા છે. સમાજનો એક જીવ થવામાં એ બન્ને વ્યવહાર કારણભૂત છે. જ્યાં એ બંને પ્રકારના વ્યવહારનું અસ્તિત્વ હોતું નથી, ત્યાં અન્ય પરિસ્થિતિ સમાન હોવા છતાં પણ ઐકય દુર્લભ થઇ પડે છે. હિંદુધર્મના આ ભેદભાવને લીધે તેમજ સ્પર્શાસ્પર્શને લીધે આ દ્વૈધીભાવ વૃદ્ધિ પામ્યો છે. આ દ્વૈધીભાવને લીધે કોઇ પણ પ્રકારની સામુદાયિક પ્રગતિ થઇ શકતી નથી, કદાપિ થાય છે તો તેની અલ્પગતિ હોય છે. આ શોચનીય સ્થિતિ પ્રતિ સુશિક્ષિતોનું દુર્લક્ષ હવે ચાલી શકે એમ નથી.

( ૨ )

હિંદુધર્મમાં જાતિભેદ અને હિંસા ઉભરાઇ જવાથી; એ ઉભય દોષને નષ્ટ કરવા અને તેને ઠેકાણે સમતા, અહિંસા અને ધાર્મિક સદ્ગુણોની સ્થાપના કરવાના ઉદ્દેશથી, આશરે સવા બે હજાર વર્ષ પૂર્વે મહાત્મા ગૌતમ બુદ્ધે બુદ્ધ ધર્મનો પ્રચાર કર્યો. બુદ્ધ ધર્મની સ્થાપનાનો આજ હેતુ હોવાથી એમાં સર્વ નીતિબંધનો શિવાય ઉપરોક્ત સદ્ગુણોને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. સર્વના પર ( ભૂત માત્ર પર ) આત્મવત્ દ્રષ્ટિ રાખવી, તેમને કોઇ પણ પ્રકારે દુઃખ ન આપવું અને સર્વ માનવ માત્રમાં રહેલા નૈસર્ગિક બંધુત્વને પ્રત્યક્ષ કાર્યમાં યોજવું, એ સદ્ગુણ આ ધર્મમાં પ્રધાનપદે છે. આ ઉચ્ચ ભાવનાને લીધેજ એ ધર્મનો પ્રસાર અલ્પ કાળમાંજ ઘણો થયો અને તે ધર્મ જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં તેણે જૂની ધર્મ ભાવના પર પોતાનો વિજય મેળવ્યો. એણે જે મહાન્ વિચારક્રાંતિ કરી તે આશીર્વાદ સમાન હતી. આ પ્રકારે આ ધર્મમાં સમત્વની ભાવનાનું પ્રાધાન્ય હોવાથી તેમાં-સ્પર્શાસ્પર્શ કે પવિત્રાપવિત્ર વગેરે-સંકુચિત મનોવૃત્તિને લીધે ઉત્પન્ન થયેલા મનોભાવ દ્રષ્ટિગોચર થતા નથી. આ માટે આપણે બુદ્ધના કેટલાક ઉપદેશોનો વિચાર કરીશું.

બુદ્ધને એક સમયે તેજસ્વી પુરૂષનાં દર્શન થયાં, એણે બુધ્ધને કહ્યું કે "આજથી સાત દિવસમાં તને આખા જગતનું રાજ્ય મળવાનું છે." આ સાંભળી બુદ્ધે કહ્યું:—

"*But it is not now sovereignty that I desire. I will become a Buddha and make all the world shout for joy."

મને હવે રાજપદની ઇચ્છા નથી. હું બુદ્ધ થઇશ અને સર્વ જગત્ આનંદમાં પ્રવૃત થાય એમ કરીશ.

બુદ્ધના આ ઉત્તરથી એમ જણાય છે, કે એની એક માત્ર ઇચ્છા પોતાના ધર્મનો સર્વને ઉપદેશ કરવાની હતી. એટલે કે ગમે તે જાતિના ગમે તે દેશના કિંવા ચાહે તે રૂપ રંગના મનુષ્ય હોય, તથાપિ તે પોતાના

* કલ્યાણો ધમ્મો. અ૦ ૯૪-૩.

ધર્મમાં પ્રવિષ્ટ થાય અને સર્વને નિર્વાણ પદ પ્રાપ્ત થાય, એજ એની અભિલાષા હતી. બુદ્ધ કહે છે કેઃ—

"× તથાગત ( બુદ્ધ ) જે આ જગતમાં આવેલા છે તે, રંકને સહાય કરવા, અનાથનું રક્ષણ કરવા, શારીરિક આપત્તિમાં ફસાયલાનું પોષણ કરવા, અંધને દ્રષ્ટિ અર્પવા અને ભ્રાંતિગ્રસ્તોના મનના સંશય દૂર કરવા તેમજ અનાથોના અને વૃધ્ધોના હક્કનું યોગ્ય સંરક્ષણ કરવાના કાર્યમાં તત્પર રહેવા અર્થે આવેલા છે. આવા પ્રકારના દુઃખિત મનુષ્યો જોતાં, તેઓ આ ધર્મના અનુયાયી હો કે ન હો, તેનો વિચાર ન કરતાં સર્વને સમાન દ્રષ્ટિથી સહાય કરવા તેમજ તેવા પરોપકારનું ઉદાહરણ આપવા માટે, તે આવેલા છે. એના ઉદ્યોગનો આજ હેતુ છે. સરિતાઓ જેમ સાગરને જઈ મળે છે, તેમ જીવનની ઉચ્ચતમ સ્થિતિને તેઓ આજ માર્ગે પહોંચનાર છે."

ઘણા ધર્મ પ્રવર્તકો પોતાના મત ઉપર વિશ્વાસ રાખનારને સહાય કરો, એમ કહે છે; પણ મહાત્મા બુધ્ધે એવું કહ્યું નથી. માનવ માત્રનાં દુઃખોને દૂર કરી, તેમને ધર્મનો ઉપદેશ કરવાને પોતે આવેલા છે, એજ વાત ઉપરોક્ત અવતરણમાં એમણે જણાવી છે.

વળી કહે છે કે, "[1]જ્યાં સુધી રાજ્યમાં બુભુક્ષિત મનુષ્યો હશે ત્યાં સુધી આ કુતરાં ભસ્યા કરશે. જે લોક ગરિબો પર અત્યાચાર કરે છે અને તેમની સાથે અન્યાયથી વર્તે છે, તે લોક તેમના શત્રુ છે.

અંત્યજો પર ચાલતો અત્યાચાર અને અન્યાય એ એક રાષ્ટ્રીય છળ છે. એ અન્યાય જ્યાં સુધી રહેશે ત્યાં સુધી ઇન્દ્રનાં કુતરાં જેવાં ને તેવાંજ ભસતાં રહેશે, અર્થાત્ તેમને સ્વાસ્થ્યની પ્રાપ્તિ થશે નહિ. જેને સ્વાસ્થ્ય જોઇએ તેણે કોઇનાપર જુલમ કે અન્યાય કરવો નહિ. આવો ઉપદેશ બુધ્ધે એક રાજાને કર્યો હતો. આપણા સમાજમાં અંત્યજોને મનુષ્યત્વના પણ પુરા હક્ક આપવામાં આવ્યા નથી; એમના પરના એ અત્યાચારનો બુધ્ધે આ પ્રકારે નિષેધ કર્યો છે. જ્યાં સુધી આ અત્યાચાર રહેશે ત્યાં સુધી

× ધમ્મપદ અ૰ ૧૮ અને કલ્યાણો ધમ્મો. અ૰ ૮૬-૨

1 કલ્યાણો ધમ્મો અ. ૭૮-૩.

કોઇને પણ સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે નહિ. મહાત્મા બુદ્ધનો આ સિદ્ધાન્ત મનન કરવા જેવો છે. વળીઃ—

"[1] મહાત્મા બુદ્ધનું જ્ઞાન એ મનનો સૂર્ય છે. દિવસે તેમજ રાત્રિએ એનો પ્રકાશ એક સરખો ઝળહળે છે. દૃઢ વિશ્વાસવાળાને નિર્વાણપદે પહોંચવાના માર્ગમાં પ્રકાશની ખોટ પડશે નહિ અને ત્યાં પહોંચતાં તે અનંત સુખનો અનુભવ કરશે."

આ અવતરણમાં વિશ્વાસુ મનુષ્યે બુદ્ધ ધર્મનો સ્વીકાર કરી મુક્તિને પામવાનું જણાવેલું છે. નીચ જાતિ કિંવા ઉચ્ચ જાતિ એમાંનું કંઈ પણ ગૌતમબુદ્ધને માન્ય નહોતું. જે નીતિમાં ઉચ્ચ હોય તેજ શ્રેષ્ટ અને જે અનીતિમાન હોય તે નીચ, એ એમનો સિદ્ધાન્ત હતો. આથીજ જેઓએ એ મહાત્માના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો, તેઓને પોતાના બંધુ મંડળમાં દાખલ કર્યા. આમ કરતાં અસ્પૃશ્ય જેવું કંઇ પણ રહેતું નહિ. વળી એક સ્થળે સમુદ્રનું રૂપક આપતાં ઉપદેશ્યું છે કે,

"સમુદ્રમાં જે આઠ ગુણ છે, તેજ પ્રમાણે મારા ધર્મમાં પણ છે. સમુદ્રની પેઠેજ મારો ધર્મ ધીમે ધીમે ગંભીર અને ગહન ( Deeper ) થતો જાય છે. કેટલાંએ સ્થિત્યન્તર થાય તો પણ ઉભયમાં સામ્ય ( identity—સમાન વ્યક્તતા ) રહે છે. ઉભયે એકજ રીતે મૃત દેહને મર ભૂમિપર ફેંકી દે છે. **જે પ્રમાણે સરિતાઓ એક વખત સાગરને મળતાંજ નામશેષ થઈ જાય છે અને અંતે જેમ મહાસાગર રૂપ બને છે, તેજ પ્રમાણે સર્વ જાતિના મનુષ્ય આપણા આ સંઘમાં આવતાંજ, તેમના મૂળના જાતિ ભેદ નાશ પામી, તેઓ એક બીજાના બંધુ બને છે અને તે સર્વને બુધ્ધના પુત્ર તરીકે માનવામાં આવે છે.** જેમ સમુદ્ર, એ નદી, ઝરણાં તેમજ વૃષ્ટિ જલનું પ્રાપ્તવ્ય સ્થાન ( goal ) છે અને તે સર્વનું સંમેલન થવા છતાં પણ જેમ તે પોતાની સીમાનું કદિ ઉલ્લંઘન કરતો નથી; કિંવા સુકાતો નથીઃ તેજ પ્રમાણે મારા ધર્મમાં લાખો મનુષ્યો આવે તોપણ તે કદાપિ નથી ઘટતો કે નથી વધતો. જેમ મહાસાગરમાં એકજ સ્વાદ છે, અને તે ક્ષારનો છે, તેજ પ્રમાણે મારા ધર્મમાં એકજ સુગંધ છે, આ સુગંધ તે મુક્તિની છે. સમુદ્રની પેઠેજ

[1] કલ્યાણો ધમ્મો, અ. ૬૯,

મારા ધર્મમાં રત્નો અને મુક્તાફળો છે, અને અનંત પ્રાણીઓને સરખી રીતે રાખવાનું સ્થાન પણ ઉભયે સરખી રીતે આપે છે. સમુદ્ર પ્રમાણેજ એ ઉત્કૃષ્ટ સદ્ગુણ મારા ધર્મમાં છે. મારો ધર્મ અત્યંત શુદ્ધ હોવાથી, ન્હાના–મ્હોટા, રાય–રંક, એવા ભેદ મનમાં ન આણતાં સર્વના મળ એક સરખી રીતે ધોવામાં આવે છે. આવો મારો ધર્મ ( સર્વને શુદ્ધ કરનાર ) છે. આકાશ અને પૃથ્વીમાંના તેમજ ન્હાના–મોટા સર્વ પદાર્થોનું જે પ્રમાણે અગ્નિ ભક્ષણ કરે છે, તેજ પ્રમાણે મારો ધર્મ–ઉચ્ચનીચ સર્વનો સ્વીકાર–કરે છે. આકાશમાં જેમ સર્વને રહેવાની જગા છે, તેજ પ્રમાણે નરનારી, બાલક બાલકી, સશક્ત અને અશક્ત, એ સર્વને મારા ધર્મમાં રહેવાને એકસરખીજ જગા છે.[1] ”

આ અવતરણથી બુદ્ધ ધર્મમાં સમાયલાં સમાનતાનાં તત્વનું સારી રીતે દર્શન થાય છે. જેમ સરિતાઓ સાગરને મળતાં તેના નામ ભેદોનું અસ્તિત્વ રહેતું નથી, તેમ બુદ્ધ ધર્મમાં પ્રવેશ કરતાં જાતિના ભેદ ભાવ કે ઉચ્ચ નીચપણું એમાંનું કંઇ પણ રહેતું નથી. બુધ્ધનાં આ વચન એ ધર્મમાં જાતિભેદનો અભાવ છે તેનાં દ્યોતક છે. જ્યાં જાતિભેદ ન હોય સમાન બંધુત્વ છે, ત્યાં સ્પર્શાસ્પર્શના ભેદ રહી શકતા નથી એ સ્પષ્ટ છે. પૃથ્વી જેમ સર્વને એક સરખો આધાર આપે છે, જલ જેમ સર્વના સરખા મળ ધોઇ નાંખે છે, અગ્નિ જેમ સર્વનું સમાન રીતે ભક્ષણ કરે છે, વાયુ જેમ સર્વને સરખી રીતે ઉપયોગી થાય છે અને આકાશમાં જેમ પ્રાણી માત્ર સમાનતાથી રહે છે, તદનુસાર બુધ્ધ ધર્મમાં સર્વ સમાન રીતે રહી શકે છે. ત્યાં સર્વને બંધુત્વના સમાન હક્કથીજ રાખવામાં આવે છે. હિંદુ ધર્મમાં, મહાર, ઢેડ, ચમાર વગેરે અંત્યજ વર્ગના કદાપિ પણ શુદ્ધ થઇ શકતા નથી, પણ તેઓને બુદ્ધ ધર્મના સિદ્ધાન્ત પ્રમાણે શુદ્ધ કરી શકાય છે. હિંદુઓ તેમને ભલે સદાના હીન માને, પણ બુધ્ધ ધર્મમાં તો–તેમનામાં સદ્ગુણો જણાતાં–તેઓ બુદ્ધની શ્રેણિમાં આવી શકે છે. હિંદુ ધર્મમાં તેઓ અસ્પૃશ્ય ગણાય છે, પણ બુદ્ધ ધર્મમાં તેઓ સ્પૃશ્ય થાય છે. આ પ્રકારે બુદ્ધ ધર્મ સમાનતાનું પ્રતિપાદન કરે છે. બુદ્ધ ધર્મના છત્ર નીચે આ ઉચ્ચ અને તે નીચ એવો ભેદજ નથી. એમનામાં વિશ્વ બંધુત્વનો સંપૂર્ણ રીતે સ્વીકાર કરવામાં આવ્યો છે. ખરેખર, જેમ નૈસર્ગિક પંચ

1 કલ્યાણી ધમ્મો. અ૦ ૬૧

મહાભૂતોનો સર્વ સાથે સમાન વ્યવહાર હોય છે, તેજ પ્રમાણે બુદ્ધ ધર્મનો માનવ માત્ર પ્રત્યે હોય છે. આના કારણમાં કહે છે કે;—

" [1]જેમ સર્વ પદાર્થની ઉત્પત્તિ એક તત્વમાંથી થઇ છે, તદનુસાર તેમના વિકાસના નિયમ પણ એકજ, અને અંતે એ સર્વેને એકજ નિર્વાણને પ્રાપ્ત થવાનું છે. એકજ તત્વમાંથી સર્વ પદાર્થ ઉત્પન્ન થયા છે, અને તે સર્વેની ઉન્નતિનો માર્ગ પણ એકજ છે એવું જ્યારે તને જ્ઞાન થશે, તેમજ હે કસ્યપ! તારાં આચરણ પણ એવાં થશે, ત્યારે તને નિર્વાણ પ્રાપ્ત થશે. બુદ્ધને સર્વ સમાન છે. પણ પ્રત્યેક મનુષ્ય એક બીજાથી જેટલો જુદો પડે છે, તેટલુંજ તે અન્ય સાથે જુદાપણાનું વર્તન રાખે છે. મેઘ જેમ સર્વના પર સરખી વૃષ્ટિ કરી સર્વને સરખો આનંદ આપે છે, તેજ પ્રમાણે બુદ્ધ પણ ઉચ્ચ નીચ, જ્ઞાની અજ્ઞાની, નીતિમાન તેમજ અનીતિમાન, ઉદાર તેમજ સંકુચિતવૃત્તિના એવા કંઇપણ ભેદ ન માનતાં દરેકને માટે સરખા ઉપદેશની વૃષ્ટિ કરે છે. એક ભૂમિની સર્વ વનસ્પતિ એકજ જલથી જેમ સરખી રીતે વૃદ્ધિ પામે છે, તેજ પ્રમાણે એક પૃથ્વી પરનાં સર્વ પ્રાણી સમાનજીવનથી વૃદ્ધિ પામે છે. આજ પ્રમાણે બુધ્ધના ઉપદેશથી સર્વને એકજ નિર્વાણ પ્રાપ્ત થશે. "

માનવ માત્ર એક તત્વમાંથી ઉત્પન્ન થયલાં હોવાથી સર્વે સમાનજ છે. બુધ્ધ એ સર્વને સરખાજ ગણે છે. જેમ વરસાદ સર્વના પર સમાન વૃષ્ટિ કરે છે, તેજ પ્રમાણે બુદ્ધ માનવ માત્ર માટે સરખા પ્રેમની વૃષ્ટિ કરે છે. અહા! મહાત્મા બુધ્ધની કેટલી સમતા? અમુક જાતિના ઉચ્ચ અને અમુક જાતિના નીચ, એવી ભેદભાવનાને બુદ્ધના દયાપૂર્ણ ઉદાર અંતઃકરણમાં કયાંથી સ્થાન મળે? હજી પણ એનાં વચનામૃતનું પાન કરીયે. જુઓઃ—

+ " ઠીક, ત્યારે હવે એટલું તો સિધ્ધ થયું કે ગઇ કાલના દિપકની જ્યોતિ અને આજના દિપકની જ્યોતિ કેટલીક બાબતમાં એક છે; વળી બીજી રીતે જોતાં પ્રત્યેક ક્ષણે તે જુદી જુદી છે. એકજ પ્રકારના દિપકની

૧ કલ્યાણો ધમ્મો. અ. ૫૫

+ કલ્યાણો ધમ્મો અ. ૫૩.

જ્યોતિ, સરખાજ તીવ્ર પ્રકાશને લીધે એકજ ઓરડીમાં પ્રકાશિત કરવામાં આવે તો તે સર્વ એકજ છે."

"હરી, મહારાજ" એવો દૃઢતે ઉત્તર આપ્યો.

પછી ભગવાન બુદ્ધ બોલ્યાં "હવે તું એવી કલ્પના કર કે, તારીજ માફક ભાવનાને ધારણ કરનાર, વિચાર કરનાર અને કર્મ કરનાર અહીં એક મનુષ્ય છે તો તે તારા સમાન ન કહેવાય ?"

"જે તર્કનું પ્રમાણ જગતના પ્રતર પદાર્થોને લાગે છે તેજ તને લાગવા છતાં પણ તેનો તું સ્વીકાર નહિ કરે ?".

દિપકમાં તેલ, દિવેટ, પાત્ર અને અગ્નિ એટલા પદાર્થ હોય છે. પ્રત્યેક દિવામાં આજ પદાર્થ હોવાથી, તે સર્વ દિવા સરખા છે. એજ પ્રમાણે મનુષ્યનામાં શરીર, મન, બુદ્ધિ વગેરે પદાર્થ સરખા હોવાથી, સર્વે મનુષ્યો સરખાજ છે. એક ઓરડીમાં દસ દિવા હોવા છતાં પણ, જેમ તે પ્રત્યેકની જાત ભિન્ન હોતી નથી, તેમ આ જગતરૂપી ભવ્ય ઓરડામાં મનુષ્યો રૂપી દિપકો મૂકેલા છે. શરીરરૂપી પાત્રમાં, મનોરૂપી તેલ પૂરીને તેમાં બુદ્ધિની જ્યોતિ પ્રકટાવેલી છે. આથી માનવ માત્ર સમાન છે એ સ્વીકારવું પડે છે. ઉપરોક્ત અવતરણમાં મહાત્મા બુધ્ધ પણ આજ વાત સ્વીકારવાનો ઉપદેશ કરે છે. વળી એજ પ્રમાણે બુદ્ધ ઉપદેશે છે કેઃ—

"હવે એવી કલ્પના કર કે, એક મનુષ્ય નદીના તીરે ગયો. ત્યાં તેને કંઇક કાર્ય પ્રસંગે સામે કાંઠે જવું છે, આથી તેણે સામી બાજુના તીરની પ્રાર્થના કરી કે, હે તીર દેવ, આપ મારી પાસે આવો, તો શું તે તીર એની પ્રાર્થના સાંભળી એની સમીપ આવશે કે ? આવોજ બ્રાહ્મણોનો માર્ગ છે. જે ગુણોને લીધે મનુષ્ય બ્રાહ્મણ થાય છે, તે આચારોનું એ અવલંબન કરતો નથી, અને તે કહે છે કે, 'હે ઇન્દ્ર ! હું તારી પ્રાર્થના કરૂં છું; હે સોમ ! હું તારી સ્તુતિ કરૂં છું; હે વરૂણ ! હું તારૂં આવ્હાન કરૂં છું; હે બ્રહ્મા ! હું તારા ગુણ ગાઉં છું.' પણ આમ કરવાથી મરણાંતે તેને બ્રહ્મપ્રાપ્તિ થાય કિંવા તે બ્રહ્મમાં લીન થઇ જાય, એવી આશા રાખવી એ વ્યર્થ છે."

આ અવતરણમાં અમુક વિશિષ્ટ ગુણથી યુક્ત હોય તેજ મનુષ્ય બ્રાહ્મણ થઇ શકે છે એમ કહેવામાં આવ્યું છે. આથી એ સ્પષ્ટ થાય

છે કે, મહાત્મા બુદ્ધ જન્મથી બ્રાહ્મણ ઉત્પન્ન થાય છે એમ માનતા નહિ, પણ ગુણથી બ્રાહ્મણત્વની પ્રાપ્તિ માનતા હતા. ગમે તે જાતિનો મનુષ્ય હોય, પણ તેનામાં તે તે વિશિષ્ટ ગુણ હોય તોજ તેને બ્રાહ્મણ ગણવો, એવું મહાભારતનું પ્રમાણ જે પ્રથમ આપી ગયા છીએ, તેને મળતુંજ આ વચન છે. આ પ્રમાણે ગુણ કર્મથી જાતિ માનનાર મહાત્મા બુદ્ધ અમુક જાતિને અસ્પૃશ્ય માને એમ ધારવું એ ભૂલ ભરેલું છે.

"૧ લોકોને ત્રાસ આપ્યા શિવાય, એમને ધર્મ અને સમતાનો માર્ગ બતાવવો જોઇએ. જે મનુષ્ય સદ્‌ગુણી, બુદ્ધિમાન્, ન્યાયી, સત્યવાદી હોઇ પોતાનું કર્તવ્ય કરવામાં તત્પર રહે છે, તેના પ્રત્યે જગત્ પ્રેમભરી દ્રષ્ટિથી જુએ છે. જેમ મધુમક્ષિકા પુષ્પના રંગ, સુગંધ અને સ્વરૂપને બગાડયા શિવાય એમાંથી માત્ર મધનુંજ શોષણ કરે છે, તેજ પ્રમાણે સાધુ પુરૂષે ગામમાં રહેવું."

આ વચનમાં જણાવવામાં આવ્યું છે કે, જન સમાજમાં રહી કર્તવ્યનો ઉપદેશ કરતાં કોઇના પર અત્યાચાર કરવો નહિ પણ એ પવિત્ર કાર્ય સમતાપૂર્વક કરવું. આવો ઉપદેશ કરનાર બુદ્ધને જાતિભેદ કે સ્પર્શાસ્પર્શની જુલમી પ્રથા કદાપિ પણ પ્રિય નજ હોય; કિંબહુના બુદ્ધનું તો એમ કહેવું છે કે, સદ્‌ગુણી મનુષ્યજ સર્વને પ્રિય છે. જાતિ વિશિષ્ટત્વથી નહિ, પણ ગુણ વિશિષ્ટત્વને લીધેજ માનવ માત્ર પવિત્ર થઇ શકે છે, એવો મહાત્મા બુદ્ધનો અભિપ્રાય છે. આપણે હવે બુદ્ધ ધર્મના કંઇક સિદ્ધાન્તોનું શ્રવણ કરીએઃ—

"૨ કોઇના પ્રત્યે દુરાચરણ ન કરવું, સદાચારથીજ વર્તવું, જીવનક્રમ શુદ્ધ રાખવો અને અંતઃકરણને પવિત્ર કરવું, એજ બુદ્ધ ધર્મ છે."

બેશક, આવા પ્રકારનાં આચરણ કરનાર સર્વ મનુષ્ય બુદ્ધ ધર્મમાં પ્રવેશ કરી શકે છે અને ત્યાં તે સમતાથી રહી શકે છે. વળી ભગવાન્ બુદ્ધે પોતાના શિષ્યોને આખા જગતમાં ભ્રમણ કરી બુદ્ધ ધર્મના સિદ્ધાન્તોનો પ્રચાર કરવાની આજ્ઞા આપેલી છે. જુઓઃ—

૧. કલ્યાણો ધમ્મો અ. ૪૮
૨ કલ્યાણો ધમ્મો અ. ૨૧.

" *હે ભિક્ષુઓ ! જગત્ માત્રનું કલ્યાણ થાય અને માનવ માત્રનું હિત થાય તે માટે હવે તમે બહાર જાઓ, અને આ ઉત્કૃષ્ટ ધર્મતત્વોનો સર્વને ઉપદેશ કરો. હજી પણ જગતમાં ઘણા એવા છે કે, જેમનાં નેત્ર ધૂળથી પૂરેપૂરાં ભરાયલાં નથી. તેઓ મુક્તિને પામે તે માટે એ સર્વને પવિત્ર ધર્મનાં તત્વો ઉપદેશો. તેઓ સમજશે અને એ સિદ્ધાન્તોનો સ્વીકાર કરશે. બુધ્ધે ઉપદેશેલો ધર્મ ગુપ્ત રાખવાથી પ્રકાશ પામશે નહિ પણ તે પ્રસિદ્ધ કરવાથીજ પ્રકાશ પામશે. માટે તમો જાવ, દેશવિદેશના માનવોને ઉપદેશ કરો અને જે ઉત્સુક અને યોગ્ય હોય એમને બુદ્ધ ધર્મમાં દાખલ કરો. "

આ પ્રકારે જગતના કલ્યાણ અર્થે મહાત્મા બુદ્ધ પોતાના શિષ્યોને આખા જગતમાં ફરી ધર્મોપદેશ કરવાની આજ્ઞા આપે છે. જે ધર્મમાં દુનિયાના સર્વ મનુષ્યો દાખલ થઇ શકે છે, અને સમાનતાથી રહી શકે છે; તે ધર્મમાં સ્પર્શાસ્પર્શ–તેમજ વિશેષતઃ જાતિથી સિદ્ધ થતા આભડછેટના પ્રકાર–હોવો શક્ય નથી. મહાત્મા બુદ્ધના બહિષ્કૃત–બહિર્જાતિ અથવા અંત્યજ–( the out-cast ) માણસો સંબંધી કેવા વિચાર હતા એ સ્પષ્ટ જોવું હોય તો તે નીચેની હકીકતથી ધ્યાનમાં આવશે. જુઓઃ–

" ભગવાન બુદ્ધ દેવ શ્રાવસ્તીમાં રહેતા હતા, ત્યારે એક સમયે તેઓ હાથમાં ભિક્ષાપાત્ર લઇ એક બ્રાહ્મણને ત્યાં ભિક્ષાર્થે ગયા. આ વખતે એ બ્રાહ્મણના ઘરમાં હવન થયલો હોવાથી વેદીમાંથી અગ્નિની જ્વાલા નીકળતી હતી. બુદ્ધને જોઇ બ્રાહ્મણે કહ્યું–" અરે મુંડા ! ઉભો રહે. હે ભીખારી શ્રમણ ! દૂર થા. તું બહિષ્કૃત છે. " બ્રાહ્મણનાં તિરસ્કાર ભરેલાં આ વચનો સાંભળી બુદ્ધદેવે કહ્યું કે–" બહિષ્કૃત કોણ છે ? જે ક્રોધી, દ્વેષી, દુરાચારી, ઢોંગી, પ્રમાદી, કપટી, દુઃખદાયક, સ્વાર્થી, પાતકી, નિર્લજ્જ હોય તેજ બહિષ્કૃત છે. " વળી બુધ્ધે કહ્યું.

" *Not by birth does one become an out-cast, not by birth does one become a Brahman; by deeds one becomes an out-cast, by deeds one becomes a Brahman.* "

" જન્મથી કોઈ પણ બહિષ્કૃત થતો નથી, તેમજ જન્મથી કોઇ

* કલ્યાણો ધમ્મો. અ. ૧૯.

પણ બ્રાહ્મણ થતો નથી. મનુષ્ય પોતાના આચરણથી બહિષ્કૃત થાયછે અને પોતાના કર્મના યોગથી બ્રાહ્મણ બનેછે.[૧] "

આ પ્રમાણે બુદ્ધ સ્પષ્ટપણે જણાવે છે કે, જન્મથી કોઇ પણ બહિષ્કૃત નથી. બહિર્જાતિ કિંવા અસ્પૃશ્ય જાતિ જેવું કંઇ પણ નથી. પ્રત્યેક મનુષ્ય સદાચારથી ઉચ્ચ અને દુરાચારથી નીચ થાય છે. બુધ્ધને જાતિભેદ અને અંત્યજોનો બહિષ્કાર વગેરે ધાર્મિક અત્યાચારના માર્ગ કદાપિ પણ માન્ય નહોતા, એ ઉપરોક્ત અવતરણથી સ્પષ્ટ થાય છે. આમ હોવાથીજ એમણે પોતાના ધર્મનો પ્રચાર જગતના પ્રત્યેક દેશમાં થાય તે માટે ભિક્ષુકો મોકલ્યા હતા. વિશ્વબંધુત્વની ભાવનાથી ભરપૂર એવા એના ધર્મ સિદ્ધાંતોએ ઘણાનાં જીવન જાગ્રત બનાવ્યાં અને બુધ્ધ ધર્મ એ રીતે સર્વત્ર વ્યાપી ગયો. બ્રાહ્મણોના ધર્મમાં જાતિભેદ અને સ્પર્શાસ્પર્શનું તત્વ પ્રધાનપદે બિરાજતું હોવાથી તેઓએ પોતાના ધર્મનો પ્રસાર કરવાની ભાંજગડ કરી નહિ, એટલુંજ નહિ પણ બુધ્ધ ધર્મના સમત્વના પ્રભાવ આગળ તેજોહીન થઇ ગયો. જ્યાં સુધી આ ભેદભાવરૂપી દુર્ગુણ રહેશે ત્યાં સુધી હિંદુધર્મના મનુષ્યો બીજાઓને પોતાના ધર્મમાં દાખલ કરશે નહિ. વિદ્વાન અને વિચારશીલ સજ્જનોએ આ સ્થિતિપર વિવેક દ્રષ્ટિથી વિચાર કરવાની આવશ્યકતા છે. આમ કરતાં જણાશે કે બુધ્ધે જે સમત્વ, વિશ્વબંધુત્વ અને સદાચારનું શિક્ષણ આપ્યું છે તે વેદ ધર્માનુકૂલ છે, કિંબહુના એજ સિદ્ધાંતો વેદોક્ત ધર્મમાં અગ્રસ્થાને છે. ભગવાન બુદ્ધ સદાચારને કેટલું માન આપે છે, તે નીચેના એક બે અવતરણથી જણાશેઃ—

" *આપણે જાતે અજ્ઞાની હોવા છતાં બીજાને તુચ્છ માની પોતાને ઉચ્ચ સમજીએ છીએ તે દિવો લઇ ચાલનાર અંધની સમાન છે ( અર્થાત્ પોતે આંધળા હોવા છતાં બીજાને માર્ગ દેખાડવાનું ઘમંડ રાખીએ છીએ). સેંકડો ગ્રંથ કંઠાગ્રે હોય તોપણ તે કશા કામના નથી. સત્યજ્ઞાનને જાણી તે પ્રમાણે આચરણ રાખવાથીજ મુક્તિ મળે છે. અજ્ઞાન એ સર્વ રોગોમાં મુખ્ય રોગ છે. "

---

૧કલ્યાણો ધમ્મો અ. ૭૫

* ધમ્મપદ અધ્યાય ૩-૧૬-૨૬ માંથી.

આ સર્વ ઉદ્‌ગાર તત્કાલીન ગોખણપટ્ટી કરનારા બ્રાહ્મણોને ઉદ્દેશીને કાઢેલા છે. પુસ્તકોનાં પુસ્તક ગોખી મારનાર બ્રાહ્મણોના કરતાં થોડું જ્ઞાન હોવા છતાં, તે પ્રમાણે આચરણ કરનાર નીચ જાતિના મનુષ્યની યોગ્યતા તેઓ વિશેષ સમજે છે, એ ઉપરોક્ત વચનથી જણાય છે. બુદ્ધે પોતાના ધર્મના શ્રમણ, ભિક્ષુ વગેરેની જાતવાર ચુંટણી કરી નહોતી, પણ તેઓને ગુણકર્માનુસાર નિયુક્ત કર્યાં હતા, એ નીચેના અવતરણથી જણાશે.

" જે પોતાનું માથું મુંડાવે છે અને દુરાચારથી વર્તે છે તે શ્રમણ નથી. પણ જે દુષ્ટ મનોભાવના તેમજ સ્વાર્થી ઇચ્છાઓને દૂર કરી, શુધ્ધ આચારમાં વર્તે છે તેજ શ્રમણ છે. વળી તેજ પ્રમાણે નિયમિત સમયે ભિક્ષા માગનાર અને સર્વ પ્રકારનાં ખોટાં કાર્ય કરનાર, તે ભિક્ષુ નથી, પણ જે કોઇ પણ ખોટા કાર્યમાં પ્રવૃત્ત થતો નથી તેજ ભિક્ષુ છે. "

આથી સ્પષ્ટ રીતે જણાશે કે ગૌતમ બુદ્ધ જાતિપરત્વે મનુષ્યોનો સ્વીકાર કરતા નહોતા પણ ગુણપરત્વે સ્વીકાર કરતા હતા. જેના ધર્મમાં જાતિભેદજ નથી, તેના ધર્મમાં અસ્પૃશ્ય જાતિ હોવી શકયજ નથી.

વર્તમાનમાં બુધ્ધ ધર્મીય લોક હિંદુઓના સહવાસથી જાતિભેદનાં બંધનો પાળે છે અને તેથી કેટલાકને અસ્પૃશ્ય માની તેમનાથી દૂર રહે છે, પરંતુ એ વાત બુધ્ધના ઉપદેશમાં કોઇ પણ સ્થળે પ્રતિપાદન કરેલી જણાતી નથી. ભગવાન્ બુધ્ધે પોતાની શુધ્ધ વાણીથી સમતાનો ઉપદેશ કર્યો, અને તેનો કેટલાક શતકો સુધી જન સમાજે સ્વીકાર પણ કર્યો, પણ દુર્ભાગ્યે પ્રતિકૃતિની લાટ ચડી આવતાં સર્વ ચક્ર ફરી ગયું અને પૂર્વની દશા વધુ જોરમાં આવી લાગી. પરિણામે અંત્યજો સદાના બહિષ્કૃત થયા. સેંકડો વર્ષ વ્યતિત થવા છતાં તેઓ જેવા ને તેવાજ બહિષ્કૃત રહ્યા છે. ભગવાન બુધ્ધે એક સ્થળે કહ્યું છે કે, "Where there is much suffering there is also great bliss." જે સ્થળે વિશેષ દુઃખ હોય છે, તે સ્થળે સુખ પણ વિશેષ હોય છે. એમની આ દૈવીવાણી પ્રમાણે અંત્યજાદિ બહિષ્કૃત જાતિ આજકાલ કરતાં હજારો વર્ષથી જે દુઃખ ભોગવે છે, તેના બદલામાં તેમને પ્રાપ્ત થનાર સુખ તત્કાળ મળો અને તેમના દ્વારા એક પ્રકારનાં સામાજીક કર્તવ્યો થાવ, એ ઇચ્છા સાથે આપણે બુધ્ધ ધર્મના વિચારની સમાપ્તિ કરીશું.

( ૩ )

યહુદી ધર્મ.

ખ્રિસ્તીઓનું ધર્મ પુસ્તક બાયબલ છે. આ બાયબલના જુનો કરાર અને નવો કરાર એવા બે વિભાગ છે. પરમાત્માએ જગત્ ઉત્પન્ન કરી, પ્રથમ યહુદી લોકો સાથે જે કરાર કર્યો, તે જુનો કરાર છે. પણ આગળ જતાં જેમ જેમ જગતની સુધારણા થતી ગઇ, તેમ તેમ પરમેશ્વરને લાગવા માંડ્યું કે, હવે પુનઃ નવો કરાર કરવો જોઇએ, અને તે એમણે ખ્રિસ્તીઓ સાથે કર્યો; આ નવો કરાર છે. જુના કરારમાં યહુદીઓના ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ગ્રંથની દ્રષ્ટિથી જોતાં જણાય છે કે તેઓનામાં કંઇક અંશે સ્પર્શાસ્પર્શનો રિવાજ હતો. યહુદીઓના ધર્મોપદેશક અન્ય ધર્મવાળા સાથે અન્ન-વ્યવહાર કરતા નથી, બીજાના અન્નને તેઓ અભક્ષ્ય સમજે છે; પણ એમના અને હિંદુઓના અસ્પૃશ્યત્વમાં એટલો ભેદ છે કે, હિંદુઓ પોતાનાજ ધર્મ બંધુઓમાંના એક તૃતીયાંશ વિભાગને સદાને માટે બહિષ્કૃત માને છે. યહુદીઓ ઇતર ધર્મીયોને ભાણા-વ્યવહાર પુરતાજ અસ્પૃશ્ય માને છે, પણ જો અન્ય ધર્મનો મનુષ્ય યહુદીધર્મ સ્વીકારે તો તે તત્કાલ કિંવા અમુક પેઢી પછી વ્યવહાર્ય થાય છે. અર્થાત્ હિંદુઓના જેટલો તીવ્ર બહિષ્કાર આ ધર્મમાં નથી, એટલુંજ નહિ પણ સ્વધર્મનો સ્વીકાર કરતાં તે ઓછો થઇ જાય છે. આમ જ્યાં બહિષ્કારથી મુક્ત થવાનો માર્ગ હોય છે ત્યાં બહિષ્કારનું અતિ મહત્વ ન રહે, એ સ્વાભાવિક છે.

યહુદીઓ જેમ અન્ય ધર્માવલંબિયોને કેટલીક બાબતમાં અસ્પૃશ્ય ગણે છે, તેમ કેટલાક પદાર્થોને પણ અશુદ્ધ ગણે છે. આમાંની કેટલીક પ્રથા હિંદુઓને મળતી છે. હિંદુઓમાં જેમ શવને અડકતાં કિંવા અભડાએલા મનુષ્યને અડકતાં, અડકનાર અભડાય છે, તેમ યહુદી ધર્મમાં પણ અશુધ્ધ વનપશુના કે ગામપશુના શવના સ્પર્શથી, અશુધ્ધ જીવ જંતુના સ્પર્શથી, તેમજ એવા સ્પર્શ વગેરેના કારણથી અશુદ્ધ થયલા મનુષ્યના સ્પર્શથી, સ્પર્શ કરનારને દોષ લાગે છે. યહુદીઓ યજ્ઞકરી તેમાં પશુ વગેરેનું બલિદાન આપતા. આવા યજ્ઞના યજ્ઞપશુનું માંસ ખાનારને પવિત્ર રહેવું પડતું. કોઇ પણ અપવિત્ર માણસ એ માંસનો સ્પર્શ કરી શકતો નહિ, તેમ તેને ખાઇ શકતો નહિ. આ નિયમનો ભંગ કરનાર અપવિત્ર મનુષ્ય સમાજથી

અધિકૃત થતો. યહુદી ધર્મમાં શવને અડકવાથી જે અશુદ્ધિ આવે છે, તે અમુક સમયે સ્નાન કરવાથી જતી રહે છે. યહુદીઓમાં સુવાવડની અશુધ્ધિના પ્રકાર પણ ઘણે અંશે હિંદુઓને મળતા છે. સ્રીને પુત્ર પ્રસવ થાય તો સાત દિવસ અશુદ્ધિ રહે છે, અને કન્યાનો પ્રસવ થાય તો બે સપ્તાહ પર્યંત અશુધ્ધિ રહે છે. આમાં પણ રજસ્રાવ થતો રહે તો તે બંધ થતા સુધી સંપૂર્ણ શુધ્ધિ આવતી નથી. આ દિવસોમાં સ્રી અસ્પૃશ્ય ગણાય છે અને તેને માર્ગમાં છૂટથી ફરવાની મનાઇ હોય છે. આવી સ્રીઓને અડકનારને પણ અભડાયલો માનવામાં આવે છે. આ ધર્મમાં શુદ્ધિ માટે સક્ષૌર પ્રાયશ્ચિતને મળતો પણ એક પ્રકાર છે.

યહુદી ધર્મમાં શરીરમાંથી સ્રાવ થવાના કારણે પણ મનુષ્ય અશુદ્ધ મનાય છે. આવા મનુષ્યનો સ્પર્શ કરનાર મનુષ્ય તેમજ તે જે જે વસ્રાદિ પદાર્થોને અડકે તે તે પદાર્થો પણ અભડાય છે. આવા રોગી મનુષ્યને તેમજ તેનો સ્પર્શ કરનારને અશુદ્ધ ગણવાનું મૂળ કારણ વૈદકશાસ્રના નિયમને અનુસરીનેજ હોવું જોઇએ, પણ જેમ હિંદુ ધર્મમાં વૈદકના અનેક નિયમોને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું છે તેમ આ ધર્મમાં પણ થયલું જણાય છે. એકનો બીજાએ, બીજાનો ત્રીજાએ એમ પરંપરા જેટલા નિરોગી મનુષ્યો અડક્યા હોય તે સર્વ પણ અશુદ્ધ થાય છે! મૂળ તત્વ ગ્રાહ્ય હોવા છતાં, ધર્મના તંત્રથી એની અમલ બજાવણી શરૂ થવા પછી અને તેને રૂઢિનું સ્વરૂપ અપાયા પછી તેનો કેવો અતિરેક થાય છે તે આથી જણાશે.

યહુદીઓમાં વિવાહ કરતી વખતે પણ કંઇક જાતિભેદ પાળવામાં આવે છે. આંધળા, લુલા, નકટા કિંવા અધિકાંગ એવા અપંગ મનુષ્યો દેવળ વગેરે પવિત્ર સ્થળોમાં જઇ શકતા નથી; કારણ કે તેમના જવાથી એ સર્વ અપવિત્ર થાય છે. આ શિવાય પણ એમનામાં કેટલાક સ્પર્શાસ્પર્શના રિવાજ છે. બાયબલના જુના કરારમાં એનાં ઘણાં દ્રષ્ટાંત છે, પણ તે સર્વ અહીં ઉતારવાની આવશ્યકતા નથી. ઘરઘરાઉ બાબતમાં, સામાજીક બાબતમાં તેમજ સામાજીક વિષયમાં, તેઓ શુદ્ધાશુદ્ધના અનેક પ્રકારોને સ્વીકારે છે. વળી કેટલાક કુળના મનુષ્યોને અને રાષ્ટ્રોના કેટલાકોને, તેઓ અશુદ્ધ છે એમ માને છે. ધર્મોત્સવ જેવા વિશિષ્ટ પ્રસંગોએ તેઓનો સ્પર્શ કિંવા દગ્પાત પણ ગ્રાહ્ય માનવામાં આવતો નથી.

યહુદી ધર્મગ્રંથોમાં પોતાનો ધર્મ ઇશ્વરપ્રેરિત હોવાથી તે સર્વ પૃથ્વીભરમાં પસરવો જોઇએ, એવી ભાવના જણાય છે. ૧–દીનોનો ઉદ્ધાર, ૨–સ્વધર્મ એ ઇશ્વર પ્રેરિત હોવા માટે નિશ્ચય, ૩–અને તે પૃથ્વી પરના સર્વ મનુષ્યોમાં ફેલાય એવી ઉત્કંઠા, એ ત્રણુ વસ્તુ એકજ સમયમાં જ્યાં હોય, ત્યાં વિશિષ્ટ સમાજ પર કાયમનો બહિષ્કાર હોઇ શકેજ નહિ. હિંદુ ધર્મમાં પ્રથમની બે બાબતો છે, પણ ત્રીજી બાબતનો તેમાં સંપૂર્ણ અભાવ હોવાથીજ યહુદીઓના કરતાં હિંદુઓમાં સ્પર્શાસ્પર્શના નિયમ ઘણા સખત થતા પામ્યા, તેમજ કેટલાક વર્ગો કાયમના બહિષ્કૃત થઇ પડયા. યહુદીઓ સ્વધર્મના નહિ એવા મનુષ્યોને ભ્રષ્ટ માને છે, અને કેટલીક બાબતમાં અસ્પૃશ્ય અને અગ્રવહાર્ય સમજે છે, એ વાત ખરી; પણ પોતાનો ધર્મ સર્વત્ર ફેલાય એવી એમની ઇચ્છા હોવાથી તેઓ બીજાને પોતાના મતના બનાવી એમને પાવન કરી પોતાનામાં મેળવે છે. આમ છતાં એઓ-આપલો જેટલા પરમેશ્વરના વહાલા છે, તેટલા * બીજા નથી, એ ભાવના એઓનામાં જાગૃત હોવાથી, કેટલેક પ્રસંગે તેમના તરફથી અત્યાચાર થાય છે. યહુદીઓના ભેદાભેદના, સ્પર્શાસ્પર્શના અને અત્યાચારના આચારવિચારોને લીધેજ સમતાના તત્વ પર ખ્રિસ્તી ધર્મનો આગળ જતાં ઉદય થયો છે. આથી હવે એનો વિચાર કરીએ.

( ૪ )

**ખ્રિસ્તીધર્મ.**

સાધારણુ રીતે એમ કહેવામાં હરકત નથી કે, યહુદી લોકોના જુલમના પ્રતિકાર માટે તેમજ પરમેશ્વરને ત્યાં સર્વ સમાન છે એનું પ્રતિપાદન કરવા માટે, ખ્રિસ્તી ધર્મ ઉત્પન્ન થયો છે. એ અનુભવ સિધ્ધ છે કે, પ્રત્યેક ધર્મ તેના જન્મકાલ સમયે ગમે તેટલી ઉચ્ચ ભાવનાઓથી પૂર્ણ હોય, તથાપિ આગળ જતાં તે જેમના હાથમાં જઇ પડે છે તેમની કલુષિત ભાવનાઓની એમાં સંકીર્ણતા થઇ, તે બગડવા માંડે છે. આજ નિયમાનુસાર ખ્રિસ્તીધર્મ રોમન કેથોલિકોના હાથમાં જઇને વિકૃત થયો. રોમન કેથો-

* આ ધર્મમાં એઓ-આપલોજ પરમેશ્વરના વહાલા અને કહ્યાથી, ગર્વોની, મરારી, વગેરે આળખામણા એમ મનાય છે.

લિકો જુના અને નવા એ બંને કરારને સરખાજ પ્રમાણુરૂપે સ્વીકારવા લાગ્યા; આથી તેમાં ભેદાભેદની અને સ્પર્શાસ્પર્શની પૂર્વોક્ત યહુદીઓની જે કલ્પના હતી, તે એમનામાં પણ રૂઢ થઈ. યુરપમાં આ જુના મતના રોમન કેથોલિકો રશિયા, આયર્લૅન્ડ, વગેરે દેશોમાં વિશેષ પ્રમાણમાં છે. જન્મથીજ ઉચ્ચ નીચ ભાવ માનવા તરફ અને સ્પર્શાસ્પર્શ સ્વીકારવા તરફ એમની પ્રવૃત્તિ વિશેષ છે. [ આથીજ દક્ષિણ હિંદુસ્થાનમાં એ લોકોએ ક્રિશ્ચિયન બનાવેલા ઘણા મનુષ્યો છે. તેઓ જાતિભેદ તેમજ સ્પર્શાસ્પર્શને માને છે. તેઓ હજી પણ લગ્ન તેમજ ભોજનવ્યવહાર વગેરેમાં જાતિ અને કુળનો વિચાર કરે છે ! ફલાણો પરયા ( મ્હાર ) ખ્રિસ્તી છે, માટે તે અસ્પૃશ્ય અને નીચ; અને ફલાણો આયંગર ( બ્રાહ્મણ ) ખ્રિસ્તી છે માટે તે સ્પૃશ્ય અને ઉચ્ચ છે, એમ કહી તેમણે હીંદુસ્થાનમાં ચાલતા આવેલા ભેદ ચાલવા દીધા છે. એટલુંજ નહિ પણ દક્ષિણહિંદનાં એમનાં કેટલાંક ચર્ચો( દેવળો )માં પ્રાર્થના કરવા માટે બેસવાની જગા પ્રત્યેક જાતિના ખ્રિસ્તીઓ માટે પૃથક્ પૃથક્ રાખેલી છે ! દક્ષિણહિંદમાં આ લોકોને જાતિ વિશિષ્ટ ખ્રિસ્તિ ( cast Christions ) એ નામથી ઓળખવામાં આવે છે. આ ભેદ જોકે કેટલેક અંશે હિંદુસ્થાનની હવાને લીધે વધેલો છે, તથાપિ એ ભૂલવા જેવું નથી કે, રોમન કેથોલિકોના અનુદાર અંતઃકરણમાં તેનો પ્રારંભ યુરપમાંથીજ થયલો હતો. ] રોમન-કેથોલિકોના આ વિષમતામૂલક અત્યાચારોનો નિષેધ કરી ઉદાર ધર્મની સ્થાપના કરવા અર્થે પ્રોટેસ્ટંટ પંથનો જન્મ થયો. રોમન-કેથોલિક એટલે જુના વિચારના ખ્રિસ્તી, અને પ્રોટેસ્ટંટ એટલે નવા ઉદાર મતના ખ્રિસ્તી છે. પ્રાચીન મતના ખ્રિસ્તીઓને જુનો કરાર સર્વાંશે અક્ષરશઃ પ્રમાણ હોવાથી, એમના વિચારનું નિરીક્ષણ યહુદી ધર્મની સમાલોચનામાં આવી જાય છે; કારણકે તે સર્વ સિદ્ધાન્તો એમને પરમ-પ્રમાણ રૂપ છે. પ્રોટેસ્ટંટ પંથના અનુયાયીઓને જુનો કરાર પૂર્ણ રીતે માન્ય નથી. તેઓ માત્ર એમાંના નીતિના વિભાગને માન્ય કરે છે, પરંતુ વિષમતાના અન્ય ઉપદેશને સ્વીકારવા તેઓ તૈયાર નથી. ઉદાર મતના પ્રચારાર્થે પ્રોટેસ્ટંટ પંથની સ્થાપના થઇ, એથીજ જણાય છે કે, તે પહેલાંનો રોમન કેથોલિક પંથ અનુદાર તેમજ વિષમતાવાદી હતો. બાયબલ વાંચવાનો અધિકાર ધર્માધિકારીઓનેજ, અન્યને નહિ, એટલું કહેવા સુધીની હદે એમનું અનુદારપણું વધી ગયું હતું ! પ્રોટેસ્ટંટોએ તેઓના એવા સિદ્ધા-

ન્તોને છિન્નભિન્ન કરી નાંખી ખ્રિસ્તી ધર્મના ઉત્તમ ઉપદેશોનો સર્વત્ર પ્રસાર કર્યો. મહાત્મા ક્રાઇસ્ટ સર્વને સમાનતાનોજ ઉપદેશ કરે છે.

એક સમયે ક્રાઇસ્ટે હલકા માણસો સાથે ભોજન કરવાથી શિષ્યોએ તેનું કારણ પૂછતાં નીચેના પ્રશ્નોત્તર થયા હતાઃ–

" ( ૧૬ ) તે વખતે શાસ્ત્રી અને પરોશીને જકાતદાર તેમજ પાપીની સાથે જમતા જોઇને તેમના શિષ્યો બોલ્યા, કે જકાતદાર અને પાપીની સાથે એ ખાય છે એ શું ? આ વાત સાંભળી ઇશુએ કહ્યું, નીરોગીઓને વૈદની ગરજ નથી, પણ દુઃખિયોને છે. હું પુણ્યવાનને નહિ, પણ પાપીને બોલાવવા આવ્યો છું."

બાય. માર્કસ. અ. ૨.

આમાં ક્રાઇસ્ટે સ્વચ્છપણે પોતાનો મનોભાવ દર્શાવ્યો છે. હીન, દીન, દુર્બલ, નીચ, બહિષ્કૃત, અસ્પૃશ્ય, પાપી, ઇત્યાદિ મનુષ્યના ઉદ્ધારાર્થે, તેમની યોગ્યતા ઉચ્ચ કરવા માટે હું આવ્યો છું, એવી ક્રાઇસ્ટની માન્યતા હતી, અને તેથીજ એમણે એમનો સંસર્ગ ગ્રાહ્ય માન્યો. મહાત્મા બુદ્ધની ઉક્તિ પ્રમાણેજ આ ઉક્તિ છે, એ આથી જણાશે. એજ પ્રમાણેઃ—

" ( ૪૪ ) પરંતુ હું તમને કહું છું કે, તમે તમારા દુશ્મનોપર પ્રીતિ કરો, જે તમને શાપ આપે તેમને આશીર્વાદ આપો, જે તમારો દ્વેષ કરે તેમનું ભલું કરો, અને જે તમને છેતરે તેમજ તમારૂં અનિષ્ટ કરવા તત્પર રહે, તેમને માટે પ્રાર્થના કરો. " ( ૪૫ ) એટલે કે તમે તમારા આકાશના પિતાના પુત્ર થઇ તે પ્રમાણે વર્તો. કેમકે તે સારા તેમજ નરતા ઉપર પણ પોતાનો સૂર્ય ઉગાડે છે, અને ન્યાયીપર તેમજ અન્યાયીપર પણ વરસાદ વર્ષાવે છે. "

બા. માત્થી. ૫.

" ( ૧૯ ) પોતાના માબાપનું સન્માન કરો, અને જેવી આપણા પોતાના પર તેવીજ પરોશીપર પ્રીતિ રાખો. " અ. ૧૯

" ( ૫ ) કારણ કે તમારો એકજ ગુરૂ ખ્રિસ્ત છે, અને તમે સર્વ ભાઇ છો. "–બાય. માત્થી અ. ૨૨.

" ( ૨૨ ) અને જો કોઇ પોતાને ઉચ્ચ ઠરાવશે તો તેને નીચ કરવામાં આવશે, અને તે પોતાને નીચ માનશે તેને ઉચ્ચ કરવામાં આવશે. " બાય. માત્થી અ. ૨૩.

આ સર્વ અવતરણોમાં સમતાભાવ, બંધુપ્રીતિ, સર્વના એક પિતા પરમેશ્વર છે એવી કલ્પના, સર્વ માનવ ભાઇ છે એવી ભાવના અને નમ્રતા, ઇત્યાદિ વિષયોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એજ પ્રમાણેઃ—

" ( ૧૨ ) દેવે જગતપર એટલો પ્રેમ દર્શાવ્યો કે, એણે પોતાનો એકનો એક પુત્ર દઇ આપ્યો, કારણ કે, જે કોઈ એનાપર વિશ્વાસ રાખે તેનો નાશ થાય નહિ, પણ તેને સર્વકાલનું જીવન મળે."

બાય. યોહાન, અ. ૩

આ વચનમાં જણાવવામાં આવ્યું છે કે, ખ્રિસ્તી ધર્મ એ સર્વ જગતના સર્વ માનવો માટે હોવાથી જે તેનો સ્વીકાર કરશે તે તરશે. જે ધર્મ આખા જગતના સર્વ માનવોને પોતાનામાં દાખલ કરવાની ઇચ્છા રાખે તે એકાદ વિવક્ષિત જાતિને બહિષ્કૃત નજ માને, એ સ્પષ્ટ છે. વળી કહે છે કેઃ—

" ( ૨૫ ) અને તેને કંઇ ખોટ છે માટે મનુષ્યોના હાથે તેની પૂજા થાયછે એમ નથી, કેમકે નિર્ભીત જીવન અને પ્રાણ તેજ સર્વને આપે છે. ( ૨૬ ) અને તેણે પૃથ્વીના પટ પર રહેવા માટે એકજ રક્તથી રચ્યું,...( ૨૭ ) તે આપણામાંના કોઇથી પણ દૂર નથી."

બા. પ્રેષિતનાં કૃત્ય અ. ૧૭.

ઉપરોક્ત વચનમાં કહેવામાં આવ્યું છે કે, સર્વ માનવ એકજ હાડ માંસનાં બનેલાં છે, એ સર્વમાં પરમેશ્વરેજ જીવન મૂક્યું છે અને તે ઇશ્વર સર્વની નિકટ છે. ભૌતિક કિંવા આત્મિક દ્રષ્ટિથી સર્વ મનુષ્ય સમાન છે, એ વેદાન્ત શાસ્ત્રની ઉત્કૃષ્ટ કલ્પનાનુંજ અહીં મહાત્મા ક્રાઇસ્ટે પ્રતિપાદન કર્યું છે. જો ક્રાઇસ્ટને જાતિવિશિષ્ટ ભેદભાવ માટે વિશ્વાસ હોત તો તે આવો ઉપદેશ કરત નહિ.

મહાત્મા ક્રાઇસ્ટે બંધુપ્રેમ તો શું પણ " वसुधैव कुटुंबकम् " ની ભાવનાનું પણ પ્રતિપાદન કર્યું છે. ×

વળી ક્રાઇસ્ટ ઉપદેશે છે કેઃ—

" ( ૧ ) બંધુ સમાજ ( જાતિ ) પર પ્રીતિ રહો." બા. હિબ્રી. અ. ૧૩. આમાં સર્વ પર સમાન બંધુ પ્રેમ કરવાનો ઉપદેશ આપ્યો છે. અહીં

× જુઓ બાયબલ—એફ–સસ અ. ૩.

વાચકોએ ભૂલવું ન જોઇએ કે ' પડોશી ' અને " બંધુ જાતિ " એ શબ્દો-થી સર્વ મનુષ્ય માત્રનો બોધ થાય છે. વળીઃ-

" ( ૩ ) સુંદર વસ્ત્ર ધારણ કરનારને જોઇ તમે કહો છો કે, ભાઇ અહીં ઉત્તમ પ્રકારે આસન લો, પરંતુ દરિદ્રીને કહો છો કે, તું અહીં ઉભો રહે, અથવા અહીં મારા પગ આગળ બેસ. (૪) ત્યારે તમે પોતાનામાં ભેદ રાખો છો, અને ( તેમ કરતાં ) ખરાબ વિચારના ન્યાયાધીશ થયા કે નહિ? (૫) અહો મારા શિષ્યો, સાંભળો, જે આ લોકમાં દરિદ્રી; પણ વિશ્વાસથી ધનવાન અને જે રાજ્યદેવે પોતાના પર પ્રેમ રાખનારને આપેલું તેના વતનદાર, એણેજ તેમને બનાવ્યા કે નહિ ? ( ૬ ) પરંતુ તમે દરિદ્રોનું અપમાન કર્યું છે. "

બાયબલ. યાકોબા. અ. ૨.

આ વચનમાં શ્રીમંત, દરિદ્રી, વગેરે ભેદ રાખવા જોઇએ નહિ, એવો ઉપદેશ કરવામાં આવ્યો છે. નવા કરારનાં ઉપર આપેલાં સર્વ વચનોનો વિચાર કરતાં સારી રીતે જણાય છે, કે ક્રાઇસ્ટે પ્રચલિત કરેલા ખ્રિસ્તી ધર્મમાં જાતિભેદ, શ્રીમંતાઇથી થતા ઉચ્ચ નીચ ભેદ, અમુકને બહિષ્કૃત અને અમુકને વ્યવહાર્ય ગણવા જેવા વિષમતાના પ્રકાર મૂળથીજ નહોતા. એક પરમેશ્વર, એક મનુષ્ય જાતિ અને એક ધર્મનાં જે તત્વો પ્રથમ આપણે ભાગવતમાં દર્શાવેલાં છે, તેજ તત્વો અહીં ઉપદેશેલાં હતાં. ભેદાભેદ અને સ્પર્શ કે અસ્પર્શની સંકુચિત ભાવનાઓ માટે તેમાં અવકાશજ નહોતો. પરમેશ્વર પ્રત્યે પિતૃભાવ, માનવ માત્ર પ્રત્યે ભ્રાતૃભાવ, વિપદગ્રસ્ત મનુષ્ય પર અનુકંપા રાખી તેને તત્કાળ સહાય કરવાની ઉત્સુકતા, ઇત્યાદિ તત્વોજ ક્રાઇસ્ટના ધર્મમાં પ્રધાનપદે હતાં. એણે કોઇને પણ અસ્પૃશ્ય માન્યા નથી કિંબહુના મહાત્મા ક્રાઇસ્ટે એવું માનવાનું કોઇ પણ પ્રસંગે કોઇને પણ કહ્યું નથી.

મહાત્મા ક્રાઇસ્ટનો ઉપદેશ આવો ઉદાર હોવા છતાં પણ રોમન કેથો-લિકોએ પ્રથમથી ચાલતા ભેદાભેદ, સ્પર્શાસ્પર્શ, વગેરે ચાલતા રાખ્યા છે, એટલુંજ નહિ પણ હિંદમાં જાતિવિશિષ્ટ ખ્રિસ્તી બનાવવાનું કાર્ય ચાલતું રાખ્યું છે. એમનું આ વર્તન ક્રાઇસ્ટના ઉપદેશની વિરૂદ્ધ છે. પ્રોટેસ્ટંટ પંથના અનુયાયિઓએજ સ્વધર્મના ઉદાર સિદ્ધાન્તોનો પ્રચાર કર્યો છે, આ

કથનનો એ ઉદ્દેશ નથી કે, એ ઉભય પથના લોકો વર્તમાનમાં ક્રાઇસ્ટના ઉપદેશ પ્રમાણે વર્તે છે કે નહિ. આપણે તો માત્ર ખ્રિસ્તી ધર્મમાં વિશ્વ- કુટુંબની ભાવનાને પોષક કલ્પના છે કે નહિ, તેજ જોવાનું છે. આ વાત આપણે નવા કરારના આધારે જોઇ. પરમાત્મા એ ભાવનાનો સર્વમાં ઉદય કરો.

( ૫ )

**મુસલમાની ધર્મ.**

મુસલમીન ધર્મનો કુરાણ એ ધર્મ ગ્રંથ છે. આ ગ્રંથ શિવાય તેઓ અન્ય કોઇ પણ ગ્રંથને પ્રમાણ માનતા નથી. બાયબલમાં નવાકરાર અને જુનાકરાર એવા બે કરાર પરમેશ્વરે પૂર્વે મોકલી આપ્યાનું વૃતાંત છે; પણ તે હવે નિરૂપયોગી થવાથી મહંમદ પેગંબરદ્વારા કુરાણ મોકલી આપવામાં આવ્યું હતું. કુરાણની આ પ્રકારની ઉત્પત્તિને મુસલમીનો શ્રદ્ધાપૂર્વક માને છે. આ કુરાણમાં આરંભથી અંત પર્યંત એકેશ્વરીવાદનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જુઓઃ—

" Say, God is one God; the eternal God; he begetteth *not, neither he is begotten; and there is not any one like* unto him. "

( પરમેશ્વર એક, સનાતન અને અજ છે. એના સમાન અન્ય કોઇ પણ નથી. )

કુરાણ અ. ૧૧૨

એ અનંત સામર્થ્યવાન પરમેશ્વરે આ પૃથ્વીમાંથી આદમને ઉત્પન્ન કર્યો અને તેના શરીરમાંથી હવ્વ નામની એની સ્ત્રીને ઉત્પન્ન કરી; યહુદી અને ખ્રિસ્તીઓની માફક મુસલમાનો પણ આ જોડામાંથી જગતનાં સર્વ મનુષ્યો ઉત્પન્ન થયાં એમ માને છે. એકજ સ્ત્રી પુરૂષ વડે સર્વ માનવજાતિની ઉત્પત્તિ થઇ, એવું ખાત્રીપૂર્વક માનનારને વિશ્વકુટુંબની કલ્પનાનો સ્વીકાર કરવોજ પડશે. બેશક આ કલ્પના ખ્રિસ્તી ધર્મ પ્રમાણેજ છે. તદ્ ઉપરાંત કુરાણનો એવો સિદ્ધાંત છે કે, સર્વ દેહની અંદરના જીવાત્માને પરમાત્માએ ઉત્પન્ન કરેલા છે, તથા પરમેશ્વરનો સર્વ કૃત્ય પવિત્ર છે; આમ હોવાથી જેમ શરીર પક્ષે વિશ્વબંધુત્વ માનવું પડે છે, તેમજ આત્મિક પક્ષે પણ, મનુષ્ય માત્રમાં પાવિત્ર્ય છે, એમ માનવું પડે છે. જુઓઃ—

" The spirit was created at the command of my God."

" જીવાત્માને પરમાત્માની આજ્ઞાથી ઉત્પન્ન કરવામાં આવ્યો છે."

કુરાન અ. ૧૭

આ પ્રમાણે ભૈતિક અને આત્મિક દ્રષ્ટિથી સર્વ મનુષ્યો સમાન થયાં એ વાત ખરી, પણ તેમ થવા છતાં પણ કુરાણ ઉપર વિશ્વાસ રાખનાર અને ન રાખનાર, એવા સર્વ માનવસમાજના બે વિભાગ થએલા છે. આ માટે એવી માન્યતા છે કે, કુરાણ ઉપર વિશ્વાસ રાખનાર દેવોના રાજ્યમાં રહે છે અને કુરાણ ઉપર વિશ્વાસ ન રાખનાર સૈતાનના રાજ્યમાં રહે છે. અવિશ્વાસુ મનુષ્યોને કાયમનો નરક-વાસ અને વિશ્વાસુ મનુષ્યોને કાયમનો સ્વર્ગવાસ મળે છે. આ વાતનો કુરાણમાં અનેક સ્થળે ઉલ્લેખ છે. જુઓઃ-

" Verily, those who disbelieve our signs we will surely cast to be broiled in hell fire;......But those who believe and do that which is right we will bring into gardens watered by rivers, therein shall they remain for ever."

" જે અમારાં લક્ષણો-કુરાણ-ઉપર વિશ્વાસ રાખતા ન હોય, તેમને અમે નરકના અગ્નિમાં ખાત્રીથી ધકેલી મૂકીશું અને જે વિશ્વાસ રાખતા હોય તેમજ ન્યાયી આચરણ કરતા હોય તેમને અમે નદીના પાણીપર પોષાયલા બાગમાં ( સ્વર્ગમાં ) લાવી મૂકીશું. જ્યાં તે અનંતકાલ પર્યંત રહે છે."

કુરાણ અ. ૪.

આ પ્રમાણે કુરાણપર વિશ્વાસ રાખનારને ઉચ્ચ કોટિમાં અને વિશ્વાસ ન રાખનારને નીચ કોટિમાં ગણ્યા છે. આવા અવિશ્વાસુ માણસો સાથે કોઇએ પણ વ્યવહાર રાખવો નહિ એમ કુરાણની આજ્ઞા છે. જુઓઃ—

" O true believers, take not the Jews or Christians for your friends."

" હે વિશ્વાસુ મનુષ્યો! જ્યૂ અને ખ્રિસ્તી ( એ વિધર્મી ) ઓને તમારા મિત્ર ગણશો નહિ."

કુરાણ અ. ૫.

વળી કુરાણના પાંચમા અધ્યાયમાં કહે છે કે, " તમે તમારા શિવાય અન્ય ( અવિશ્વાસુ ) લોકો સાથે પરિચય રાખશો નહિ, કારણ કે તે તમારામાં ભેદભાવ ઉત્પન્ન કર્યા વિના રહેશે નહિ."

આ પ્રકારે જોકે વિધર્મી મનુષ્યો સાથે મૈત્રી કરવાની ના પાડવામાં આવી છે, તથાપિ મુસલમાની ધર્મમાં સર્વને પ્રવેશ કરવાની સવડ રાખવામાં આવી છે. ( ૧ ) મહમદ પેગંબર ઉપર વિશ્વાસ, (૨) એકજ પરમેશ્વર પ્રત્યે ભક્તિભાવ, (૩) કુરાણ ઉપર પૂર્ણ શ્રદ્ધા, એટલું માનનારનો એ ધર્મમાં પ્રવેશ થઇ શકે છે. ચાહ્ય તે જાતિનો કિંવા ચાહ્ય તે દેશનો મનુષ્ય હોય, તો પણ તે મુસલમાની ધર્મમાં દાખલ થઇ શકે છે. એટલે કે સયતાનના રાજ્યમાંથી પરમેશ્વરના રાજ્યમાં આવતાંજ સર્વ એક થઇ જાય છે. મુસલમાની ધર્મ સ્વીકારવાથી અન્યોન્યમાં ભોજન વ્યવહાર તેમજ લગ્નકાર્ય થઇ શકે છે. એ સર્વ એકજ કુટુંબનો પરિવાર છે એમ માનવામાં આવે છે. પોતાના ધર્મમાં દાખલ થયલામાંથી કોઇનો પણ બહિષ્કાર કરવાનું કુરાણમાં જણાવેલું નથી. હા, એટલું છે કે, પોતાના ધર્મમાં આવતાં પહેલાં તેની સાથે દુર્વ્યવહાર ચલાવ્યો હોય તો, તે ચાલી શકે, પણ એક વખત તે પરમેશ્વરના વિશ્વાસુ સમાજમાં દાખલ થયો, એટલે તેનામાં કોઇપણ પ્રકારનું નીચત્વ રહેતું નથી. એમના મતે તે વિશ્વાસ આવતા સુધીજ ત્યાજ્ય છે. જુઓઃ—

"Marry not women who are idolaters, until they blieve verily *a maid servant who believeth is better than* an idolatress, although she pleases you more. And give not woman who believe in marriage to the idolaters, until they believe ;... ... ... They will ask thee also concerning the course of women: Answer, they *are a polution therefore* separate yourselves from women in *their* courses, *and* go not near them until they are clean."

( મૂર્તિપૂજકોની પુત્રી સાથે વિવાહ કરવો નહિ તેમજ તમારી પુત્રી મૂર્તિપૂજકોને આપવી પણ નહિ. તે વિશ્વાસપૂર્વક તમારામાં આવે તો તેમની સાથે કન્યાવ્યવહાર રાખવામાં હરકત નથી. મૂર્તિપૂજકોના કરતાં તો તમારા ઘરના નોકર સારા. ... ... તેઓ તમોને પૂછે તો કહેજો કે, સ્ત્રી પણ રજસ્વલાજ હોય ત્યારે દુષિત થાય છે. તે પવિત્ર થતા સુધી તેમની પાસે જશો નહિ, પણ તેમનાથી દૂરજ રહેજો. ) કુરાણ અ. ૨.

આ અવતરણમાં અન્ય ધર્મીઓ સાથે લગ્ન વ્યવહાર રાખવાની ના પાડવામાં આવી છે. કુરાણમાં ઇતર ધર્મના મનુષ્યોને દુષિત અને અસ્

વહાર્ય માનવામાં આવ્યા હોય એમ જણાય છે. પરમેશ્વર કૃપા પરથીજ માણસની પસંદગી કરે છે, એવાં વચન પણ અનેક સ્થળે છે, તથાપિ અન્ય ધર્માવલંબીઓને દૂષિત ગણવાની આજ્ઞા ઉપરોક્ત વચનોમાં છે, એની ના પાડી શકાશે નહિ. ગમે તેમ પણ એ અપવાદ ગૌણ નથી પણ પ્રધાન છે. સ્પર્શાસ્પર્શની પણ કંઇક કલ્પના એમનામાં છે, એ વાત ઉપરોક્ત વચનમાં રજસ્વલા સ્ત્રીને અશુધ્ધ તેમજ અસ્પૃશ્ય ગણી છે તે પરથી જણાશે. વિધર્મીઓ શયતાનને માને છે, તેથી તેઓ અવ્યવહાર્ય છે અને રજસ્વલા સ્ત્રી માસિક રક્તસ્રાવને લીધે અવ્યવહાર્ય છે. અસ્વચ્છ મનુષ્યોએ કુરાણનો સ્પર્શ કરવો નહિ એવી કુરાણની આજ્ઞા છે.

"This is the excellent Koran,... ... ... none shall touch the same, except those who are clean."

"આ ઉત્તમ-પવિત્ર-કુરાણ છે. શુદ્ધ ન હોય તેવા મનુષ્યે એનો સ્પર્શ કરવો નહિ."                                                    કુરાણ. અ. ૫૬.

આ શિવાય પણ સ્પર્શાસ્પર્શની ભાવનાને અનુકૂળ એવી કંઇક આજ્ઞાઓ એ ધર્મમાં છે. દૃષ્ટાંત તરીકે, કુરાણ અ. ૬ ઠ્ઠામાં એક સ્થળે કહ્યું છે કે, "તમે પરમેશ્વરનું સ્મરણ કરીને તૈયાર કરવામાં આવેલું જે અન્ન હોય તે ખાવ. જે અન્નને એણે નિષિધ્ધ ગણ્યું હોય તે ખાશો નહિ. આપત્કાળે આ નિયમ લાગુ પડતો નથી." આથી જણાશે કે, 'બિસ્મિલ્લાહ' નામનો ઉચ્ચાર કરી તૈયાર કરવામાં આવેલું અન્ન ખાઇ શકાય છે. પશુવધ કરવાનો હોય તે સમયે પણ આ શબ્દોચ્ચાર કરવો જોઇએ; નહિ તો તે પણ અશુદ્ધ, અસ્પૃસ્ય કિંવા અગ્રાહ્ય થાય છે, એવી કુરાણની આજ્ઞા છે. "બિસ્મિલ્લાહ" નો અર્થ "પરમ દયાળુ દેવના નામથી" એવો થાય છે. આ પ્રકારે સિદ્ધ થયલું અન્ન ખાવું એમ ઠર્યું એટલે મુસલમાન શિવાયનાનું અન્ન મુસલમાનોથી ખાઇ શકાય નહિ; કારણ કે અન્ય મનુષ્યો 'બિસ્મિલ્લાહ' નો ઉચ્ચાર કરી અન્ન તૈયાર કરતા નથી. આ પ્રમાણે તે અભક્ષ્યજ ઠરે એ સ્વાભાવિક છે. આમ છતાં એમાં એટલું યાદ રાખવાનું છે કે, આ નિયમ આપત્કાલ માટે રાખવામાં આવ્યો નથી પણ સાધારણ પ્રસંગેજ તેનો અમલ કરવાનો છે. આ નિયમ પણ સ્પર્શાસ્પર્શનુંજ એક અંગ છે. શુદ્ધ અન્ન હોય તો પણ તે ઉપરના કારણે અભક્ષ્ય થાય છે, એ વિચારતાં આ કથન સસ નીવડે છે.

જોકે કુરાણમાં આવા પ્રકારના કેટલાક ભેદ માનેલા છે, તથાપિ એ ધર્મમાં જે એક મોટી સવડ છે, તે એકે, ગમે તે જાતિનો માણસ એની નજરમાં આવે ત્યારે મુસલમાન ધર્મનો સ્વીકાર કરી શકે છે. મુસલમાન ધર્મનો અંગીકાર કરવો એટલે કુરાણ, એક ઇશ્વર અને મહમંદ પેગંબર પર પૂર્ણ વિશ્વાસ રાખવો. આ પ્રમાણે જેણે એ ધર્મનો એક વખત સ્વીકાર કર્યો, એટલે તે ગમે તે જાતિનો હોય, તથાપિ પંક્તિપાવન થાય છે. આ વાતનો વિચાર કરતાં જણાશે કે, એમનામાં અસ્પૃસ્ય જાતિ જેવું કંઇ રહેતુંજ નથી. હિંદુઓમાં જેમ અંત્યજ જેવી અસ્પૃશ્ય જાતિ છે તેમ મુસલમાનોમાં પણ હોવી જોઇએ, એ કલ્પનાને પુષ્ટ કરનાર કોઇ પણ પ્રમાણ કુરાણમાં જણાતું નથી. બુદ્ધે યાવત્ મનુષ્યોને આત્મવત્ માનવાનો ઉપદેશ કર્યો. એમણે જાતિનિર્બંધ તેમજ અસ્પૃસ્યાદિ નિર્બંધને તોડી નાંખ્યા, એમને અનુસરીનેજ ક્રાઇસ્ટે પોતાના મતનો પ્રચાર કર્યો, અને ત્રીજી શ્રેણિના બંધુત્વની સ્થાપના મુસલમાન ધર્મે કરી. પોતાના ધર્મમાં દાખલ થયા ન હોય, તેમને અવ્યવહાર્ય ગણવાને લીધે ઔદાર્યની દ્રષ્ટિથી જોતાં આ વિષયમાં તેઓને ત્રીજા વર્ગમાં મુકવામાં આવે તો તેમાં કંઇ અનુચિત નથી. આમ છતાં એટલું તો ખરૂંજ કે, એ ધર્મમાં એકવખત પ્રવેશ કરતાંજ પ્રવેશ કરનારની સાથે સર્વે સમાનતાથી વર્તે છે. આ પદ્ધતિ ઘણીજ સ્પૃહણીય છે એમ કહ્યા સિવાય ચાલશે નહિ.

આતો મુસલમાનોના કુરાણોક્ત ધર્મની સામાન્ય વાત થઇ, પણ હિંદુસ્થાનના મુસલમાનો સંબંધી કંઇક વિશેષ વિચાર કરવાની આવશ્યકતા જણાય છે. હિંદના મુસલમાનોમાં અશ્રાફ, અજલાફ અને અર્જાલ એ નામની ત્રણ જાતિ છે. આમાં અશ્રાફ જાતિના લોકને ઉચ્ચ સમજવામાં આવે છે, જ્યારે અજલાફ જાતિને મધ્યમ અને અર્જાલ જાતિને હીન ગણવામાં આવે છે. જોકે હિંદુઓના અંત્યજોને જેટલા હીન માનવામાં આવે છે તેટલા આમને માનવામાં આવતા નથી, છતાં તેઓનો દરજ્જો ઘણોજ ઉતરતો હોવાનું તો મનાય છેજ. હિંદના ગયા વસ્તીપત્રકના રિપોર્ટમાં આ સંબંધે નિમ્ન લિખિત ઉલ્લેખ છે.

" As in the case of Hinduism, so in the case of Islam we find the actual belief of the ordinary man diverging considerably from the standard of the religion and his practice varies still more. (p. 373) *The Bengal Mohamo-*

dans recognize two main social divisions, (1) Ashrof or sharif and (2) Ajlaf, which in Bengali has been corrupted to Atrap. The first which means 'noble' or 'persons of high extraction' includes all undoubted descendants of foreigners and converts from the higher castes of Hindus. All other Mohamedans, including the functional groups to be presently mentioned and all converts of lower rank, are collectively known by the contemptuous term Ajlaf, 'wretches' or 'mean people'; they are also called Kamina or Itac 'base,' Rozila, a corruption, of Rizal, 'worthless.' This distinction, which is primarily one between the Mohamedans of foreign birth and those of local origin, corresponds very closely to the Hindu division of the community into Dwijas or castes of twice born rank which comprised the various classes of the Aryan invaders, and the Sudras or aborigines when they subdued. Like the higher Hindu castes, the Ashraf consider it degrading to accept menial service or to handle the plough. The traditional occupation of the Saiads is the priest-hood, while the Monghal and the Pathans correspond to the Hindu religion. In some places a third class called Arzal or 'lowest of all' is added. It consists of the very lowest castes, such as the Halalkhor, Lalbegi, Abdal and Bediga with whom no other Mohamadan would associate, and who are forbidden to enter the Mosque or to use the public burial ground."

( P. 543-544 )

( હિંદુઓ પ્રમાણેજ મુસલમાનોની આચાર પદ્ધતિ મૂલ ધર્મથી ઘણી ચ્યુત થયલી છે.:....બંગાળાના મુસલમાનોમાં ત્રણ પ્રકારના ભેદ માનવામાં આવે છે. અશ્રાફ પોતાને ઉચ્ચ સમજે છે. આ વર્ગમાં બહારથી આવેલા મુસલમાનોનો અને હિંદુસ્થાનની ઉચ્ચ જાતિયોમાંથી વટલાઇ મુસલમાન થયેલાઓનો સમાવેશ થાય છે; મધ્યમ જાતિના કામદાર વર્ગના મુસલમાનોનો

અજલાફ નામના બીજા વર્ગમાં સમાવેશ થાય છે; અને હલાલખોર વગેરે જાતિના મુસલમાનોનો ત્રીજા અર્ઝાલ્ વર્ગમાં સમાવેશ થાય છે. આ ત્રીજા વર્ગના મુસલમાનોને મસ્જીદમાં પણ જવાનો પ્રતિબંધ છે. વળી ( શેખ ), સૈયદ, મોગલ અને પઠાણ એવા ચાર, ભેદ મુસલમાનોમાં માનવામાં આવે છે. આમાંના પહેલા બે હિંદુ બ્રાહ્મણોની સમાન છે જ્યારે બીજા બે ક્ષત્રિયોની સમાન છે.

આપણે પ્રથમ કુરાણના આધારે જોઇ ગયા છીએ કે, મહમદ પેગંબરે સ્થાપેલો મુસલમાની ધર્મ બંધુત્વના સમાન સિદ્ધાન્તને પ્રતિપાદન કરનારો હતો. કુરાણની એવી આજ્ઞા છે કે કુરાણ ઉપર વિશ્વાસ રાખનાર પ્રત્યે ભેદભાવ રાખવો નહિ, આમ હોવા છતાં પણ હિંદુસ્થાનમાં સ્થિર થયલા મુસલમાનોમાં એક અસ્પૃશ્ય જાત ઉત્પન્ન થઇજ ! એ અર્ઝાલ જાતિને જોકે હિંદુઓની અંત્યજ જાતિ જેટલી હીન માનવામાં આવતી નથી; તથાપિ મસ્જીદમાં જવાનો પ્રતિબંધ હોવાથી તેઓને અસ્પૃશ્ય માનવા પડે છે. ખરેખર, આવી આજ્ઞા કુરાણમાં ન હોવા છતાં પણ તેઓમાં આ પ્રથા પ્રચલિત થઇ, તે સ્થાનમહિમાને લીધેજ હોવી જોઇએ ! દક્ષિણ હિંદમાં રોમન કેથોલિક પાદરીઓએ વટલાવેલા હિંદીઓમાં જેમ બ્રાહ્મણાદિ જાતિભેદ માનવામાં આવે છે, અને ક્રિશ્ચિયન થવા છતાં પણ હિંદુઓની પેઠેજ અન્યોન્યમાં સ્પર્શાસ્પર્શનો ભેદ માનવામાં આવે છે, તેજ પ્રમાણે પ્રતાપિ મુસલમાન ધર્મની પણ સ્થિતિ થયેલી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગમે તેમ પણ, આપણા કેથનનું તાત્પર્ય એટલુંજ છે કે, એવા ભેદભાવ માનવામાં કુરાણનો કંઇ પણ આધાર નથી.

( ૬ )

**પારશી ધર્મ.**

પારશી લોકોનો ધર્મ એ કેવળ પ્રાચીન આર્યોના ધર્મ પ્રમાણેજ છે. આર્યોની જ એક શાખા ઇરાનમાં જઇ વસેલી હોવાથી તેઓ હજી અનેક વિષયમાંવૈદિક ધર્મનેજ મળતા આવે છે. દ્વિજોનો "નવજોત" (ઉપનયન) સંસ્કાર કરવામાં આવે છે. આ સંસ્કાર પ્રમાણે જેનું ઉપનયન થતું નથી, તે પતિત ગણાઇ ધર્મકૃત્યમાં ભાગ લેઇ શકતો નથી.અથર્વન (બ્રાહ્મણ),રેથિસ્તાર ( ક્ષત્રિય, રથી ), વસ્ત્રિયોશ ( વૈશ્ય ) અને હુતોક્ષ (શુદ્ર) એ પ્રમાણે તેઓ ચાર

વર્ણું માને છે. તેર વરસની વય થતા સૂધી જેને ' નવજોત ' નો સંસ્કાર થતો નથી, તેને પતિત ગણવામાં આવે છે. તેને પુનઃ પાવન કરવો હોય ત્યારે " નાવર " કર્મ કરી પ્રાયશ્ચિત કરાવવું પડે છે. પારશીઓમાં પ્રાયઃ ઉક્ત ચારે વર્ણોમાં પરસ્પર રોટી તેમજ બેટી વ્યવહાર થતો હોવાથી એમનામાં હિંદુઓ પ્રમાણે અસ્પૃશ્ય કિંવા બહિષ્કૃત જેવો કોઇ પણ વર્ગ નથી. અવસ્થાગ્રંથની દ્રષ્ટિથી જોતાં " તાણુ " ( અસ્પૃશ્ય ) થવાના ત્રણ પ્રકાર છે. ૧–શવનો સ્પર્શ કરવાથી; ૨–સ્ત્રી રજસ્વલા થવાથી; ૩–ઉક્ત અસ્પૃસ્ય થયલાંનો સ્પર્શ કરવાથી; આવા ત્રણ કારણોને લીધે કોઇ પણ મનુષ્ય " તાણુ " ( અસ્પૃસ્ય ) થઇ શકે છે. સર્વ વર્ગના પારશીઓને આ નિયમ લાગુ પડે છે. આ નિયમ રોમન અને હિબ્રૂઓના નિયમ પ્રમાણે જ હોવાનું જણાય છે. પલ્હવી અને પર્શિયન ગ્રંથોમાં પણ આજ નિયમ દ્રષ્ટિગોચર થાય છે. પારશીઓના ધર્મકાર્યોમાં અન્ય સર્વ ધર્મના મનુષ્યોને ' તાણુ ' ( અસ્પસ્ય ) માનવામાં આવે છે. અવસ્થામાં બહિષ્કૃત માનવ જાતિ હોવાનો એક પણ ઉલ્લેખ નથી. " નાસાસાલાર " એટલે પ્રેતવાહક વર્ગના કેટલાક મનુષ્યો પારશીઓમાં છે; તેઓને નવજોતાદિ ધર્મ કૃત્યોમાં થતાં સાર્વજનિક સમારાધનમાં અલગ ( અપંક્ત ) બેસાડી જમાડવામાં આવે છે. પણ આ ભેદ જ્યાં સુધી તેઓ એ કાર્ય કરે છે ત્યાં સૂધીજ પાળવામાં આવે છે. જ્યારથી તેઓ પ્રેતવાહકના કાર્યનો ત્યાગ કરે છે ત્યારથી તે પંક્તિપાવન થઇ શકે છે. હિંદમાં આવ્યા ત્યાર પછીથીજ હિંદુઓના અંત્યજ વર્ગને તેઓ અસ્પૃસ્ય માનવા લાગ્યા છે. આ છાપ હિંદુઓની સમજુતીને લીધેજ પડેલી છે. પરંતુ એ પ્રથા પણ પ્રાયઃ લુપ્ત થયા જેવીજ થઇ ગઇ છે. સાહેબ લોકો પ્રમાણે તેઓ પણ અંત્યજોમાંથી બબર્ચીને રાખવા લાગ્યા છે. વર્તમાનમાં ગમે તેમ હોય, પણ એટલું સિદ્ધ થાય છે કે, મૂળ અવસ્થાગ્રંથમાં જાતિવિશિષ્ટ બહિષ્કાર જેવું કંઇ પણ નથી.

પારશીઓના ધર્મગ્રંથોમાંના " વંદિદાદ " નામના ધર્મગ્રંથમાં સ્પર્શાસ્પર્શ સંબંધી વિચાર કરવામાં આવ્યો છે. આ ગ્રંથમાં વિચારેલા સ્પર્શાસ્પર્શને જોતાં જણાય છે કે, આગળ જણાવેલી ત્રણ બાબતો શિવાય એ ગ્રંથમાં અન્ય કોઇ પણ વિષય માટે અસ્પૃસ્યત્વની કલ્પના કરેલી નથી. એમાં તો માત્ર આપણે જણાવી ગયા તેજ ત્રણ બાબતોનો વિચાર કરેલો છે.

૧–પ્રેતનું અસ્પૃશ્યપણું.

दातरे गयेथ्नाम् अस्त्वैतिनाम् अपाऊम् क अएतहे नर्श गातुश् अगत यत् इरिस्तो कश् हे ? ॥ आअत् श्रौत् अहुरोमझ्दा ओयत् अहंगत् अहं गाजो जेमो......कं विस्तेम्ब् अएते पथाओ फ्रीयान्......नरेम्चइयम् अप्वनेम्.........थ्रीगाइम् हचनेरेबियो अप्वबियो ॥

[ वंदिदाद प० ३ प० १५–१७ ].

" હે સૃષ્ટિ ઉત્પન્ન કરનાર પરમાત્મા! જે મૃત શરીરોને સ્પર્શ કરે છે અને તેને ઉંચકી જાય છે તેમનું સ્થાન ક્યાં? ઇશ્વર ઉત્તર આપે છે—જ્યાં પવિત્ર માણુસો બહુ ફરતા ન હોય એવી જગામાં તેમણે રહેવું, અને તેમણે અન્ય શુદ્ધ માણસોનાથી ત્રીસ કદમ દૂર ઉભા રહેવું. " વંદિદાદમાં પ્રેતવાહકો માટે આવી આજ્ઞા કરેલી છે.

आअत् श्रौत अहुरोमझ्दाओ अएते मझ्दयस्न पन्त विचिनएते.... थ्रीगाइम् हच नेरेबियो अप्वबियो

[ वंदिदा० १६–२–४ ].

" તેણે તેને ( રજસ્વલાને ) અલગ બેસાડવી અને તેને બીજાઓથી ત્રણ પગલાં દૂર રાખવી. " આ પ્રમાણે રજસ્વલા સ્ત્રી માટે વ્યવસ્થા કરવાનું જણાવ્યું છે. એજ પ્રમાણે:—

अये ते तघ् हे अये ते मझ्दयस्न पन्त विचनैत.... ।
....फ्रश्ना धैयन् मयेस्मम् गेउश् ओइम् आपो ॥

[ वंदिदाद. १६।११।१२. ]

" રજસ્વલા સ્ત્રીને દૂર બેસાડવી, અને તે પછી ગોમૂત્ર તેમ પાણી વડે તેની શુદ્ધિ કરવી. " પ્રસૂતા સ્ત્રીની પણ એજ પ્રમાણે શુદ્ધિ કરાવવી એવું ( વંદિદાદ અ. ૫–૪–૪૮ માં ) જણાવેલું છે. યહુદીઓના ધર્મમાં આ સંબંધી જે આજ્ઞા કરેલી છે તેવીજ આ આજ્ઞા છે. ગરીબોને સહાય કરવા પ્રતિ પારસી ધર્મનો કટાક્ષ વિશેષ છે. ધર્મ અને જાતિના વિચાર

ન કરતાં દીનોને સહાય કરવી, એવી આજ્ઞા અવસ્થાગ્રંથમાં અનેક સ્થળે કરવામાં આવી છે.

क्षत्रेम्चा अहुराइ आयम् । द्रे गुव्यो ददत् वस्तारेम् ॥

आवस्ता.

" જે દીનોને સહાય કરે છે, તેજ પરમેશ્વરનું ખરૂં સન્માન કરે છે. " જાતિ વિશિષ્ટત્વનો વિચાર કર્યા વિના સર્વપર દયા રાખવી, એવું આ વચનમાં સૂચવેલું છે.

अयाफ्यू खास्तार होम् कुकारो केफें....अंदर दामी

हमी कुनम्....अयेमा अयेदर बहम केफें गुहान् कुर्द ॥

आफ्रीने अर्दाफर्वेश.

" હું અહીં જે કંઇ કરૂંછું, તે સર્વ જગતના મનુષ્યોના કલ્યાણાર્થે કરૂં છું. "

આ અને આવા પ્રકારની અન્ય આજ્ઞાઓનો વિચાર કરતાં એ સ્પષ્ટ જણાય છે કે, કેટલાક આરોગ્ય શાસ્ત્રના નિયમનું પાલન કરાવવા શિવાય જાતિવિશિષ્ટ બહિષ્કાર કિંવા સ્પર્શાસ્પર્શની કલ્પના પારશી ધર્મના પ્રાચીન પુસ્તકોમાં નથી. આધુનિક પુસ્તકોમાં તે વૃધ્ધિ પામી છે, અને અન્ય ધર્મીય મનુષ્યોને પારશીઓના અગ્નિના મંદિરમાં જવા દેતા નથી. અગ્ન્યુપાસનના સમયે જુના વિચારના પારશીઓને ઇતર ધર્મવાળાઓનો સ્પર્શ પણ ચાલી શકતો નથી. પરંતુ એ સર્વ પ્રકાર આધુનિક હોવાથી પારશી પંચાયતે આમાં સુધારણા કરવા માંડી છે. આ દ્રષ્ટાંત જોઇને હિંદુ સમાજે પણ પોતાની સુધારણા અર્થે તત્પર થવું જોઇએ.

( ૭ )

**જૈનધર્મ.**

મૂળનો જૈનધર્મ પણ સમાનતાના પાયાપર રચવામાં આવ્યો છે. આ ધર્મ પરમેશ્વરને માનતો ન હોવાથી તેમાં એક-પિતૃવિષયક અને એક-બંધુત્વની કલ્પના નથી, તો પણ પ્રત્યેક મનુષ્ય દ્રઢ નિશ્ચયથી કરાયલી તિર્થંકરોની ઉપાસનાવડે પ્રતિતિર્થંકર થઇ શકે છે. ઇશ્વરને ન માનનારા-

ઓની આ કલ્પના પણ ઉદાત્ત છે. જૈનધર્મ પૂર્ણ રીતે અહિંસાવાદી હોવાથી જૈનો હિંસકોનો સ્પર્શ ન કરે તે યોગ્યજ છે. પણ જે જૈન ધર્મની દીક્ષા લે છે તેમજ તેના નિયમોનું પાલન કરે છે, તેમાંના કોઇને પણ બહિષ્કૃત માનવાનું પ્રમાણ જૈન ધર્મશાસ્ત્રોમાં નથી. વર્તમાનના જૈન સમાજમાં હિંદુઓના રીતરિવાજોની અસર થયલી હોવાથી, રૂઢિના આચારો તરફ જોયા શિવાય ધર્મ ગ્રથોપર દ્રષ્ટિ નાખતાં, એવું જણાય છે કે, એ ધર્મના મનુષ્યોમાં જાતિભેદ તેમજ સ્પર્શાસ્પર્શ ભેદનો ગોટાળો નથી.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન-ધર્મના મતોનો વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે, પ્રાયઃ સર્વ ધર્મની રચના સમાનતાના પાયાપરજ કરવામાં આવી છે. આથી માનવ મનના સંકુચિતપણાના કારણે ઉત્પન્ન થયલી વિષમતા ઉપેક્ષણીય છે, એમ કહેવામાં હરકત નથી.

---

# ભાગ ૧૦ મો.

## હિંદુ ધર્મના ધર્મપંથોની દ્રષ્ટિથી સ્પર્શાસ્પર્શ-વિચાર.

હવે આપણે હિંદુ ધર્મમાં પ્રચલિત એવા કેટલાક મત-પંથ-સંપ્રદાયોની દ્રષ્ટિથી સ્પર્શાસ્પર્શનો વિચાર કરીશું. આપણે ધર્મના મૂલ સિદ્ધાન્તોની દ્રષ્ટિથી વિચાર કર્યો; બુદ્ધ, ખ્રિસ્તી, મુસલમાની અને પારશી ધર્મોનું પણ એ માટે અવલોકન કર્યું. હવે આપણે ભિન્ન ભિન્ન કાલે ભિન્ન ભિન્ન આચાર્યોએ પ્રચલિત કરેલા ધર્મ પંથોની દ્રષ્ટિથી આ વિષયમાં વિચાર કરવો એ આવશ્યક છે.

( ૧ )

**અદ્વૈત પંથ.**

શ્રીમાન્ શંકરાચાર્યે અદ્વૈત પંથની સ્થાપના કરી હતી. જેમાં દ્વૈત નહિ તે અદ્વૈત કહેવાય છે. આ સંપ્રદાયમાં દ્વૈત, ભેદ, ઉચ્ચનીચ કલ્પના એ સર્વનો સર્વથા અભાવ છે. એક પરબ્રહ્મજ નાના રૂપે દ્રષ્ટિગોચર થયો. સૃષ્ટિ પણ મિથ્યા છે, એવો આ મતનો સિદ્ધાન્ત છે. સૃષ્ટિ મિથ્યા છે એવું સિદ્ધ થતાં તેમાંના જાતિભેદ તેમજ સ્પર્શાસ્પર્શની કલ્પના એ સર્વ પણ ભ્રમમૂલકજ થાય છે. આથીજ શ્રી શંકરાચાર્યે કહ્યું છે કે, "विप्रोऽयं श्वपचोऽयं इत्यपि महान् कोऽयं विभेद भ्रमः"

એક કથા એવી છે કે, શ્રી શંકરાચાર્યનું અધ્યયન સમાપ્ત થયા પછી અને ધર્મપ્રસાર કરવાનો આરંભ કરતા પહેલાં, ભગવાન શંકરે ચાંડાલનું રૂપ ધારણ કરી આચાર્યને ઉપદેશ કર્યો હતો. સ્વામી શંકરાચાર્ય સ્નાન કરી પાછા ઘેર જતા હતા, એટલામાં એ ચાંડાલે એમને ધક્કો માર્યો આથી એમણે ચાંડાલને "મને સ્પર્શ કરી કેમ અભડાવ્યો ?" એવો પ્રશ્ન કર્યો. આ ઉપરથી એ બંને વચ્ચે ઘણું સંભાષણ થયું. આ સંભાષણનો ભાવાર્થ એ છે કે, સર્વ એકજ બ્રહ્મમય હોવાથી કોઇ ચાંડાલ નથી તેમ કોઇ બ્રાહ્મણ નથી. આ પ્રકારે અદ્વૈતનો ઉપદેશ કરીને શંકર ગુપ્ત થયા. આ કથાનું તાત્પર્ય 'સમતાભાવ સ્વીકારવો' એટલુંજ છે.

શંકરાચાર્યની પૂર્વે આખા હિંદુસ્થાન પર બુદ્ધ અને જૈન ધર્મનું સામ્રાજ્ય પૂર્ણકલાએ પહોંચી ગયું હતું. આ સમયમાં વૈદિક ધર્મ લુપ્ત-પ્રાયઃ થઇ ગયો હતો. સ્વામી શંકરાચાર્યેજ ઉપનિષદ્ ધર્મનું પ્રતિપાદન કરી પુનઃ વૈદિક ધર્મનો ધ્વજ રોપ્યો. આ આચાર્યે કેવળ ઉપનિષદ ધર્મનુંજ પ્રતિપાદન કર્યું નહોતું પણ તે સાથે બૌધ્ધો તેમજ જૈનોને પાવન કરી લીધા હતા. શૈવ, વૈષ્ણવ, સૌર, શાક્ત, ગાણપત, ભૈરવ, જૈન, બૌધ્ધ, વગેરે સર્વ મતાનુયાયી મનુષ્યોને એમણે પોતાના ધર્મની દીક્ષા આપી હતી. બુધ્ધ ધર્મમાં તો પહેલેથીજ જાતિભેદ નહોતો, એણે તો સર્વને શેળભેળ કરી દીધા હતા. આવી અનેક જાતિયોની પંચભેળ ખીચડીને શ્રી શંકરાચાર્યે શુદ્ધ કરી તે પરથી જણાય છે કે, તે કાળે પતિતોને પાવન થવાનો માર્ગ હતો. એક મનુષ્ય પતિત હોય ત્યાં સુધી તે અવ્યવહાર્ય હોય છે પરંતુ તેને પ્રાયશ્ચિત વડે પાવન કરવામાં આવતાં તે વ્યવહારમાં આવે છે. શંકરાચાર્ય પછીના કોઇ પણ આચાર્યે આ પ્રકારની શુદ્ધિ કરી હોય એમ જણાતું નથી.

શ્રી શંકરાચાર્યનો મત ગીતાના ઉપદેશને અનુકૂલ હતો. સર્વ મનુષ્યો પર સમભાવ રાખવો એજ એમનો ઉપદેશ હતોઃ–

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

गीता, अ० ५.

" વિદ્યાવિનય સંપન્ન બ્રાહ્મણ કે ગાય કે હસ્તિ કે શ્વાન કે શ્વપચ (ચાંડાલ–ભંગી–આદિ) એ સર્વ પ્રતિ પંડિતો સમદર્શી હોય છે. જેનું મન સામ્ય ઉપર છે તેણે અહીંજ સર્ગ જીત્યો છે, કેમકે બ્રહ્મ છે તે સમ તથા નિર્દોષ છે, તેથી તેઓ બ્રહ્મસ્થજ છે." તાત્પર્ય કે, બ્રાહ્મણ અને ચાંડાલને સમાન ભાવે જોવા. જે એવું સમત્વ રાખી શકે છે તેને અહીંજ સર્ગ મળે છે. આ પ્રમાણે ગીતાનો ઉપદેશ તેજ સ્વામી શંકરાચાર્યનો ઉપદેશ હતો, પરંતુ એમણે વ્યવહારિક અને પારમાર્થિક એમ આચરણના

અને સત્યના બે ભેદ કરીને, સમતાનો પ્રકાર એ પારમાર્થિક દશામાં છે, અને ભેદાભેદનો પ્રકાર એ વ્યાવહારિક દશામાં છે,—એવું ઠરાવ્યું ! ! આથી વ્યાવહારિક દશામાં ભેદાભેદનું પ્રાધાન્ય વધતું ગયું, અને ગીતાએ કરેલો સમત્વનો ઉપદેશ એક બાજુ પર રહી ગયો.

શંકરાચાર્ય પછીના શ્રી મધ્વાચાર્ય અને શ્રી વલ્લભાચાર્યે જાતિભેદ ઓછા કરવા માટે કિંવા સ્પર્શાસ્પર્શનો વિવેકદ્રષ્ટિથી નાશ કરવા અર્થે કંઇ વિશેષ પ્રયત્ન કરેલો જણાતો નથી.

( ૨. )

**વિશિષ્ટાદ્વૈત પંથ.**

શંકરાચાર્યના પછી વિશિષ્ટાદ્વૈતના પ્રવર્તક શ્રીમાન્ રામાનુજાચાર્યેજ આ વિષયમાં ઘણું મહત્વનું કાર્ય કરેલું છે. કોઇ પણ આચાર્યે પ્રખરપણે સમતાભાવનો ઉપદેશ કર્યો હોય તો તે આજ આચાર્યે. શ્રી શંકરાચાર્યે જે સમતાનું પારમાર્થિક દશા પુરતુંજ પ્રતિપાદન કર્યું હતું, તેમનાથી આગળ વધી ગીતાના સત્ય આદેશ પ્રમાણે આ આચાર્યે તેને વ્યાવહારિક દશા માટે પણ ઉપયોગી ઠરાવ્યું છે. એ વાત ખરી છે કે, હાલમાં એમના અનુયાયિઓમાં સ્પર્શાસ્પર્શ અને જાતિભેદ પૂર્ણપણે ભરેલો છે; તથાપિ તેવો પ્રકાર શ્રી રામાનુજાચાર્યની કૃતિમાં કિંવા ઉપદેશમાં લેશ પણ નહોતો. બુધ્ધે અહિંસાનું પ્રતિપાદન કર્યું, તથાપિ એમના અનુયાયિ ચીનાઓ જેમ માંસભક્ષક થયા તેવોજ પ્રકાર રામાનુજના અનુયાયિઓનો થયો છે. રામાનુજનો સમતાભાવ એમની બાલ્યાવસ્થામાંથીજ જણાઇ આવતો હતો.

રામાનુજે કાંચીપૂર્ણ નામક બ્રાહ્મણેતરને પોતાનો ગુરૂ કર્યો હતો. એક દિવસે એમણે પોતાના ગુરૂને પોતાને ઘેર જમવા પધારવાની વિનંતી કરી હતી. રામાનુજના મનમાં એવો વિચાર હતો કે, જ્યારે ગુરૂ જમવા બેસે ત્યારે એમની પંક્તિમાં બેસી એમનું ઉચ્છિષ્ટ પણ ખાવું. પરંતુ ગુરૂ શિષ્યના મનનો અભિપ્રાય જાણી ગયા. તે પછી ઠરાવેલા દિવસે રામાનુજ ઘરમાં નહોતા તે સમયે કાંચીપૂર્ણ ગુરૂ રામાનુજ ઘરમાં આવ્યા અને ભોજન લઇ ચાલતા થયા. રામાનુજની પત્ની જુના વિચારની હતી. પતિનો આ બ્રાહ્મણેતરગુરૂ ઘરમાં આવી જમી ગયો તે તેને ઠીક ન લાગ્યું. એણે સર્વ જગા ધોઇ સાફ કરી નાંખ્યા પછી પોતે પણ સ્નાન કર્યું અને પુનઃ ગૃહકાર્યમાં રોકાઇ. પોતાની પત્નીની આ વિધિ પૂર્ણ થતાંજ રામાનુજ

આવી પહોંચ્યા અને સર્વ પ્રકાર જોઇ તેમ કરવાનું કારણ પૂછ્યું. ભોળી સ્ત્રીએ ઉત્તર આપતાં કહ્યું કે, "મહારાજ, તમે જમવા બોલાવેલા બ્રાહ્મણેતર મહેમાન અહીં જમવા આવ્યા હતા. તે નીચ જાતિના હોવાથી જે જગાએ તેઓ જમ્યા હતા, તે જગા મેં શુધ્ધ કરી છે અને મેં પણ સ્નાન કરી નાંખ્યું છે." આ શબ્દો સાંભળી રામાનુજને ઘણોજ કલેશ થયો અને પોતાની પત્નીને કહ્યું કે– "અરે મૂર્ખ ! તેં આ કર્યું શું ! તેં તો મારી સર્વ ઇચ્છા ઉપર પાણી ફેરવ્યું !" આ વખતના રામાનુજના અભિપ્રાય પ્રમાણે જાતિભેદ માનીએ તોપણ ઉચ્ચત્વને પ્રાપ્ત થયેલા સાધુસંતોના સંબંધમાં તો તે નજ માનવો જોઇએ એમ હતું. કારણઃ—

प्रत्यक्षितात्मानाथानां नैषां चिन्त्यं कुलादिकम् ॥

भारद्वाज संहिता. अ. १।४४.

"આત્મસાક્ષાત્કાર થયેલાના કુલ પ્રતિ લક્ષ આપવું નહિ" એવું સંહિતાવચન છે. રામાનુજને આ વચનાનુસાર વર્તવાનું હતું, પણ ગૃહની સ્ત્રીથી લઇને સમાજનાં સર્વ માણસો પર્યંત સર્વ તેના વિરૂદ્ધ હોવાથી પોતાની ઇચ્છા પૂર્ણ કરવામાં આમ વિક્ષેપ પડતો હતો. કેટલાક સમય પશ્ચાત્ રામાનુજે પોતાના કાંચીપૂર્ણ ગુરૂને પોતાને ત્યાં લાવી રાખ્યા. ગુરૂની સાથે ગુરૂપત્ની પણ હતી. શુધ્ધાશુધ્ધિના કારણે રામાનુજની સ્ત્રી ગુરૂપત્ની સાથે વારંવાર લઢતી. આમ કલેશ ચાલ્યો જતો હતો તેવામાં એક દિવસ કુવા ઉપર પાણી ભરતાં છાંટા ઉડવાથી એ બંને સ્ત્રીઓ વચ્ચે ગાળાગાળી થઇ, અને લઢાઇ વધી પડી. આ જોઇને કાંચીપૂર્ણ પોતાની સ્ત્રીને લઇ ત્યાંથી જતા રહ્યા. રામાનુજે ઘેર આવતાં પાડોશીઓ દ્વારા સર્વ વાર્તા સાંભળી. એમણે વિચાર કર્યો કે, આ જુના વિચારની સ્ત્રીને લીધેજ આ સર્વ અનિષ્ટ બનાવ બન્યો છે, આથી તેનોજ ત્યાગ કરવો જોઇએ. એને સુધારવાનો કંઇપણ માર્ગ ન જડવાથી અંતે તેને ખોરાકી આપી ઘરની બહાર કાઢી મૂકી; તે પછી એમણે સંન્યાસ લેવાનો વિચાર કર્યો.

સંન્યાસ ગ્રહણ કરતા પહેલાં રામાનુજના વિચાર આવા પ્રકારના હતા. સન્યાસાશ્રમમાં આવ્યા પછી એમણે ઉપદેશ કરવા માંડ્યો. કુંભકોણમાં આચાર્યનો ઉપદેશ અને વિજય થયા પશ્ચાત્ તે તિરૂવલ્લિ–તિરૂનગરી–માં ગયા. તેઓ ત્યાં હતા તે વખતે એક ચાંડાલ સ્ત્રી સાથે એમનો સંવાદ

થયો હતો. આ સ્ત્રી સાથે સંવાદ કરતાં એમને જણાયું કે તેની માનસિક ઉન્નતિ થયેલી છે. તરતજ તેઓ સર્વ દેખતાં બોલ્યા " હે ચાંડાલ સ્ત્રી ! મને ક્ષમા કર, તું મારા કરતાં વિશેષ પવિત્ર છે." આટલું બોલી એમણે તેને તત્કાલ પોતાના પંથની દીક્ષા આપી. એટલુંજ નહિ, પણ તે ચાંડાલ સ્ત્રીની મૂર્તિ બનાવીને ત્યાંના દેવાલયમાં સ્થાપન કરી. (રામાનુજે આ પ્રમાણે સમાનતાના કૃત્યનું સ્મારક કર્યું એટલે કે એમણે તેને દેવોની પંક્તિમાં સ્થાન આપ્યું !!) આ સ્ત્રીની મૂર્તિ હજી પણ ત્યાંના દેવાલયમાં બતાવવામાં આવે છે, અને સર્વ ભાવિક ભક્તો તેની ભક્તિભાવથી પૂજા કરે છે. (જુઓ રામાનુજ ચરિત્ર ભાગ ૨૨).

ત્રિચિનાપલ્લી પાસે ઉરૈયુર નામનું ગામ છે. ત્યાં ધનુર્દાસ નામનો એક શૂદ્ર રહેતો હતો. તેને તેની ઓસદ પંચ સંસ્કાર કરી રામાનુજાચાર્યે પોતાનો શિષ્ય બનાવ્યો હતો. એટલુંજ નહિ, પણ તેને પોતાની સમાન ગણ્યો હતો. નદીએ સ્નાન કરવા જતાં આચાર્ય પોતાના દાશરથી નામના બ્રાહ્મણ શિષ્યના ખભાપર હાથ દેકવી જતા હતા, અને સ્નાન કરીને પાછા વળતાં ધનુર્દાસના ખભાપર હાથ ટેકવી આવતા હતા. સ્નાન કર્યા પછી તમે શૂદ્રને કેમ અડકો છો, એવું કેટલાકોએ પૂછતાં, એમણે જણાવ્યું હતું કેઃ—

विद्यामदो धनमदस्तृतीयोऽभिजनो मदः ॥
एते मंदावलिप्तानामेत एव सतां दमाः ॥

" વિદ્યાનો, જાતિનો અને ધર્મનો ગર્વ મૂર્ખ લોકો કરે છે; પણ જ્ઞાતા પુરૂષ એ ગર્વનું દમન કરે છે. " આટલું બોલી પાછું કહ્યું કે, " આ ધનુર્દાસ તમો બ્રાહ્મણ કરતાં પણ શ્રેષ્ઠ છે. આથી હું તેનો સ્નાન કર્યા પછી પણ સ્પર્શ કરૂં છું " !! શ્રી રામાનુજાચાર્યની સમતા બુદ્ધિ આ પ્રકારની હતી. (જુઓ રામાનુજ ચરિત્ર ભાગ ૨૫).

યાદવગિરીપર શ્રીરામાનુજાચાર્યે નારાયણનું મંદિર બંધાવ્યું અને તેમાં નારાયણની સ્થિર પ્રતિમા સ્થાપન કરી; પણ ઉત્સવવિગ્રહ ક્યાંથી આણવો તેની એમને વિવંચના પડી. આખરે એમને ખબર પડી કે, દિલ્લીના તુર્ક [૧]બાદશાહે ઉત્સવવિગ્રહ લુંટમાં મેળવેલો છે; આથી તે મેળવવાને રામાનુજાચાર્યની

૧ રામાનુજાચાર્યના વખતમાં મોગલોના જે સરદાર દિલ્લીમાં હતો તેને ઠેકાણે ચરિત્રલેખકે ભૂલથી બાદશાહ લખેલું જણાય છે.

સ્વારી દિલ્હી તરફ ગઈ. બાદશાહની પુત્રીનો પ્રેમ એ પંચરશી મૂર્તિપર ચોંટ્યો હતો, તેથી તેણે એ વિગ્રહનો આપવાની ના પાડી. અંતે પુત્રીસહ એ વિગ્રહને મોકલવાનું નક્કી થયું. બાદશાહે અપાર સંપત્તિ તથા પોતાની પુત્રી સોંપી, તે મૂર્તિને વિદાય કરી. આ મૂર્તિ આણીને યાદવગિરીમાં આચાર્યે સ્થાપન કરી. રામાનુજાચાર્યે બાદશાહની પુત્રીને તે મૂર્તિની " પત્ની " તરીકે સ્વીકારી હતી, તેમજ તેને અસ્પર્શ્ય પણ ગણવામાં આવી નહોતી. યાદવગિરીના આ દેવાલયમાં ઢેડ, ચમાર, ચાંડાલ વગેરે અસ્પૃશ્ય જાતિના લોકો પ્રવેશ કરી શકે, એવી યોજના આ આચાર્યે કરેલી છે. દેવળ પાસેના તળાવમાં સર્વ અંત્યજોને સ્નાન કરવાની છૂટ છે; દેવ દર્શન માટે દેવળમાં જવાનો પણ પ્રતિબંધ નથી. ( વર્તમાનમાં એ આજ્ઞા માત્ર ઉત્સવના દિવસો પુરતીજ નિયમિત કરવામાં આવી છે એ ખરૂં, પરંતુ તેથી પણ આચાર્યનો મૂળ ઉદ્દેશ કેટલો સમતાના ભાવથી પૂર્ણ હતો તે જણાય છે. ) શ્રી રામાનુજાચાર્યે પોતાના ધર્મના પંચસંસ્કાર ઢેડ ચમારને પણ કરવાનો ક્રમ ઠરાવ્યો હતો. તેમને ધર્મ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી; દેવળમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે જવા આવવાની છૂટ આપવામાં આવી હતી. વાચકોને આથી સહજ સમજાશે કે, શ્રી રામાનુજાચાર્યે મહાન વિરોધની પરવાહ કર્યા વગર સમાનતાના સિધ્ધાન્તનો કેવો પ્રચાર કર્યો હતો.* ( જુઓ રામાનુજ ચરિત્ર ભાગ ૨૯ ).

* શ્રીરામાનુજાચાર્યના કૃત્યો સંબંધી ૫ ફેબ્રુઆરી ૧૯૦૬ ના મદ્રાસના હિંદુ પત્રે જે ઉદ્દગાર કાઢ્યા છે તે વાંચવા યોગ્ય છે:—

"......*nothing is of greater historical interest that the* word *Tirukkulatár*...when Shree Ramanujacharya, the immortal founder of Vaishnava sect, went to Melkote in the Mysore province, the Pariahs made themselves so useful to that sage *that he felt for their hard lot. To elevate them* socially he gave them the name of *Tirukkulatár*, which means people of high or noble descent. His great aim was to abolish the word pariah and thus to put a stop to the degradation of a section of *the people of their country. He* also awarded to them the rare and valued privilege of visiting the temple at Melkote, three days in the year. Thus the emancipation of the pariah commenced long ago,

શ્રીરામાનુજાચાર્યને પરીયા, પંચમ, ઢેડ, અંત્યજ, એ લોકોએ મેલકોટ પ્રાંતમાં એમના કાર્યમાં એટલી સહાય આપી હતી કે, તેઓની શ્રદ્ધાપૂર્ણ સહાયથી રામાનુજાચાર્યનું લક્ષ આ લોકોની અત્યંત અવનત સ્થિતિ તરફ ખેંચાયું. આ બહિષ્કૃત લોકોની ઉન્નતિ કરવા માટે એમણે તેઓને " તિરૂક્કુલતાર " એવું નામ આપ્યું. આ શબ્દનો અર્થ ' શ્રેષ્ટ જાતિના લોક ' એવો થાય છે. આચાર્યનો આ નામ આપવાનો એટલોજ ઉદ્દેશ હતો કે, પરીયા, પંચમ, ઢેડ, વગેરે જે નામ પ્રચારમાં છે તે લુપ્તપ્રાય થતાં તેનાથી ઉત્પન્ન થતો તે લોકોપરનો બહિષ્કાર પણ સહજમાં ઓછો થશે. આ પ્રકારે શ્રેષ્ટત્વદર્શક નામ આપીનેજ તેઓ શાંત થયા નહિ; પણ તેઓએ શ્રીરંગ, મેલુકોટા, બિલૂર ઇત્યાદિ સ્થળોનાં પવિત્ર મનાયલાં મંદિરોમાં પણ પ્રવેશ કરવાની છૂટ આપી હતી, તેમજ દેવળ પાસેના તલાવમાં સ્નાન કરવાનો અધિકાર પણ તેમને આપવામાં આવ્યો હતો. હાલમાં વર્ષમાં ત્રણ દિવસ તેમને આ પ્રકારની છૂટ આપવામાં આવે છે, અને એ ત્રણ દિવસોમાં ઉચ્ચ વર્ણના બ્રાહ્મણ વગેરેની સાથે અંત્યજો કોઇ પણ પ્રકારના સંકોચ વગર અન્યોન્ય અથડાતા કુટાતા અને દેવપ્રદક્ષિણા કરતા જણાય છે ! ખરેખર, શ્રી રામાનુજાચાર્યની સમતાનો આ અવશિષ્ટ અંશ હજી આવી અવનત દશામાં પણ રહેલો છે. આટલા પરથીજ જણાશે કે, આ

---

and if it has not been yet accomplished, the cause is not solely the absence of consideration for the class on the part of some of the most illustrious founders of religious sects in India. Though the present day followers of Shri Ramanujachariar form probably the most exclusive among the Brahman community, still the fact remains that the founders of the sect laboured for the elevation of the depressed and despised castes,.........The hallowed name of *Tirukkulatar* carries us back to those good old days when the practice and the preaching of religion meant really the elevation of men, and the greatest of saints considered it a part of their duty to minister to the religious cravings of the lowest class of the people." ( Hindu. 5 Feb. 1906 )

મહાત્માએ પ્રારંભમાં આ નીચ મનાયલા બહિષ્કૃત લોકોના ઉદ્ધારાર્થે કેટલો ભગિરથ પ્રયત્ન કર્યો હતો ?

શ્રી રામાનુજાચાર્યે વૈષ્ણવોના પંચ સંસ્કાર અંત્યજોથી પણ થઇ શકે એવી સવડ કરી આપી હતી, તેમજ વૈષ્ણવી ધર્મનું શિક્ષણ એમને મળી શકે એવી યોજના કરી હતી. ધર્મથી, આચારથી, નામથી અને દેવાલયમાં જવાથી એમ સર્વ પ્રકારથી આચાર્યે એમની ઉન્નતિ કરવાની યોગ્ય વ્યવસ્થા કરી હતી. કોઇ પણ જાતિના સંતને મંદિરોમાં જવાની છૂટ પણ એમના વખતથી આપવામાં આવી હતી.

न शूद्रा भगवद्भक्ता विप्रा भागवताः स्मृताः—भारत.

" જે ભગવદ્ભક્ત હોય છે તેજ બ્રાહ્મણ હોય છે. ભગવદ્ભક્તોને શૂદ્ર કહેવા નહિ. " એવું જે ભારતનું વચન છે, તેજ પ્રમાણે શ્રી રામાનુજાચાર્યનું અક્ષરશઃ વર્તન હતું.

સમાનતાના આ તત્વોનો અર્થાત્ વૈષ્ણવસંપ્રદાયનો પ્રસાર કરવા માટે આ આચાર્યે સાતસો મઠ સ્થાપન કર્યા હતા, અને એકસો ને નેવું ગાદી ઉપર તો ગુરૂ પણ બેસાડયા હતા. હાલમાં એમાંના કાંજીવર, શ્રીરંગ, રામેશ્વર, તોતાદ્રિ અને અહોબલ એટલાજ માત્ર અસ્તિત્વમાં છે. પણ આ મહોદ્વારા મૂળ આચાર્યે આરંભેલા અંત્યજોદ્ધારનું કંઇ પણ કાર્ય થતું નથી. નિદાન વર્ષમાં ત્રણજ દિવસ અંત્યજોના દેવળમાં સમાનતાથી પ્રવેશ કરવા દેવામાં આવે છે તથા તલાવમાં સ્નાન કરવા દેવામાં આવે છે, એજ મહાન ભાગ્યની વાત છે ! જેઓ હીનજાતિના મનુષ્યોએ જોએલું અન્ન પણ અભોજ્ય છે એવું સમજે છે, તેઓને આ ત્રણ દિવસોમાં ઢેડ ચમાર સાથે ખભે ખભા અથડાવી કંઇ પણ સંકોચ શિવાય સ્નાન કરતાં જોઇએ છીએ ત્યારે મૂળ આચાર્યે કેવું મહાન કાર્ય કર્યું છે, એની ઉત્કૃષ્ટ કલ્પના તાદશ્ય થાય છે. વિષ્ણુની ભક્તિથી સર્વની સરખી ઉન્નતિ થાય છે, એ તત્વનું બારમા શતકમાં શ્રી રામાનુજાચાર્યેજ પ્રથમ પ્રતિપાદન કર્યું. આખા દક્ષિણહિંદમાં આ મતનો પ્રચાર થયો. જૈન અને બુદ્ધ જેવા જાતિ હીન ધર્મનાઓને પણ પોતાના પંથમાં સમાવી દેવામાં એમણે બાકી રાખી નથી. આ મહા પુરૂષેજ અંત્યજોને ઉન્નત કરવાનો વિશિષ્ટ માર્ગ દઢતાથી આરંભ્યો હતો. આ સર્વથી એ સિદ્ધ થાય છે કે, વિશિષ્ટ જાતિપર સ્પર્શાસ્પર્શનો દોષ લગાડવાનો એમનો જરા પણ વિચાર નહોતો.

વૈષ્ણવ સંપ્રદાયનો આરંભ રામાનુજાચાર્યે કર્યો નથી, પરંતુ એમણે તેના પુનરોદ્ધાર કર્યો હતો. ઘણા પ્રાચીન સમયમાં અંત્યજ જાતિના તિરુ-વેલ્લુવર નામના પ્રસિદ્ધ કવિએ ' કુરળ ' નામનો ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથને હજી પણ પવિત્ર માનવામાં આવે છે. આ વૈષ્ણવ પંથમાં બાર પ્રસિદ્ધ મહંતો થઇ ગયા છે. એમાંની શ્રીમતી અંદાલમ્મા કોના ઉદરે જન્મી હતી તે વાતની એના પાલકને પણ ખબર નહોતી. આગળ જતાં તે સંત પદને પામી સર્વ વંદ્ય થઇ. મહંત તિરૂ–માઝિસૈ અળવર ( આલ્વાર ) એનું લાલનપાલન શૂદ્રને ત્યાંજ થયું હતું. શૂદ્રને ત્યાંજ તે ન્હાનપણથી ઉછરી મ્હોટો થયો હતો, છતાં પણ તેને વૈષ્ણવપંથમાં પ્રસિદ્ધપણે દાખલ કરવામાં આવ્યો હતો. મહંત તિરૂ–પ્પાંન–અળવાર–( આલ્વાર ) એ પણ અંત્યજ કુળનોજ હતો. મહંત તિરૂ–મંગાઇ–અળવાર એ શૂદ્ર જાતિનો હતો. આ પ્રમાણે વૈષ્ણવપંથમાં હીન કુલોત્પન્ન મનુષ્યોની ઘણી ભરતી થઇ હતી. શ્રી રામાનુજાચાર્યે આજ પ્રાચીન વૈષ્ણવ સંપ્રદાયને ગતિ આપી અને પોતાના અતુલ બુદ્ધિસામર્થ્યથી તેને વ્યવસ્થિત સ્વરૂપમાં લાવી મૂક્યો.

શ્રી રામાનુજાચાર્યના ગુરૂ યમનાચાર્ય, યમનાચાર્યના ગુરૂ મુનિવાહન અને મુનિવાહનના ગુરૂ શઠ ગોપાચાર્ય એ સર્વ હીન કુળના હતા, એવું ચક્રાંકિતોના ગ્રંથોમાં કહેલું છે. શઠ ગોપાચાર્ય માટે ભક્તમાળા નામના ગ્રંથમાં " विक्रिय शूर्प विचचार योगी " એમ કહેલું છે. ડોમ્બ જાતિના શૂર્પવિક્રય કરનાર આ યોગી હતા, એ ભક્તમાળાકારનો મત છે. મુનિવાહન ચાંડાલ જાતિમાં ઉત્પન્ન થયેલા હતા, અને યમુનાચાર્યને તો કેટલાક યમના-ચાર્ય કિંવા યવનાચાર્ય હોવાનું જણાવે છે. આમાંના યમુનાચાર્ય અને શઠ ગોપાળ માટે કેટલાક ગ્રંથકારો વચ્ચે મતભેદ છે, પરંતુ મુનિવાહન માટે તો જરા પણ મતભેદ નથી. પં. ગોવિંદાચાર્યકૃત આળવાર સંતચરિ-ત્રમાં ( પૃષ્ટ ૧૩૪ ) એમનું નવમું ચરિત્ર છે. આમાં એમની પંચમ કુલો-ત્પન્નમાંજ ગણના કરવામાં આવી છે. મુનિવાહન એ મહાન ભગવદ્ ભક્ત હતા. શ્રીરંગના પ્રસિદ્ધ દેવાલયમાં એમની જાતિના લોકોને જવાનો પ્રતિબંધ હતો; પરંતુ ભક્તિના આવેશમાં આ ભક્તસાધુ જરા આગળ વધી પ્રેમથી ભજન ગાવા લાગ્યો; આ જોઇ સારંગ મુનિ નામના બ્રાહ્મણને ક્રોધ ચઢ્યો. એણે ભક્તને પથ્થર મારી શુદ્ધિમાં આણ્યો, અને પોતાની જાતિને યોગ્ય

સ્થળે જઇ ઉભા રહેવાની આજ્ઞા કરી. આ બનાવ બન્યા પછી શ્રીરંગ દેવનું એ સારંગ બ્રાહ્મણને દ્રષ્ટાન્ત થયું કે " તેં આજે એ મારા ચાંડાલ કુલોત્પન્ન ભકતનું અપમાન કર્યું એ યોગ્ય નથી, એના પ્રાયશ્ચિત માટે તું એને શરણ જા, અને તેને ખભા પર ઉંચકીને મારા મંદિરમાં આણ. " આ દ્રષ્ટાન્તથી સારંગ બ્રાહ્મણની આંખો ઉઘડી, અને તેને પોતાના ખભા ઉપર બેસાડી, શ્રીરંગ દેવના દેવળમાં આણ્યો, તેમજ સર્વ બ્રાહ્મણોએ તેનું સન્માન કર્યું. આ કારણને લીધેજ તેને મુનિવાહન કિંવા યોગિવાહ કહે છે. આ વૃતાંત અહીં કહેવાનો હેતુ એટલોજ છે કે, શ્રી રામાનુજાચાર્યની પૂર્વપરંપરા અને એમના પૂર્વેનો વૈષ્ણવ સંપ્રદાય એ અંત્યજોદ્ધારને અનુકૂલજ હતો. વૈષ્ણવપંથના ઉદાર મતનો એમના પર ઉત્તમ સંસ્કાર પડેલો હતો. આથી એમણે પ્રથમ લખેલાં સમતાનાં આચરણ કરેલાં હોવાનું સિધ્ધ થાય છે.

( ૩ )

**રામાનંદ.**

શ્રી રામાનુજાચાર્ય પછી વૈષ્ણવધર્મના પાંચમા આચાર્ય રામાનંદ થયા હતા. તે ૧૩મા શતકના અંતમાં અથવા ૧૪ મા શતકના પ્રારંભમાં એમણે વૈષ્ણવ ધર્મને હિંદુસ્થાનના રાષ્ટ્રિય ધર્મનું સ્વરૂપ આપ્યું હતું. એમનો મઠ જોકે બનારસ ( કાશી ) માં હતો; તથાપિ એમણે ચારે તરફ સંચાર કરી વૈષ્ણવ પંથના સિધ્ધાન્તોનો પ્રસાર કર્યો હતો, એમણે કરેલા શિષ્યોમાંના મુખ્ય બાર શિષ્ય હીન મનાયલી જાતિનાજ હતા. આમાંનો એક ચમાર, બીજો હજામ, અને ત્રીજો વણકર જાતિનો હતો. એમના શિષ્યમંડળ પ્રતિ જોતાં એવું જણાય છે કે, સર્વ જાતિના મનુષ્યોને એમના મતમાં આવવાની પૂર્ણ છૂટ હતી.*

* At the end of the 13th century A. D. according to some authorities or at the end of the 14th, according to others, the great reformation, which made Vishnu worship a national religion of India, took place. Ramananda stands fifth in the apostolic succession from Ramanuja, and spread his doctrine throughout northern India. He had his head-quarters in a monastry at *Benares*, but *wandered from*

આથી એ મનમાં એ કાલે સ્પર્શાસ્પર્શ માનવાની પદ્ધતિ મૂળથીજ નહોતી એમ જણાય છે. અગીઆરમા શતકના ઉત્તરાર્ધમાં અને બારમા શતકના પૂર્વાર્ધમાં જે વૈષ્ણવસંપ્રદાયનું પુનરૂજ્જીવન શ્રીરામાનુજાચાર્યે કર્યું, તેજ સંપ્રદાયને આ રામાનંદાચાર્યના સમયે હિંદુસ્થાનમાં રાષ્ટ્રિયધર્મનું સ્વરૂપ પ્રાપ્ત થયું. મ્હાર, માંગ, ચમાર, શાળવી વગેરે હીન મનાયલી જાતિના લોક પણ એ સમયમાં સારી યોગ્યતાએ પહોચેલા જણાય છે. એ અંત્યજો સદાના બહિષ્કૃત તેમજ સદાના અસ્પૃસ્ય રહે એવો જો આ આચાર્યનો મત હોત, તો એમણે " નિરકકુલતાર " ( ઉચ્ચ કુલોત્પન્ન લોક ) એવું નામ અંત્યજોને આપ્યું ન હોત, તેમજ તેમને પોતાના શિષ્ય પણ કર્યાં હોત નહિ. તોપછી દેવળોમાં સાર્વજનિક રીતે પ્રવેશ કરવા દેવા કિંવા સાર્વજનિક તલાવમાં બ્રાહ્મણો સાથે એમને સ્નાન કરવાની આજ્ઞા આપવી, એ વાત તો દૂરજ રહી. આપરથી જણાય છે કે આ આચાર્યે પુનઃ પ્રસ્થાપિત કરેલો વૈષ્ણવ સંપ્રદાય ઘણોજ ઉદાર હતો અને તેમાં અસ્પૃસ્ય એવા કોઇ પણ લોક નહોતા.

( ૪ )

**કબીર.**

શ્રીરામાનંદાચાર્યના બાર મુખ્ય શિષ્યોમાં કબીર પણ એક હતો. એણે આખા બંગાળામાં વૈષ્ણવ સંપ્રદાયનો પ્રસાર કર્યો. જે માર્ગે શ્રીરામાનંદાચાર્યે હિંદુઓની સર્વ જાતિનું એકીકરણ કરવાનો પ્રયત્ન કર્યો, તેજ માર્ગે કબીરે હિંદુ મુસલમાનોના એકીકરણ અર્થે ખટપટ કરી. એણે પોતાના પંથમાં જાતિભેદને જરા પણ આશ્રય આપ્યો નથી, તો પછી અસ્પૃસ્ય જાતિની કલ્પનાને સ્થાન નજ મળે એ સ્પષ્ટ છે. જેણે હિંદુ મુસ-

place to place preaching the one God under the name of Vishnu, and choosing twelve disciples, not from priest or nobles, but among the despised classes. One of them was a leather dresser, another a barber, and the most distinguished of all was the reputed son of a weaver. The list shows that every caste found free entrance into the new creed. ( Imperial Gazetteer of India, Vol. VI Page 217 )

સમાનોને એકજ ધર્મના સૂત્રે બાંધવાનો પ્રયત્ન કર્યો હતો, તે કબીર સાધુની ઉદાર બુદ્ધિમાં અંત્યજો માટે અનુદાર વિચાર રહે એ સંભવનીય નથી. સદાચરણ અને પરમેશ્વરનિષ્ઠા એ બે ગુણ જેનામાં હોય તે સર્વથા પૂજ્ય છે, એજ જીવનની ઇતિકર્તવ્યતા, એવી એની માન્યતા હતી.[1] એના મતમાં જાતિવિશિષ્ટ સ્પર્શાસ્પર્શ ભેદ નહોતો.

( ૫ )

ચૈતન્ય.

મહાત્મા ચૈતન્યનો જન્મ સન ૧૪૮૬ માં થયો હતો. એમણે બંગાળ અને ઓરીસા પ્રાંતમાં વૈષ્ણવમતનો પ્રસાર કર્યો હતો. જગન્નાથની આગળ સર્વ મનુષ્યો સરખા છે એવો એમનો મત હતો. એના સમનાના ઉદાર વૈષ્ણવમતને લીધે એને સર્વ વિષ્ણુના અવતાર તરીકે માનતા. હિંદુઓની સર્વ જાતિના તેમજ મુસલમાની ધર્મના લોક પણ એના શિષ્ય થયા હતા. મનુષ્ય ગમે તે જાતિમાં ઉત્પન્ન થયો હોય તોપણ હરકત નથી. ઇશ્વરભક્તિથી એની–સર્વની–સરખીજ શુદ્ધિ થાય છે. પરમેશ્વર આગળ જાતિભેદ નથી, તેમજ સ્પર્શાસ્પર્શ ભેદ પણ નથી, એવો એમનો સ્પષ્ટ અભિપ્રાય હતો. *

---

1 Kabir ( *1340-1420* ) *one of the twelve disciples of* Ramananda, carried his doctrine throughout Bengal, as his master had laboured to gather together all castes of the Hindus into one common faith, so Kabir, seeing that the *Hindus* were no longer the whole inhabitants of India, tried about the beginning of the 15th century, to build up a religion that should embrace Hindu and Mohamedan alike. He rejected *castes, denounced image-worship and* condemned the hypocrisy and arrogance of the Brahmans. According to Kabir the chief end of man is to obtain purity of life, and the perfect faith in God. ( Imperial Gazetteer of India, Vol. V1 Page 218. )

* In 1486 chaitanya was born, who spread the

શ્રીરંગ વગેરે સ્થળોના પવિત્ર દેવાલયોમાં શ્રીરામાનુજાચાર્યે અંત્યજોને પણ જવાની છૂટ આપી હતી, એ આપણે પ્રથમ જોઇ ગયા છીએ. એજ પ્રમાણે આ ચૈતન્ય ગુરૂએ જગન્નાથના પવિત્ર કૃપાછત્ર નીચે સર્વ સમાન છે એવું જગજાહેર કર્યું હતું. આથી પ્રસંગતઃ જગન્નાથના ઔદાર્યનું અહીં નિરીક્ષણ કરવું આવશ્યક છે.

( ૬ )

જગન્નાથના દેવળમાં સર્વ મનુષ્યો સરખા છે એ વાત લગભગ બે હજાર વર્ષથી બેધડક રીતે માનવામાં આવે છે. ખાનપાનમાં તેમજ સ્પર્શમાં કોઇ પણ જાતિના મનુષ્યને દૂર રાખવામાં આવતો નથી. આભડછીટ માનવીજ નહિ એવી ત્યાંની પધ્ધતિ છે. મુસલમાનોના ઉપદ્રવને લીધે જગન્નાથને બે ત્રણ વખત ગુપ્ત રહેવું પડ્યું હતું, તથાપિ સન ૩૧૮ થી તે આજ સુધી, એ ગુપ્ત વાસનાં કેટલાંક વર્ષ બાદ કરતાં, સર્વ જાતિનાં મનુષ્યો–અંત્યજો સુધ્ધાં, જગન્નાથના ધામમાં સમાન રીતે પ્રવેશ કરે છે. પોતાનો જન્મતઃ ઉચ્ચ નીચ ભાવ વિસરી જઇને, સર્વ જાતિના અને સર્વ મતના લોક, જો કોઇ પણ દેવના સમક્ષ એકત્ર થતા હોય તો તે પુરીમાં જગન્નાથ આગળજ છે. આ દ્રષ્ટિથી જોતાં જગન્નાથના દેવાલયને." રાષ્ટ્રીય દેવાલય " કહેવામાં હરકત નથી. જગન્નાથના દેવાલયમાં ભાસમાન થતી સમતાબુદ્ધિજ હિંદુમાત્ર ઉપર એનું મહત્વ સ્થાપન કરવાને કારણભૂત થયલી છે. આ દેવળમાં પ્રવેશ કરતાં મહાર કિંવા ઢેડને પણ મનુષ્યોના નૈસર્ગિક અધિકાર છે એવું ભાસે છે! પ્રત્યેક હિંદુ પૂર્વ દિશામાં આંગળી કરી અભિમાનપૂર્વક બતાવી શકે છે કે,

---

Vaishnavaite Doctrine, under the worship of Jagannath, throughout the delts of Bengal & Orissa...With regard to Chaitanya's doctrine we have ample evidence. No race or caste was beyond the pale of salvation. The Musalmans and Hindus shared his labours and profited by his preachings. *He held that all men are alike capable of faith*, and that all castes by faith become equally pure.

( Imperial Gazetteer of India Val. VI Page 219 )

એ દિવ્ય પુરીમાં જગન્નાથનું મંદિર છે, કે જ્યાં ઉચ્ચ અને નીચ, સ્પૃશ્ય અને અસ્પૃશ્ય, બ્રાહ્મણ અને શૂદ્ર એ સર્વેને સમાન ગણવામાં આવે છે. જગન્નાથની હદમાં જાતિભેદનું નામ પણ નથી તેમજ કોઈ અસ્પૃશ્ય પણ નથી. સર્વ મનુષ્યોના હાથનું અન્ન શુધ્ધ માનવુંજ જોઇએ એવી માન્યતા ત્યાં ઘણાજ પ્રાચીન કાલથી ચાલતી[1] આવે છે. બારમા શતકમાં રામાનુજાચાર્યે અને તે પછી રામાનંદ ચૈતન્ય એમણે, આ દેવના પૂર્વાપર ચાલતા આવેલા સમતાભાવનો સ્વમત પ્રસાર અર્થે ઘણોજ ઉપયોગ કરી લીધો હતો. જગન્નાથના આ દેવળની સમતાની પધ્ધતિ અતિ લક્ષપૂર્વક જોતાં એવું જણાઇ આવે છે કે, અસ્પૃશ્ય મનુષ્યોપરનો બહિષ્કાર દૂર કરવા માટેજ આ પદ્ધતિ શરૂ થયલી હોવી જોઇએ. પરંતુ વર્તમાનમાં તો આ ભાવનાની વ્યાપ્તિ માત્ર પુરી પુરતીજ રહેલી છે. આ દેવાલયની બહાર કિંવા પુરીગ્રામની બહાર પુનઃ જે વિષમતા માનવામાં આવે છે તે તો કાયમજ છે. ( હાલમાં કેટલાક અદૂરદર્શી લોકોએ દેવાલયના મૂળ ઉદ્દેશને મલિન [ turbid ] કરવાનો પ્રયત્ન કર્યો છે. તેઓએ જગન્નાથના સભામંડપમાં એક બીજી પ્રતિમા કરાવી બેસાડેલી છે, અને ત્યાં સુધીજ અત્યંજોએ આવવું, એથી આગળ જવું નહિ, એવો પરિપાઠ પાડ્યો છે. આ આધુનિક સુધારણા પ્રાચીન ઉદાર મતની આડે આવે છે. ) " **જગન્નાથના મંદિરમાં સર્વ સમાન છે.** " એ દૃષ્ટાંત જે પુરીમાં પ્રાપ્ત થાય છે, તેનેજ જો સત્ય-

1...Here ( in Puri ) is the " national temple " whither the people flock to worship from every province of India......The poor outcast learns that there is a city on the far eastern shore, in which priest and peasant are equal in the presence of the " Lord of the world. " In the courts of Jagannath and outside the Lion gate, 100,000 pilgrims every year join in the sacrament of eating the holy food, the sanctity of which overlaps all barriers of caste, race and hostile faiths. A Puri priest will receive food from a Chistian's hand. Imperial Gazetteer of India, Vol. XI, Page 311 ).

પણ માનવામાં આવે તોપણ પુષ્કળ કાર્ય થઇ શકે એમ છે. જગન્નાથ -પરમેશ્વર સર્વત્ર વ્યાપક હોવાથી, એનું વાસ્તવિક દેવાલય એ આ ભવ્ય જગત છે. આથી એના આ જગત રૂપી ખરા દેવાલયમાં રહેતા સર્વ માનવો સમાન છે, એના સમક્ષ કોઇ પણ જન્મથી ઉચ્ચ તેમ કોઇ પણ જન્મથી નીચ નથી, એ વાસ્તવિક ઉદ્દેશ ઉપરોક્ત દેવાલય સ્થાપનારનો હોવો જોઇએ. ધાર્મિક હિંદુસમાજ, જે આજ વિષમતાની કલ્પનાઓમાં બદ્ધ થયલી છે, તે જો આ ઉદ્દેશ પ્રતિ જુવે તો એકીકરણનું કેટલું આલ્હાદક કાર્ય થાય ?

( ૭ )

**શીખપંથ**

શીખપંથની સ્થાપના ગુરૂ નાનક સાહેબે કરી છે. આ પંથમાં કેટલાક મુસલમાનો પણ દાખલ થયા હતા એ વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે. આથી આ પંથમાં જાતપાત, સ્પર્શાસ્પર્શ વિગેરેનો સ્વીકાર કર્યો હોય એમ જણાતું નથી. આ ધર્મપંથનો મુખ્ય આધાર 'ગ્રંથ સાહિબ' એ નામના પુસ્તક પર છે. આ પુસ્તક ગુરૂ નાનકે રચેલું છે. એમાં કરવામાં આવેલા ઉપદેશ પરથી જણાય છે કે, તેમાં કોઇનો જન્મના કારણે બહિષ્કાર ન કરતાં, સર્વને સરખાજ ગણવા અને આચરણથીજ ઉચ્ચતાનો સ્વીકાર કરવો એમ જણાવેલું છે. જુઓઃ—

પતિત પવિત્ર લિયે કર અપુને । સગલ કરત નમસકારે ॥
વરણ જાતિ કોઉ પુચ્છે નાંહી । બાંછહિ ચરણ રિવારો ॥૧॥
ઠાકુર ઐસો નામ તુમારો। સગલ સૃષ્ટિકી ધની કહી જૈ ॥
જિનકો અંગ નિરારો। એકરાઓ સાધસંગ ॥ ૨ ॥
નાનકબુધ પાઇ । હરિ કીરતન અધારો ॥
નામદેવ ત્રિલોચન કબીર । દાસરો મુક્તિ ભઇયો
ચુનિ આરો ॥ ૩ ॥

—ગુરૂ ગ્રંથસાહિબ ગુજરી મહાલા૦ ૫

કબીર સોઇ મુખ ધન્ય હૈ, જીન મુખ નીકલે રામ.
દેહી કિસકી બાપરી, પવિત્ર હોગા ગ્રામ. ૧.
કૌનકો કલંક રહ્યો, રામ નામ લેત હી,

પતિત પવિત્ર ભયે, રામ કહત હી. ૨.
પવિત્ર પવિત્ર પવિત્ર પુનીત નામ જપત;
નાનક મત પ્રીત. ૩.

જાતિ હૈ ન પાતિ હૈ ન જાતિ પાતિ હોત હૈ ॥
ન સત્ર હૈ ન મિત્ર હૈ ન તાત માત ગોત હૈ ॥
ન બાધ હૈ ન ધાટ હૈ ન ધાટ બાધ હોત હૈ ॥
જિમી જમાન કે વિષે સમ સત એક જોત હૈ ॥ ૪ ॥
જાતિ વરણકે રહુન ન દેખો। કર ઇકરાર દિખાએ ॥ ૫ ॥
જાતિ વરણ નહિ પૂંછિયે। સચ ઘર જિસ અઉતાક ॥
આગે જાતિ ન જોર હૈ। આગે જીનુ ન બે ॥ ૬ ॥

( ગુરૂગ્રંથસાહિબ ગુજરી મહાલા ૫ ).

ગુરૂ નાનકના આ વચનોમાં “ ( ૧ ) પરમેશ્વરની ભક્તિથીજ પતિત માણસો પવિત્ર થાય છે, ( ૨ ) જાતિનો કિંવા વર્ણનો વિચાર કરવો નહિ કિંવા તેને માન આપવું નહિ, ( ૩ ) આચરણોને માન આપવું, ( ૪ ) જાતિ જેવું કંઇપણ નથી, ( ૫ ) જાતિથી કોઇપણ હીન નથી, ( ૬ ) જે દુષ્કર્મો કરે છે તેજ હીન થાય છે, ( ૭ ) આખી સૃષ્ટિનાં માનવી એક સરખાં છે, ( ૮ ) પરમાત્માની ભક્તિથી ગામનાં ગામ પવિત્ર થાય છે, તો પછી દેહ અશુદ્ધ કે અસ્પૃસ્ય કેવી રીતે રહી શકે ? ( ૯ ) એકજ પરમેશ્વરની દિવ્યજ્યોતિ પ્રકાશી રહી છે, અને (૧૦) તે પ્રકાશ આગળ જાત્યાભિમાન કિંવા જન્મસિધ્ધ શ્રેષ્ટતા ટકી શકતી નથી.” એવા પ્રકારનો બોધ છે. ગુરૂ નાનકનો આ બોધ કેવળ શબ્દોમાંજ આવી રહેલો નહોતો પરંતુ કૃતિમાં પણ આરોપેલો હતો.

ગુરૂ નાનકે જે વટલાયલા મુસલમાનોને તેમજ મૂળના મુસલમાનોને પોતાના પંથમાં લીધા હતા, તે સર્વ વૃત્તાંત—“ ગુરૂ નાનકજીકી જન્મ શાખી ” નામના ગ્રંથમાં વિસ્તારપૂર્વક છે. શુધ્ધ કરી સ્વમતમાં દાખલ કરેલા લોકોના હાથનું અન્નપાણી લેવાનો રિવાજ પણ એમણે ઠરાવેલો હતો. આથી એ સ્પષ્ટ જણાય છે કે, એમણે સ્પર્શાસ્પર્શની ભાવનાને પોતાના પંથમાં સ્થાન આપ્યું નથી.

(૮)

ગુરૂ અમરદાસ. ગુરૂ અમરદાસ જોગીસરે અલાવરખાન નામના મુસલમાનને શીખ ધર્મની દીક્ષા આપી પોતાના પંથમાં દાખલ કર્યો હતો. એજ પ્રમાણે જાલંધર જીલ્લાના મહેદપુર, બકાળા વગેરે ગામોમાં સીકંદર, લોહાર વગેરે મુસલમાન જાતિના લોકોને શુધ્ધ કરી શીખ ધર્મમાં લીધા હતા. ગુરૂ અમરદાસનું ત્રીજી પાદશાહી (ત્રીજા ગુરૂ) એવું નામ પણ છે. આજ પ્રમાણે છઠ્ઠા ગુરૂ હરગોવિંદસિંહે પણ સન ૧૬૮૧ માં ૭ મુસલમાન અને કેટલાક પતિતોને શુધ્ધ કરી પોતાના પંથમાં લીધા હતા.

(૯)

ગોવિંદસિંહ. શીખ પંથના દશમા ગુરૂ (દશમી પાદશાહી) ગોવિંદસિંહે નીચ અંત્યજ જાતિમાંથી મુસલમાન થઇ ગયેલી સ્ત્રીઓને શીખ ધર્મની દીક્ષા આપી એમને કુલીન શીખ વીરો સાથે પરણાવી હતી. બંદા વૈરાગી, એ પ્રથમ મુસલમાન હોવા છતાં તે એનીજ જીંદગીમાં શીખ થયો હતો.

આવાં અનેક દ્રષ્ટાંતો છે, જે અહીં આપવાનું વિશેષ પ્રયોજન નથી. આ સંબંધી જેને સવિસ્તર માહિતી જોઇએ તેણે ભાઇ ગયાનસિંહ કૃત "ખાલસા ધર્મ—પતિત પાવન ભાગ" એ નામનું પુસ્તક વાચવું. દશમા ગુરૂ સુધી તો મૂળ ગુરૂની ગુરૂપરંપરા ઉત્તમ રીતે ચાલતી હતી. તે પછી ધીમે ધીમે એ ક્ષાત્ર ધર્મિવીરો ઉપર પણ હિંદુઓના જાતિભેદે અસર કરવા માંડી. એનું પરિણામ આજે એ આવ્યું છે કે, જુના વિચારના શીખો હિંદુઓ પ્રમાણેજ બહુ અંશે સ્પર્શાસ્પર્શના ભેદ માનવા લાગ્યા છે. ગ્રંથસાહેબ નામક ગુરૂનાનક પ્રણીત શીખધર્મના પુસ્તકમાં આ ભેદભાવ માટે કંઇ પણ આધાર નથી. વૈષ્ણવ કિંવા ભાગવત ધર્મ પ્રમાણેજ શીખધર્મ પણ મૂળથી ઉદારજ છે. આ પંથના મૂળ સિદ્ધાન્તોથી વિરૂધ્ધ જતા જાતિભેદ અને સ્પર્શાસ્પર્શ વગેરેના જે દોષ એમાં ઘુસવા લાગ્યા છે, તે દૂર કરવા માટે હાલમાં એક "ખાલસા શુધ્ધિમંડળ" નીકળ્યું છે. આ મંડળના પ્રયત્નથી પૂર્વવત બીજાઓને તેમજ પતિતોને શુધ્ધ કરવાનો ક્રમ ચાલૂ થયો છે. એમના આ દ્રઢ પ્રયત્ન પ્રત્યે હિંદુઓએ પણ વિચાર

પૂર્વક જોવાની આવશ્યકતા છે. ગમે તેમ પણ આ પરથી એ સિધ્ધ થાય છે કે, શીખ ધર્મમાં જાતિભેદ કે સ્પર્શાસ્પર્શ જેવું કંઇ પણ નથી.

(૧૦)

ભાગવત ધર્મનો પ્રસાર અન્ય પ્રાંતોની પેઠે મહારાષ્ટ્રમાં પણ થયો હતો. મહારાષ્ટ્રમાં સંતોમાંના સર્વ સાધુસંત આ ભાગવતધર્મના વિશ્વકુટુંબક મતનાજ હતા. જે પ્રમાણે જગન્નાથના ક્ષેત્રમાં જાતિભેદને વિસરી જઇ સર્વને સમાન માનવામાં આવે છે, તેજ પ્રમાણે પંઢરપુરના વિઠ્ઠોબાના ક્ષેત્રમાં સર્વને સમાન માનવામાં આવતા હતા. પંઢરપુરમાં હજી પણ આજ અનુભવ દ્રષ્ટિગોચર થાય છે. નામદેવ, તુકારામ, એકનાથ, ચોખામેળા, ગોરા કુંભાર વગેરે સર્વ સંતોએ ભાગવત ધર્મનીજ સમતાનો પ્રસાર કર્યો હતો. એકનાથે અંત્યજના હાથનું અન્ન ગ્રહણ કર્યું હતું, એ વાત સુપ્રસિદ્ધ છે. વારકરી પંથમાં સર્વ જાતિના મનુષ્યનો એકતાથી સમાવેશ થયલો છે. ઘેર આવવા પછી પરિસ્થિતિના ભેદને લીધે પુનઃ તે ઘરના જેવા થાય છે એ ખરૂં, પણ યાત્રાએ નીકળેલા વારકરી ભક્તોમાં અદ્યાપિ પર્યંત, એજ ઐક્યનો જુસ્સો છે. આથી મૂળના ધર્મપ્રવર્તકોએ કેટલી મહાન ઇચ્છા શક્તિથી એકતાનાં બીજ રોપેલાં હશે એની કલ્પના આવ્યા શિવાય રહેતી નથી. મહારાષ્ટ્રના સાધુ સંતોનાં વચન પણ, પૂર્વે આપેલાં વૈષ્ણવ ધર્મનાં ઉદાર વચનો પ્રમાણેજ સમાનતાના ઉચ્ચ તત્વોનો અધિકારયુક્ત વાણીથી પોકાર કરનારાં છે. જુઓઃ—

विष्णुमय जग वैष्णवांचा धर्म । भेदाभेदभ्रम अमंगळ ॥ १ ॥
कोणाही जीवाचा न घडो मत्सर । वर्म सर्वेश्वर पूजनाचें ॥ २ ॥
तुका म्हणे एका जीवाचे अवयव । सुखदुःख जीव भोग पावे ॥ ३ ॥

એજપ્રમાણેઃ—

जे कां रंजले गांजले । त्यांसि म्हणे जो आपुले ॥ १ ॥
तोचि साधू ओळखावा । देव तेथेंचि जाणावा ॥ २ ॥
ज्यासि आपंगिता नाहीं । त्यासी धरी जो हृदयीं ॥ ३ ॥
दया करी जे पुत्रासि । तेच दासा आणि दासी ॥ ४ ॥
तुका म्हणे सांगू किती । तोचि भगवंताची मूर्ती ॥ ५ ॥

અતિઃ—

उंचनीच कांहीं नेणे भगवंत । तिष्ठे भावभक्ति देखोनियां ॥ १ ॥
दासीपुत्र कण्या विदुराच्या भक्षी । दैत्या घरीं रक्षी प्रल्हादासी ॥ २ ॥
चर्म रंगूं लागे रोहिदासा संगीं । कबिराचे मागां विणी शेले ॥ ३ ॥
सजन कसाया विकूं लागे मांस । मळा सांवत्यास खुरपूं लागे ॥ ४ ॥
नरहरी सोनारा घडों फुंकूं लागे । चोखामेळ्यासंगें ढोरें ओढी ॥ ५ ॥
नामयाची जनी-सवें वेंची शेणी । धर्मा घरीं पाणी वाहे झाडी ॥ ६ ॥
नाम्यासवें जेवी नव्हे संकोचित । ज्ञानियाची भिंत अंगीं ओढी ॥ ७ ॥
अर्जुनाचे रथीं होय हा सारथी । भक्षी पोहे प्रीतीं सुदाम्याचे ॥ ८ ॥
गौळीयांचें घरीं गाई अंगें वळी । द्वारपाळ बळीद्वारीं झाला ॥ ९ ॥
व्यंकोबाचें ऋण फेडी हृषीकेशी । अंबऋषीचे सोसी गर्भवास ॥ १० ॥
मिराबाईसाठीं घेतो विष प्याला । दामाजीचा झाला पाडेवारा ॥ ११ ॥
घडी माती वाहे गोऱ्या कुंभाराची । हुंडी मेहेत्याची अंगें भरी ॥ १२ ॥
पुंडलीकासाठीं अजुनि तिष्ठत । तुका म्हणे मात धन्य त्याची ॥ १३ ॥

જે કારણે સર્વ જાતિના સાધુને પરમેશ્વરે અંગીકાર કરેલો છે, તેજ કારણે પરમેશ્વરને ત્યાં ઉચ્ચ નીચ એવો કંઇપણ જાતિભેદ નથી. વૈષ્ણવોના ધર્મમાં આ અમંગળ ભેદાભેદ મૂળથીજ નથી. કોઇપણ જીવાત્માને જન્મતઃ નીચ માનવો એ નિંદ્યકર્મ છે, એવા પ્રકારનો ભાવ ઉપરોક્ત ભગવદ્ભક્તની અભંગવાણીમાં છે. શ્રી સમર્થ રામદાસ કહે છે કેઃ—

विवेकें शुद्ध मार्ग सांगावा । विवेकें संशय छेदावा ॥
" विवेकें आपुला म्हणावा । विश्वजन " ॥ ३७ ॥

दासबोध ६-२-स-९

" સર્વ માનવો આપણા છે એવું સમજવું. " શ્રી સમર્થનો આ ઉપદેશ છે.

# ભાગ ૧૧ મો.

## સ્પર્શાસ્પર્શની કલ્પનાનું સમાજપર પરિણામ.

પૂર્વના વિભાગોમાં સ્પર્શાસ્પર્શ કયા કારણોથી ઉત્પન્ન થયો, તે કેવી રીતે વૃદ્ધિ પામ્યો, જુદા જુદા ધર્મોમાં આ પ્રકારની ભેદભાવનાની સાધક કિંવા બાધક કઇ કઇ આજ્ઞાઓ છે, જુદા જુદા આચાર્યો અને સંતોનાં આ સંબંધી શું અભિપ્રાય હતા, ઇત્યાદિ વિષયોનો વિચાર થયો. સ્પર્શાસ્પર્શ-ભેદ અને તેનો જનક જાતિભેદ એ ઘણા ધર્મસંસ્થાપકોના અને આચાર્યોના મતે આદરણીય નથી, એ વાત પણ સ્પષ્ટપણે પૂર્વે દર્શાવવામાં આવી છે. હવે, ઉદાર આર્યોના તેમજ વિશ્વકુટુંબી સાધુસંતોના સત્યોપદેશ તરફ દુર્લક્ષ્ય કરી, પુનઃ પુનઃ એ સ્પર્શાસ્પર્શનો સ્વીકાર કરતા જવાથી, હિંદુ સમાજપર ઇષ્ટાનિષ્ટ કયા સંસ્કાર પડેલા છે, તેમજ તેનાં કેવાં ફળ આપણે ભોગવવાં પડે છે, તેનો આ ભાગમાં વિચાર કરવાનો છે.

( अ ) ઘરઘરાઉ બાબતનો સ્પર્શાસ્પર્શ અને ( क ) જાતિ વિશિષ્ટ સ્પર્શાસ્પર્શ, એવા એના બે પ્રકાર છે. પહેલા પ્રકારની વ્યાપ્તિ અમુક કાળ પુરતીજ છે; પણ દ્વિતીય પ્રકાર કોઇ પણ સ્થિતિમાં અપરિહાર્ય છે, એમ માનવામાં આવે છે. એકજ જાતિનો મનુષ્ય સ્નાન કરવા પશ્ચાત્ બીજા અસ્નાત મનુષ્યને અડકતો નથી, ઇત્યાદિ પ્રકારનો અંતર્ભાવ પહેલા પ્રકારમાં થાય છે. આ પ્રકાર રોટીવ્યવહાર કે બેટીવ્યવહાર જેઓમાં હોયછે તેઓમાંજ નહિ પણ એકજ કુળના માણસોમાં પણ જણાય છે; પણ તે ક્ષણિક હોવાથી તેના દ્વારા કંઇ વિશેષ દુષ્ટ પરિણામ થતું નથી. જે મનુષ્ય ક્ષણભર અમુક કારણને લીધે અસ્પૃશ્ય હોય છે, તેજ કંઇક સમય પશ્ચાત્-સ્નાન વગેરે કરવા પછી-સ્પૃશ્ય થાય છે. યદ્યપિ એમાં ભેદભાવનું તત્વ થોડા પ્રમાણમાં છે, તથાપિ એ પહેલો પ્રકાર બીજા પ્રકાર જેટલો ઘાતક નથી. એક મનુષ્યે સ્નાન કરી ધોયલાં વસ્ત્ર પહેરેલાં હોય એટલા માટે તે કોઈ પણ અસ્નાત માણસને અડકે નહિ, અથવા વગર ધોયલાં વસ્ત્ર-કિંવા સૂતરને અડકે નહિ, એ યોગ્ય નથી. કેટલાકો આના બચાવમાં વિદ્યુત્-

શક્તિના અને ચુંબકના કેટલાક નિયમોની ખેંચાતાણ કરી, એ પધ્ધતિ સશાસ્ત્ર છે એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે ! પણ એવો પ્રયત્ન કરતા પહેલાં એમણે વિચારવું જોઇએ કે, ' પૂર્વે વિદ્યુત્-શાસ્ત્રના નિયમ જોઇને આ સ્પર્શાસ્પર્શની શરૂઆત કરવામાં આવેલી, કે કંઇક બીજીજ ભાવનાથી સહજાસહજ વૃધ્ધિ પામેલો આ પ્રકાર છે.' આ પ્રમાણે પહેલા પ્રકારના સ્પર્શાસ્પર્શની પ્રત્યેક સ્થિતિમાંનાં વિદ્યુનત્વોનું માપ લેવાનાં કંઇ પણ સાધન એનું સમર્થન કરનારા મહાનુભાવો પાસે છે, કે પછી પુરાણ પ્રિયતાની નૈસર્ગિક ભાવનાથીજ પ્રેરાઇનેજ એવું સમર્થન કરવામાં આવે છે ? આવા મનુષ્યોના એકંદર ધોરણ પ્રત્યે લક્ષ્યપૂર્વક જોઇએ તો, એવું દ્રષ્ટિગોચર થાય છે કે, એમનામાં પ્રમાણિકપણાની અપેક્ષાએ પુરાણ પદ્ધતિપ્રિયતા અને લોકચ્છંદાનુવર્તિત્વ દોષ વધુ પ્રમાણમાં હોય છે, અને એજ કારણને લીધે એમનું સાધારણ લોકોમાં મોહક જણાતું સ્પષ્ટિકરણ વિચાર કરતાં ત્યાજ્ય જણાય છે. આ અપ્રમાણિકપણું દર્શાવનારી બુદ્ધિ આ શુદ્ધાશુદ્ધિના સાર્વત્રિક પ્રસારને લીધેજ ઉત્પન્ન થયલી છે, અપ્રમાણિકપણું એ ઉદાત્ત ગુણ નથી. મનુષ્યનામાં એકજ વખત આ દુર્ગુણે પ્રવેશ કર્યો કે, દાંભિકપણાનો આરંભ થાય છે, અને પ્રત્યેક વિષયમાં દાંભિકપણું દર્શાવવાની ટેવ પડી જાય છે. અજ્ઞાન મનુષ્યો આગળ આ દાંભિકપણાને માન મળે છે, અને તેથી એ દાંભિક માણસની દિન પ્રતિદિન અવનતિ થતીજ રહે છે. પહેલા પ્રકારના વ્યક્તિવિશિષ્ટ સ્પર્શાસ્પર્શનું હિંદુ સમાજ પર આવુંજ પરિણામ આવ્યું છે. ખરી શુધ્ધતા દાંભિકપણાની વૃધ્ધિથી નષ્ટપ્રાયઃ થઇ છે. સ્વચ્છતા રાખવાનો મૂળ હેતુ બાજુ પર રહી જતાં, ભળતાજ પ્રકાર પ્રચારમાં આવ્યા છે. આ વ્યક્તિગત અવનતિ દુર્લક્ષ્ય કરવા યોગ્ય નથી. સ્વચ્છતા રાખવાનોજ ઉદ્દેશ જો લોકસમક્ષ રહે તો સ્પર્શાસ્પર્શના નામ પર ચાલી રહેલું ધાંધલ ઓછું થયા સિવાય રહે નહિ. આતો વ્યક્તિવિશિષ્ટ માનસિક અવનતિનો પ્રકાર થયો; પરંતુ તે સિવાય પણ અનેક અડચણો વારંવાર ઉત્પન્ન થાય છે. ધારો કે, એક ઘરમાં એક મનુષ્ય અને તેનાં બે ન્હાનાં બાલક હોય. એ મનુષ્ય સ્નાન કરી પવિત્ર થતાં, એનાં બાલકને અત્યંત આવશ્યક એવી એકાદ અપવિત્ર ગણાતી વસ્તુ તે આપી શકશે નહિ. બાલકને વખતસર આપવું જોઇતું ઔષધ તે પુનઃ

અપવિત્ર થાય તોજ આપી શકે, અથવા એની પવિત્ર અવસ્થાનું કાર્ય પૂર્ણ થયા પછી, એટલે કાલાતિક્રમ થયા પછી આપી શકે ! ન્હાનાં બાળકો ગેરસમજને લીધે પવિત્રને અપવિત્ર અને અપવિત્રને પવિત્ર કરવા માંડે છે તે વખતે ઘરમાંના જુના વિચારના મનુષ્યો કેટલા અકળાઇ જઇ ક્રોધ કરે છે, એ વાત સર્વને માહિત હશે. આવી બાબતોથી સમયનો કેટલો અપવ્યય થાય છે, અને કુમળાં મનનાં બાલકો વૃધ્ધોના તિક્ષ્ણ વાક્પ્રહારથી કેટલો ક્લેશ કરે છે, એનો વિચાર પણ કરવા યોગ્ય છે. કોઇ નવાઇની ચીજ જોતાં બાલક પોતાની માતાને તે વસ્તુ દેખાડવા માટે પ્રેમ અને જીજ્ઞાસાથી તેની આગળ દોડી આવે છે; આ નિર્દોષ પ્રેમ આગળ એને પોતાના દેહનું પણ ભાન રહેતું નથી. આવા પ્રેમથી એકાગ્રહ થયલા કોમળ મન પર " અરે ! અડકયો અડકયો વેગળો ટળને મુવા. " એવા કર્કશ વાણીથી ઉચ્ચારાયલા વાક્પ્રહાર કેટલા કુસંસ્કાર પાડે ? અપૂર્વ વસ્તુના દર્શન માટે જે નિરસીમ પ્રેમથી બાલક ધાઇ આવે છે, તે પ્રેમ પર વૃધ્ધોનાં વાક્શસ્ત્ર પડવાથી તેના સેંકડો ટુકડા થઇ જાય છે. પ્રેમથી હસતાં હસતાં આવેલું આશાભર્યું બાલક આ કઠોર શબ્દ પ્રહારને સહન ન કરી શકવાથી તે એકદમ રડી પડે છે ! આનંદની ઉચ્ચ ભૂમિકામાં કલ્લોલ કરતા આ બાલકને તે વખતે એમજ લાગી આવે છે કે મને વિનાકારણે દુઃખના ખાડામાં નાંખી દે છે. આવા બનાવ વારંવાર બનવાથી એનું ખીલતું મન કુસંસ્કારોથી દૂષિત થાય છે અને અંતે તે સંકુચિત થવા લાગે છે. એને ઉદારમતનો આશ્રય મળતો નથી, અને ઉચ્ચ પ્રેમ પર એવા વારંવાર આઘાત થવાથી તે બોથડ ( જડવત્ ) થઇ જાય છે. આવા વાતાવરણમાં ઉછરેલી જે વ્યક્તિ આગળ જતાં વ્યવહારમાં પડે છે, તેનામાં એ દુર્ગુણ દ્રષ્ટિગોચર થાય છે, વ્યક્તિ વ્યક્તિ મળીનેજ રાષ્ટ્ર ઉત્પન્ન થાય છે, આથી પરંપરાએ કરીને તે દુર્ગુણ રાષ્ટ્ર-કાર્યમાં પણ જણાઇ આવે છે. વ્યક્તિગત શુદ્ધાશુદ્ધિની પધ્ધતિને લીધે દાંભિકપણાની તેમજ મનપર કુસંસ્કારોની વૃદ્ધિ થતી રહે છે. આને લીધે ઉત્પન્ન થતાં અન્ય સૂક્ષ્મ પરિણામો તરફ અહીં લક્ષ્ય આપવાની જરૂર નથી.

હવે બીજા સામાજીક પ્રકારને વિચારીએ. પ્રથમ પ્રકાર વ્યક્તિગત હતો, અને તેજ વિસ્તાર પામતાં સમાજની વિશિષ્ટજાતિનો બહિષ્કાર કર-

વામાં આવ્યો છે. યોગના નિયમોને લીધે બ્રાહ્મણોએ, જે તત્વના અભિમાનને લીધે ક્ષત્રિયોએ, અને વ્યાપારીસંઘોના પ્રચારને લીધે વૈસ્યોએ આ સામાજીક બહિષ્કારને સ્થાપન કર્યો છે. અંત્યજોપરનો બહિષ્કાર આ પ્રકારે વ્યાપક હોવાથી તેને હાલનું ઉગ્રસ્વરૂપ પ્રાપ્ત થયું છે. આ બહિષ્કારનું શું પરિણામ આવ્યું છે, તેનો સામાજીકદ્રષ્ટિથી આપણે વિચાર કરીએઃ—

( ૧ ) બીજાને અવનત રાખવાથી આપણી પણ અવનતિ થાય છે, અને બીજાને ઉન્નત કરવાથી આપણી પણ ઉન્નતિ થાય છે. આ નિયમાનુસાર અંત્યજોઉપર તીવ્રબહિષ્કાર નાંખવાથી આર્યોની ત્રણે વર્ણ અવનત થઇ છે. એક માણસને બંદીગૃહમાં રાખનાર રક્ષક તે જેમ બીજાને પરતંત્ર રાખવા માટે, સ્વતઃ સ્વખુશીથી પરતંત્ર થાય છે; તેજ પ્રમાણે અંત્યજોના સમુદાયને અલગ રાખવાથી ત્રૈવર્ણિકોની મનોવૃત્તિ અનુદાર થયેલી છે. અત્યારે બાવીસ કોટી હિંદુઓમાંથી છ કોટી મનુષ્યો બહિષ્કૃત છે. એટલે કે દર સાડાત્રણ માણસે એક માણસ બહિષ્કૃત છે. આ એક માણસનો ત્યાગ કરવા માટે ત્રણ કે ચાર માણસોને માનસિક સંકુચિતપણું ધારણ કરવું પડે છે. ધારો કે, એક ઘરમાં ચાર માણસ છે અને તેમાંના એકનો ત્યાગ કરવાનો બાકીના ત્રણ જણ ઠરાવ કરે તો એ ત્રણેને પ્રત્યેક કૃત્ય ગુપ્ત રીતે કરવું પડશે. આ પ્રમાણે ચોરીનાં કાર્ય કરવાની ટેવ પડવાથી એ ત્રણે અવનત દશાને પ્રાપ્ત થશે. એક બીજા સાથે મળીને રહેવાથી, મનની ઉદારતાનું જે પોષણ થતું જણાય છે, તે છૂટા પડી જવાથી કદાપિ પણ જણાતું નથી. જેમ એક કુટુંબનાં મનુષ્યોમાં જણાતું અનુદારપણું કેવળ જરા જેટલા ભેદભાવથી ઉત્પન્ન થાય છે, તેમ વિશિષ્ટ જાતિપર સદાનો બહિષ્કાર રાખવાથી સર્વ સમાજના માનવીઓમાં રાષ્ટ્રિય અનુદારતા આવી વસે છે. કોઇ પણ સાર્વજનિક કાર્ય કરતાં, તેમાં ભેદભાવ અને પક્ષપાત કરવાનો સ્વભાવ પડી જાય છે. આવા સમાજમાં પક્ષપાતી મનુષ્યોજ શિષ્ટ હોવાથી, એ દેશના કાયદાકાનુન પણ એવાજ પક્ષપાતયુક્ત રચાય છે, અને એક વખત એવી અનુદારતાથી વર્તવાની ટેવ પડી, એટલે ત્યાંથી પ્રગતિનું નામ પણ લેવાની ગરજ મટી જાય છે.

( ૨ ) દેશના કાયદાકાનુનોમાં એવા જાતિવિશિષ્ટ પક્ષપાતનો પ્રવેશ થતાં સમાજનાં મન સંકુચિત વિચારોથી દૂષિત બને છે. આ પ્રકારે દૂષિત

થયેલા જનસમાજમાં વિશ્વકુટુંબની કલ્પના કેવળ શબ્દોમાંજ રહે છે; એ કદાપિ પણ આચારમાં અવતરી શકતી નથી. સમાનતાની આ ઉદારભાવના વડેજ આધ્યાત્મિક ઉન્નતિ થતી હોવાથી તેનાથી પણ એ પક્ષપાતી રાષ્ટ્ર દૂરજ રહે છે. આર્યાવર્તમાં કે જ્યાં સંતોનાં નામ આધ્યાત્મિક ઉન્નતિમાં વિશેષ પ્રકારે દર્શાવવામાં આવે છે, તે સંતોએ આ પક્ષપાતનો સમૂળગો ત્યાગ કરી સમતાભાવનોજ સ્વીકાર કર્યો હતો. પક્ષપાત, જાતિવિશિષ્ટ અહંકાર કિંવા બહિષ્કાર એ સર્વ જે જે સ્થળે હોય છે ત્યાં ત્યાં આધ્યાત્મિક ઉન્નતિનું નામ પણ હોતું નથી.

(૩) કોઇ એમ કહેશે કે, આધ્યાત્મિક ઉન્નતિ ન થાય તોપણ ભૌતિક ઉન્નતિને તો એવા પક્ષપાતથી કંઇ વાંધો આવતો નથી. આ વાત આપણે સ્વીકારીએ, તોપણ બહિષ્કૃત મનુષ્યોના માનસિક અસંતોષના કારણને લીધે એમાં પણ વારંવાર વિઘ્નો ઉત્પન્ન થવાનો સંભવ છે. આથી ભૌતિક ઉન્નતિ થવી પણ અશક્યજ છે. સમાજના એક ચતુર્થાંશ મનુષ્યોને અસંતુષ્ટ, બહિષ્કૃત અને વેગળા રાખી, નિયમપૂર્વક અજ્ઞાન રાખી, ભૌતિક ઉન્નતિની આશા રાખવી એ કદાપિ પણ બની શકે એમ નથી. શરીરનું એક અંગ ગળી જતાં જેમ આખા દેહને દુઃખ થાય છે, તેમ સમાજના એક ચતુર્થાંશ ભાગને અશિક્ષિત કિંવા સુશિક્ષિત રાખવાથી સમાજની ઉન્નતિ કોઇ પણ પ્રકારે થવી શકય નથી.

(૪) જે સમાજમાં એક ચતુર્થાંશ મનુષ્ય અશિક્ષિત છે અને કોઇ પણ રીતે તેઓ સુસંસ્કારી થાય એવો માર્ગ નથી, તે સમાજમાં આ અશિક્ષિત વર્ગ દ્વારા ચોરી, ખૂન, રકતપાત વગેરેજ થવાનો સંભવ છે. અસ્પૃશ્ય લોકોમાં થતા ગુન્હાનું સરાસરી પ્રમાણ વધારે આવે છે, એનું કારણ એમનું અજ્ઞાનજ છે. જાણીજોઇને બહિષ્કૃત ઠરાવી દૂર કરવામાં આવેલા મનુષ્યો આ પ્રમાણે સમાજમાં ઉપદ્રવ ફેલાવે એ સ્વાભાવિકજ છે. જ્યારે આ અજ્ઞાન વર્ગને અન્ય જાતિના મનુષ્યોની સાથે સમાનતાથી રાખી તેમને જ્ઞાન પ્રાપ્ત કરવાની સવડ કરી આપવામાં આવશે ત્યારે આ ગુન્હાઓનું પ્રમાણ ઘણે અંશે ઓછું થશે, એ નિઃશંક છે.

(૫) એક બીજા વચ્ચે વ્યવહાર વધતાં પ્રેમની વૃદ્ધિ થાય છે તેમજ જ્ઞાનનો પણ પ્રસાર થાય છે, આમ જ્યાં નથી હોતું, ત્યાં કદાચ દ્વેષ ન

વધે તોપણ પ્રેમની વૃદ્ધિ તો નથીજ નથી. જ્યાં પરસ્પર પ્રેમ નથી ત્યાં ઐક્ય પણ નથી. વ્યવહારના અભાવને લીધે સમાજ અવ્યવસ્થિત થઇ જાય છે. આવા પ્રકારનું સામાજીક અવ્યવસ્થિતપણું હાલમાં દ્રષ્ટિગોચર થાય છે. ખરેખર, જ્યાં સુધી સ્પર્શાસ્પર્શ અને અંત્યજોપરનો બહિષ્કાર રહેશે, ત્યાં સુધી હિંદુસમાજમાં અબાધિત ઐક્ય વાસ કરે એ શક્યજ નથી. ઐક્યમાં જે શક્તિ છે તે વિશ્કળિતપણામાં નથી. આ કારણને લીધેજ આપણો સમાજ મહાન હોવા છતાં પણ ક્ષુલ્લક ટોળાંથી વારંવાર પરાભૂત થાય છે, તેમ કોઇ પણ પ્રકારનાં સામુદાયિક કાર્યો કરવામાં લાચાર બની જાય છે.

( ૬ ) અમુક વર્ગને કાયમનો બહિષ્કૃત રાખવાથી માનવી ઉન્નતિનું ધ્યેય સાધ્ય ન થતાં, તે તેમના ઉપરનો બહિષ્કાર દૂર કરવાથીજ સાધ્ય થઇ શકે એમ છે. માનવસમાજની ઉન્નતિ કરવાના પવિત્ર કાર્યમાં પોતાનો ભાગ યોગ્ય રીતે ભજવવાને હિંદુસમાજ જે આજે અસમર્થ થયલો જણાય છે; તેમજ તેને પોતાના ઉચ્ચકર્તવ્યનું ભાન પણ ન રહેવાથી એ સમાજ એનાં જે ખરાબ ફળ ચાખે છે, તેનું કારણ એ સમાજે પોતાનાજ દેશ બાંધવોનો કરેલો સદાનો બહિષ્કાર એજ છે. જે સમાજથી પોતાનાજ બંધુઓની સમાનપણે ઉન્નતિ થતી નથી, તેનાથી એથી પણ ઉચ્ચતર કર્તવ્યો કેવી રીતે પૂર્ણ થઇ શકે ?

( ૭ ) સાંપત્તિક દ્રષ્ટિથી જોતાં પણ બહિષ્કૃત મનુષ્યો પાસે એનો અભાવજ હોય છે. જેમને અન્ય વર્ગોની સમાન ગણનામાં આવતા નથી, વિદ્યા પ્રાપ્ત કરવા દેવામાં આવતી નથી, નિયમિત હલકા ધંધા શિવાય અન્ય ધંધો આવડે તોપણ તે કરવાની છૂટ નથી, બીજા ઉત્તમ ધંધાનું શિક્ષણ લેવાની કંઇ પણ સવડ નથી, કંઇ વસ્તુ તૈયાર કરે તો તે વસ્તુપર અસ્પૃશ્યત્વ આવી એંઠું હોવાથી તેના વેચાણમાં હરકત નડે છે, એમાંના કોઇને પણ શ્રેષ્ટ વિચાર કે આચાર સમજવાનો માર્ગ નથી; ધર્મશાસ્ત્રોએ તો સારા પ્રકારની સ્થાવર જંગમ મીલકત કે ઉંચા પ્રકારનાં વસ્ત્રો વાપરવાની પણ ના પાડી છે, તે વર્ગના મનુષ્યોના ભાગ્યમાં કેવળ દારિદ્ર્ય વિના શું હોય ? તેઓની સાંપત્તિક સ્થિતિ સુધારવાના સર્વ માર્ગ બંધ પાડેલા હોવાથી તેઓના પર દારિદ્ર્ય સદાને માટે રાજ્ય કરે છે. હિંદુસ્થાનમાં એવા ૭ કરોડ મનુષ્યો છે, કે જેમનો ધર્મ, ધર્મશાસ્ત્ર અથવા રૂઢિના નિયમજ સાંપત્તિક

ઉન્નતિ કરવા દેતા નથી! તેઓ બિચારા ભર બજારમાં પણ વેચી શકાય એવી વસ્તુઓ વેચવાની સવડ ધરાવતા નથી અને દુકાન કાઢતાં કોઇ ગ્રાહક પણ મેળવી શકતા નથી, આવાં કારણોને લીધે તેઓ અન્ય ઉચ્ચ વર્ગના મનુષ્યો જેટલી પોતાની સાંપત્તિક ઉન્નતિ નથીજ કરી શકતા. આ કંઇ એમનાજ દારિદ્રયની કથા નથી પણ દેશના દારિદ્રયની કથા છે. ૭ કરોડ મનુષ્યોને નિયમિતપણે દરિદ્ર રાખવાની આવી અપૂર્વ રચના જે સમાજમાં છે, તે સમાજની સાંપત્તિક સ્થિતિ હીન હોય તેમાં શું નવાઇ? જે સમાજ-રચનાના પ્રભાવે સમાજનો એક ચતુર્થાંશ ભાગ દરિદ્રી રહેવાને સરજાયો છે; તે સમાજરચના આખા સમાજની સાંપત્તિક ઉન્નતિની આડે નથી આવતી એવું કોઇ કહી શકે એમ છે? સંપત્તિના અભાવને લીધે અપ્રમાણિકપણું, ચૌર્ય, શાઠય, ઇત્યાદિ દુર્ગુણોની વૃદ્ધિ થાય છે; આ દુર્ગુણ સમાજમાં વધતાં તેમાં શાંતિ કે સ્વસ્થતાને સ્થાન મળતું નથી.

( ૮ ) વિશિષ્ટ વર્ગ પર જે બહિષ્કાર ઠોકી બેસાડવામાં આવ્યો છે, તેમાં દ્વેષ એજ મૂળ કારણ છે. પોતાનું કાલ્પનિક ઉચ્ચપણું અને બીજાનું કાલ્પનિક નીચપણું એ વાત આ કથનને પુષ્ટિ આપે છે. સમાજમાંની એક જાતિ બીજી જાતિનો બહિષ્કાર કરે તો તે બહિષ્કૃત જાતિ સર્વ બાબતમાં હીન હોય તોપણ તે પોતાનો બહિષ્કાર કરનારનો પોતાના મનમાં દ્વેષ કરે એ સ્વાભાવિક છે. રાજસત્તા, ધર્મના અધિકાર કે વ્યાપારી સંઘ, એમાંથી કોઇના પણ આશ્રય વિનાની બહિષ્કૃત સમાજ કાલાન્તરે પોતાની એજ બહિષ્કૃત સ્થિતિથી સંતુષ્ટ રહેતાં શીખે છે અને બહિષ્કાર કરનારાઓપરનો દ્વેષ વિસરી જાય છે, એ વાત ખરી; પણ પુનઃ એ દ્વેષને ઉગાડનારાં સાધનો ઉપલબ્ધ થતાં તે સ્વસ્થ રહેતી નથી. આથી આ ભૂલ લક્ષમાં આવતાંજ બહિષ્કાર કાઢી નાંખી સર્વ પ્રત્યે ભ્રાતૃભાવથી વ્યવહાર શરૂ કરવો એજ રાષ્ટ્રિય હિતની તેમજ માનવી ઉન્નતિની દ્રષ્ટિથી યોગ્ય છે. બહિષ્કૃત મનુષ્યોને કોઇ પણ રીતે જ્ઞાન કિંવા ધન પ્રાપ્ત થતાં, તેઓ પોતાનો બહિષ્કાર કરનારાઓની ખબર લેતાં જરા પણ આઘુંપાછું જોશે નહિ. મનુસ્મૃતિમાં " શૂદ્રને દ્રવ્ય સંચય કરવા દેવો નહિ, કારણ કે તે શ્રીમાન થતાં બ્રાહ્મણોને કિંવા દ્વિજોને ત્રાસ આપે, " આવી જે આજ્ઞા કરવામાં આવી છે, તેનું આજ કારણ છે. આથી તેઓને આવો લાગ ન મળે તે માટે

પોતાને ઉચ્ચ માનનારા મનુષ્યોએ સાવચેતી રાખવી જોઇએ. આ સાવચેતી એજ છે કે, તેઓને જ્ઞાન તેમ ધનથી દૂરના દૂર રાખવા ! એક ચતુર્થાંશ મનુષ્યોને જે સમાજમાં આ પ્રકારે માનવોના હક્કથી દૂર રાખવામાં આવે છે, તે સમાજની દશા કેવી રીતે ઉચ્ચ થઇ શકે? દ્વેશોત્પાદકત્વના કારણે આ સ્પર્શાસ્પર્શ આ પ્રમાણે ઉન્નતિની આડે આવે છે.

( ૯ ) આપણે જન્મથી ઉચ્ચ છીએ, અને બહિષ્કૃત લોક જન્મથી નીચ છે, એ માન્યતા આ જાતિવિશિષ્ટ બહિષ્કારમાં રૂઢ થયલી છે. આ માન્યતાને લીધે પોતાના અંગના ગુણોપ્રતિ દુર્લક્ષ્ય થાય છે. આ પ્રમાણે ગુણોનું મહત્વ ઓછું થતું જાય છે, અને સદ્‌ગુણ વધારવા તરફ લક્ષ્ય જતું નથી. અમુક કુળ ઉચ્ચ અને અમુક કુળ નીચ એવું હમેશને માટે નક્કી થઇ જવાથી તેમજ ઉચ્ચ કુળના મનુષ્યો જન્મથીજ શ્રેષ્ટ છે એવું મનાવાથી, સદ્‌ગુણનો નાશ થાય તોપણ તેની તેમને કંઇ ફીકર રહેતી નથી. નીચ કુળના મનુષ્યો પણ એમ સમજે છે કે આપણે ગમે તેમ કરીશું તોપણ આ જન્મમાં આપણી ઉચ્ચ કુળમાં ગણના થવાની નથી, આથી તેઓનું પણ સદ્‌ગુણવૃદ્ધિ તરફ લક્ષ્ય જતું નથી. આ પ્રકારે ઉભય પ્રકારના મનુષ્યો ગુણહીન થતા જાય છે અને અંતે આખું રાષ્ટ્ર અવનતદશાને પામે છે. ઉચ્ચ મનાયલી જાતિના ઘણા શ્રેષ્ટત્વના અભિમાનમાં તણાઈ જઇ આ પ્રમાણે આવશ્યક સદ્‌ગુણો પ્રતિ દુર્લક્ષ્ય આપે છે. બહિષ્કૃત મનુષ્યો તો બિચારા સદાના નિરાશ્રિત થયલાજ છે. આમ સર્વરીતે જોતાં જાતિવિશિષ્ટ બહિષ્કાર રાષ્ટ્રિય હાનિ કરે છે એ નિર્વિવાદ છે.

( ૧૦ ) પંચભૌતિક શરીર સર્વનાં સરખાંજ છે. સર્વ પાસે મન અને બુદ્ધિ હોવાથી વિવેક શક્તિ અને નિશ્ચયાત્મક જ્ઞાન, એ શક્તિ પણ સર્વમાં હોવાનું સિદ્ધ થાય છે, વળી પરમાત્મા સર્વ પદાર્થમાં સમાન રીતે વ્યાપક હોવાથી દરેકનામાં સરખો રહેલો છે. આથી સ્પૃશ્ય અને અસ્પૃશ્ય મનુષ્યોમાં વાસ્તવિક રીતે જોતાં કંઇ પણ ભેદ સિદ્ધ થઇ શકે એમ નથી. જે અસ્પૃશ્યત્વ વાસ્તવિક જ્ઞાનથી સિધ્ધ થતું નથી, તે મનાવા માટે અસત્ય માન્યતાઓ ફેલાવવામાં આવે છે. ખરેખર, મિથ્યાજ્ઞાનનો પગ શુધ્ધ જ્ઞાનના માથે મૂકવામાં આવે છે. શુદ્ધ વિચારસરણીને કૃત્રિમ વલણ આપવામાં આવે છે. આ પ્રમાણે આરભેલું મિથ્યાજ્ઞાન મુક્તિનું નહિ પણ બંધનું સાધન છે, સંત્ય-

જ્ઞાનજ મુક્તિકારક છે. આ પ્રકારે વાસ્તવિક સમતાના જ્ઞાનથી આ બહિષ્કાર-પદ્ધતિ અભિમાની માનવોને દૂર ધસડી જતી હોવાથી તે હાનિકારક છે.

( ૧૧ ) વિશિષ્ટ જાતિને બહિષ્કૃત કરવાની પદ્ધતિથી ભૂત દયા, દેશ બન્ધુ પ્રેમ, આત્મવત્ સમદષ્ટિ, ઇત્યાદિ ધાર્મિક ઉચ્ચ મનોવૃત્તિ લુપ્તપ્રાય થઇ જાય છે. ધાર્મિક ઉચ્ચ ગુણોનો નાશ, એ અવનતિનુંજ એક સાધન છે.

( ૧૨ ) શૌર્ય, ધૈર્ય, સાહસ, વિદ્વત્તા, વ્યવહારકૌશલ્ય ઇત્યાદિ રાષ્ટ્રિય સદ્ગુણોમાં બહિષ્કૃત મનુષ્યોને અન્ય મનુષ્યોની સમાન કાર્ય કરી પોતાના ગુણોને પ્રકટ કરવાની સંધિ ન મળવાને લીધે, એ જાતિમાંથી ઉક્ત સદ્-ગુણનો નાશ થાય છે, અને કાલાંતરે ગુણહીન બનેલી એ બહિષ્કૃત જાતિ રાષ્ટ્રને ગળે ભારભૂત થઇ લટકવાથી રાષ્ટ્રને આગળ વધતાં પગની અડફટમાં આવી અથડાય છે, અને પ્રગતિને પ્રતિબંધ થાય છે. આથી તરતજ બહિ-ષ્કાર દૂર કરવાનો બને તેટલો પ્રબલ કરવો જોઇએ.

આવાં અનેક કારણોને લીધે અંત્યજો પરનો બહિષ્કાર અને 'સ્પર્શા-સ્પર્શ' એ હિંદુસમાજની પ્રગતિની આડે આવે છે, પહેલાં પણ આવેલો છે અને જ્યાં સુધી તે રહેશે ત્યાં સુધી તે એવોજ આડે આવતો રહેશે. સ્પર્શા-સ્પર્શથી કોઇ પણ રીતે આપણને લાભ થયલો જણાતો નથી, એટલુંજ નહિ પણ ઉલટો તે ધાર્મિક, નૈતિક, સાંપત્તિક, ઔદ્યોગિક, રાષ્ટ્રિય, સામાજીક, આ-ત્મિક ઇત્યાદિ સર્વ દિશાએથી અપાયકારકજ નીવડયો છે. રાષ્ટ્રહિતમાં ઉચ્ચ મ-નાયલાં માનવો જેટલુંજ હીન મનાયલાં માનવોનું કામ છે. આપણા રાષ્ટ્રમાં એમનો એક ચતુર્થાંશ ભાગ છે. એક અજ્ઞાન માલિક પોતાની મીલકતની જેમ યોગ્ય વ્યવસ્થા કરી શકતો નથી અને ટ્રસ્ટીઓ તેને જ્ઞાન નહિ આપે તો તે કદાપિ પણ યોગ્ય થનાર નથી, તેજ પ્રમાણે પાછળ પડી ગયલા અસ્પૃશ્ય મનુષ્યો પણ હિંદુસ્થાનના, ઉમ્મરે નહિ પહોંચેલા એવા અજ્ઞાન માલિકો છે. તેમને સાથે રાખીને પોતાના કર્તવ્યને યોગ્ય બને એવું શિક્ષણ આપવું એ એમના જ્યેષ્ઠ બંધુઓનો ધર્મ છે. આપણા એ બંધુઓ બાલક છે, અજ્ઞાન છે, પાછળ પડી ગયલા છે, માટે તેમને અનંતકાળપર્યંત તેવાજ રાખવા એ મનુષ્યત્વને શોભતું નથી. ચાર ભાઇઓમાંના ત્રણનો જેટલો હક્ક છે તેટલોજ એ ચોથા અજ્ઞાન બંધુનો પણ છે, એટલું સમજી કાલબળે કરી વડીલ બનેલી ઉચ્ચ જાતિ-ઓએ પાછળ પડેલાઓને અને અસ્પૃશ્યોને આગળ લાવી પોતાના સમાન યોગ્ય બનાવવા એજ એકનો માર્ગ છે.

# ભાગ ૧૨ મો.

## માર્ગમાં અડચણો.

( ૧ ) આપણે પૂર્વના પ્રકરણમાં જોઇ ગયા કે, રાષ્ટ્રના એક ચતુર્થાંશ મનુષ્યોને બહિષ્કૃત રાખવાથી કોઇ પણ રીતે લાભ થવાની આશા નથી; પરંતુ તેથી સર્વથા હાનિ થવાનેજ સંભવ છે ! વળી એ વિવેચન પરથી નક્કી થયું છે કે તે વિશિષ્ટ જાતિ પર ઘણા કાળથી પડેલા બહિષ્કારને દૂર કરી, તેઓને પોતાની સમાન ગણી સુધારવા એજ ઇષ્ટ છે. આથી આ દિશાએ કાર્ય કરતાં માર્ગમાં શું શું અડચણો નડે એમ છે, અને તેને કયા ઉપાયોથી દૂર કરવી, એ વિચારવાનું છે.

આ સંબંધી વિચાર કરતાં, ધર્મશાસ્ત્રના ગ્રંથો અનુકૂળ છે કે, પ્રતિકૂળ. એ પ્રશ્ન પ્રથમ આવી ઉભો રહે છે. હિંદુસમાજ જોકે ધર્મથી વિરૂદ્ધ જતી રૂઢિબંધમાં બંધાયલી છે, તોપણ પ્રત્યેક કામ કરતાં તેને ધર્મનું સ્મરણ થયા શિવાય રહેતું નથી. પોતાનાં આચરણ ધર્મશાસ્ત્રને અનુકૂળ હોય કે ન હોય, છતાં વારંવાર ધર્મશાસ્ત્રનું સ્મરણ કરવું એ કંઇ ખરાબ નથી. તાત્પર્ય કે, આવાં સ્મરણથી કશું નહિ તોપણ વેદાદિ પ્રાચીન ગ્રંથો માટે પૂજ્યબુદ્ધિ તો રહેલીજ છે. સેંકડો વર્ષથી ચાલતા આવેલા અને અંગેઅંગમાં ખીલેલા, આવા પ્રકારના પ્રતિબંધક રિવાજમાં સુધારણા કરતી વખતે, સામાન્ય બાબતમાં ધર્મના વચન ઉપર આંગળી મૂક્યા શિવાય આગળ પગલું ભરવું નહિ, એવો દેખાવ કરનારાઓને ધર્મશાસ્ત્રનો શ્રદ્ધાપૂર્વક આશ્રય લેવાની ઇચ્છા થાય એમાં કંઇ નવાઇ નથી. વડીલો તરફથી ચાલતી આવેલી પદ્ધતિ ચાહ્ય તેવી હાનિકારક હોય તોપણ તેનો ત્યાગ કરતા નથી તો પછી બે હજાર વર્ષથી અબાધિત રીતે ચાલતી આવેલી બહિષ્કાર અને સ્પર્શાસ્પર્શની પધ્ધતિ કે જે અનેક ભેદોત્પાદક પરિસ્થિતિના કારણે અંતરાત્માપર્યંત પહોંચી ગયલી છે, તેને દૂર કરવાનું કહેતાં, ધર્મશાસ્ત્રોના ગ્રંથોમાંથ સ્વમત પુષ્ટ્યર્થ મળતાં કેટલાંક વચનો આગળ કરવામાં આવે, વિદ્યુત્ કિંવા ચુંબકશાસ્ત્રના શોધની

તાણાતાણ કરી તે સ્વમતસાધક છે એવું દેખાડે, અજ્ઞેયના અજ્ઞાત નિયમોથી આ રિવાજને સમર્થન મળે છે એમ કહે, કિંવા માનસશાસ્ત્રના સૂક્ષ્મ સિધ્ધાન્તોનો વિચાર કરી તેનો મનગમતો ઉપયોગ કરે એવી બુધ્ધિ જૂની પદ્ધતિનું મંડન કરનારાંઓને થાય તો તેમાં શું આશ્ચર્ય ? પરંતુ સર્વ ધર્મશાસ્ત્રકારોનાં વચન જૂની પધ્ધતિનું મંડન કરનારાં નથી, એટલું સંતોષકારક છે.

ધર્મશાસ્ત્રોનો વિચાર કરતાં એક મુખ્ય બાબત પ્રતિ દુર્લક્ષ કરવામાં આવે છે, તે એ કે, શ્રુતિનાં વચન ત્રિકાલાબાધિત માનવાનાં હોઇ, સ્મૃતિનાં વચન વિવક્ષિત કાલ પૂરતાંજ માનવાનાં છે. વેદાજ્ઞા સર્વ કાલ માટે એક સરખીજ છે, જ્યારે સ્મૃતિની આજ્ઞા કાલાનુસાર બદલાઇ શકે છે. આ પ્રમાણે કાલાનુસાર સ્મૃતિઓમાં ફેરફાર થયલા છે અને હજી પણ તેવા ફેરફાર થવાની આવશ્યકતા છે; કારણ કે સ્મૃતિગ્રંથો રાજકીય, સામાજીક, અને ધાર્મિક વ્યવસ્થાના કાયદા છે. શ્રુતિ-વેદગ્રંથ એ ત્રિકાલાબાધિત સૃષ્ટિનિયમોને અનુસરી નીકળતા સામાન્ય જાતિસિધ્ધાન્ત છે. આ ગ્રંથોની આજ્ઞાની વાસ્તવિક સ્થિતિ લક્ષ્યમાં લેતાં સ્મૃતિ ગ્રંથોને કાલાનુસારી કેમ માનવામાં આવે છે, તેનું કારણ ધ્યાનમાં આવશે. એક રાજ્યની ક્રાંતિ થતાં તેની જગાએ બીજું રાજ્ય સ્થાપન થાય કિંવા એક રાજ્યપદ્ધતિ બંધ પડતાં બીજી રાજ્યપદ્ધતિ શરૂ થાય, ત્યારે પ્રથમના કાયદા બદલાઈ બીજા કાયદા પ્રચારમાં આવે છે. આવા સમયે પણ પ્રચલિત રાજ્યપદ્ધતિમાં બે હજાર વર્ષ પહેલાંના કાયદા પ્રમાણે ન્યાય મળવો જોઇએ, એવું પ્રતિપાદન કરનાર મૂર્ખમાંજ ખપે છે. આજ પ્રમાણે આજ ચાલતા કાયદા જગતના અંત સુધી ઉપયોગી થઇ પડશે એવું કહેનાર એજ વિચારસરણીનો અનુયાયી છે. હાલના કાયદામાં કેવળ ગુન્હાઓનોજ વિચાર કરવામાં આવે છે, પણ આપણા સ્મૃતિગ્રંથમાં ગુન્હા તેમજ ધર્મની ઇતર બાજુનો પણ વિચાર કરેલો છે, તોપણ તેથી કરીને મુખ્ય વિચારણીય વિષયમાં કંઇ પણ ફરક પડતો નથી. આટલા વિવેચનથી એ સત્યવાત લક્ષ્યમાં આવશે કે પરિસ્થિતિના ફેરફારને લીધે સ્મૃતિમાં પણ ફેરફાર થઇ શકે છે. તેજ પ્રમાણે ત્રિકાલાબાધિત સૃષ્ટિનિયમો ઉપરથી નીકળતા સામાન્ય જાતિસિધ્ધાન્ત કિંવા અન્ય રીતે કહીએ તો, આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રણ સ્થિતિમાં દેખાતા સામા-

ન્ય સિદ્ધાન્ત તેજ વૈદિકસિદ્ધાન્ત હોવાથી તે કદાપિ પણ બદલાતા નથી, એ માનવું પડે છે. " બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણ રાષ્ટ્ર પુરૂષનાં ચાર અવયવ છે " એ વચન વૈદિક હોવાથી તે ત્રિકાલાબાધિત છે. એનો અનુવાદ સ્મૃતિમાં થયો હોય તોપણ હરકત નથી. આથી એનું જોર ઓછું થતું નથી. રાષ્ટ્રનાં સર્વ માનવો એકજ શરીરનાં અવયવ છે, એ ભાવના સર્વકાલમાં કાયમ રાખી, તેનાપર ભિન્ન ભિન્ન કાલે ભિન્ન ભિન્ન સ્મૃતિ રચાય, તો તેને તે તે કાલ માટે માનવામાં હરકત નથી; પણ તે વેદ વાકયપ્રમાણે સર્વકાલિક પ્રામાણ્ય તેને કદાપિ પણ પ્રાપ્ત થશે નહિ ! એ વાત ધ્યાનમાં રાખી ગ્રંથ પ્રમાણોનો વિચાર કરવો જોઇએ.

ધર્મશાસ્ત્રોના અનેક ગ્રંથોમાં વિરોધ છે, તેમજ ઘણા ગ્રંથોમાં આવા પ્રકારની સુધારણાની વિરૂદ્ધ એવાં અનેક વચનો છે. સાધારણ રીતે, જેમ જેમ આપણે અર્વાચીન કાળના ગ્રંથો તરફ જોઇએ છીએ તેમ તેમ તે આવશ્યક સુધારાની વિરૂદ્ધ મત આપતા જણાય છે. ધર્મસિંધુ, નિર્ણયસિંધુ વગેરે જે આધુનિક ગ્રંથ છે, કે જેને સ્વામી વિવેકાનંદ " કાગળોની કિંમત જેટલા પણ ગ્રંથ નથી " એવું સ્પષ્ટ કહે છે, તેમાં સ્પર્શાસ્પર્શ અને બહિષ્કારનેજ વિશેષ પ્રાધાન્ય આપેલું છે. પણ જેમ જેમ આપણે પ્રાચીન ધર્મશાસ્ત્રકારોના મત જોઇએ તેમ તેમ તે આપણને ઘણી રીતે સહાય આપે છે, એમ જણાય છે. આપસ્તંબ ધર્મસૂત્રકારે " દ્વિજોને ત્યાં શૂદ્રે અન્ન રાંધવું " એવી સદર પરવાનગી આપેલી જણાય છે, પણ આધુનિક ગ્રંથોમાં તો શૂદ્રદૃષ્ટ અન્નનો પણ નિષેધ કરેલો જણાય છે ! આવી અડચણમાંથી છૂટવા માટે વધારે ને વધારે પ્રાચીન ધર્મશાસ્ત્રકારોના સિદ્ધાન્તોને અર્વાચીન ગ્રંથકારોના અભિપ્રાય કરતાં વધુ માન આપવાથી ઘણો વિરોધ ઓછો થઇ પ્રતિપક્ષિયોનું બલ પણ બહુ અંશે ઓછું થશે. અર્વાચીન ગ્રંથ કરતાં પ્રાચીન ગ્રંથોનું પ્રામાણ્ય વધુ બલવત્તર છે, એ વાત આપણે કંઇ પહેલાજ માનવા તૈયાર થતા નથી, પરંતુ તે સર્વ શાસ્ત્રકારોએ સ્વીકારેલા છે; આ વાત જુના રૂઢિબદ્ધ લોકોને પણ ગ્રાહ્ય થઇ શકે એવી છે. ( ૧ ) વેદને અનુકૂલ હોય એવા અન્ય ગ્રંથોનું પ્રામાણ્ય, અને ( ૨ ) અર્વાચીન ગ્રંથોની અપેક્ષાએ પ્રાચીન ગ્રંથોનું અધિક પ્રામાણ્ય, એ બે વાત સ્વીકારતાં ઘણી હરકતો ઓછી થશે એ વાત ખરી; પણ તેટલાથીજ

નિષ્કંટક માર્ગ પ્રાપ્ત થયો એમ સમજવાનું નથી. આ બે વાત માનવા પછી કઇ અડચણો આવશે અને તેનો કેવી રીતે પરિહાર કરવો, એનો વિચાર પણ કરવો પડશે.

( ૨ ) સમાનતાનું ઐક્ય સાધવા અર્થે ભોજનવ્યવહાર અને કન્યા વ્યવહાર, એ બે વાત ઐક્યના અન્ય સર્વ વિષયમાં મુખ્ય છે. મુસલમાનોમાં હિંદુઓની પેઠેજ અનેક જાતિભેદ છે, પણ તેમાંની ઘણી જાતિઓમાં અન્નવ્યવહાર અને કન્યાવ્યવહાર થતો હોવાથી તેમનામાં જાતિભેદનું હિંદુઓના જેટલું ઉગ્રસ્વરૂપ દૃષ્ટિગોચર થતું નથી. આથી જણાય છે કે, પરસ્પરમાં પ્રેમ વ્યક્ત કરવાનાં અનેક બાહ્ય સાધનો પૈકી એ બે સાધનો મુખ્ય છે. આપણે આ બેમાંથી અન્નવ્યવહારનો પ્રથમ વિચાર કરીશું. ત્રૈવર્ણિકોનો અન્નવ્યવહાર દરરોજ થતો એના ઘણા પુરાણા પ્રાચીન ગ્રંથોમાં છે; જુઓઃ—

नान्यत्र ब्राह्मणोऽश्नीयात् पूर्वं विप्रेण केतितः ॥
यवीयान् पशुहिंसायां तुल्यधर्मा भवेत् स हि ॥ ४३ ॥
तथा राजन्यवैश्याभ्यां यद्यश्नीयात् तु केतितः ॥
यवीयान् पशुहिंसायां भागार्धं समवाप्नुयात् ॥ ४४ ॥
दैवं वाप्यथवा पित्र्यं योऽश्नीयाद्ब्राह्मणादिषु ।
अस्नातो ब्राह्मणो राजन् तस्याधर्मो गवानृतम् ॥ ४५ ॥
अशौचो ब्राह्मणो राजन् योऽश्नीयाद् ब्राह्मणादिषु ।
ज्ञानपूर्वमथो लोभात् तस्याधर्मो गवानृतम् ॥ ४६ ॥

—महाभारत अनु० अ० २३.

" બ્રાહ્મણે આમંત્રણ આપવા છતાં, જે બ્રાહ્મણ અન્ય સ્થળે જમે છે તેને પૂર્ણ પાતક લાગે છે. ક્ષત્રિય અને વૈશ્યે આમંત્રણ કરવા છતાં, ( તે સ્વીકારીને ) જે બ્રાહ્મણ અન્યને ત્યાં જમે છે તેને અર્ધપાતક લાગે છે. જે બ્રાહ્મણ સ્નાન ન કરતાં, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને ત્યાં, દૈવ અથવા પૈત્રિક કર્મોમાં ભોજન કરે તેને પાતક લાગે છે. શુદ્ધ ન હોય

એવા બ્રાહ્મણ બ્રાહ્મણાદિકોને ત્યાં જ્ઞાનપૂર્વક કિંવા લોભથી જો જમે છે, તો તે પાતકી થાય છે. "

મહાભારતનાં આ વચનોથી ત્રૈવર્ણિકોનો અન્નવ્યવહાર હોવાનું સિદ્ધ થાય છે. ક્ષત્રિય અને વૈશ્યના ઘરનું આમંત્રણ સ્વીકાર્યા પછી બ્રાહ્મણે બીજાને ત્યાં જમવું નહિ, તેમજ સ્નાન કરી શુદ્ધ થઇનેજ જમવું જોઇએ, એવી જે આજ્ઞા છે, તે રોટીવ્યવહાર હોવાની ઉત્તમ સાક્ષી આપે છે. હવે બાકી રહ્યા શૂદ્ર અને નિષાદ; આમાંના નિષાદ રાનટી હોવાથી એમને જવા દઇએ, છતાં રાષ્ટ્રનાં માનવોમાંથી માત્ર એક શૂદ્ર વર્ણજ રહી જાય છે. જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય નથી, અને જે નિષાદમાં પણ આવના નથી, તે હિંદુ જાતિનો અંતર્ભાવ શૂદ્ર વર્ણમાં થાય છે. ચાર વર્ણોની વ્યાપ્તિ જગતમાં સર્વત્ર હશે, તો પણ આપણે તેનો હિંદુધર્માનુયાયી પુરતોજ વિચાર કરીશું. આ શૂદ્ર વર્ગનું કાર્ય દ્વિજોની પરિચર્યા કરવાનું છે, એવું સર્વ ધર્મ–શાસ્ત્રો જણાવે છે. શૂદ્રોમાંના કોઇ પણ પૂર્ણ બહિષ્કૃત હોય તો, તેઓ સેવક કેવી રીતે થઇ શકે? આથી તેઓ સ્પૃશ્ય છે એ સ્પષ્ટ છે. આ શૂદ્રો દ્વિજોની દેખરેખ નીચે દ્વિજોને ત્યાં અન્ન રાંધે, એવું આપસ્તંબ ધર્મસૂત્રકાર કહે છે, તો પછી એમનાથી રંધાયલું અન્ન દ્વિજોને ચાલી શકે, એવું કહેવામાં હરકત નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને ત્યાં શૂદ્રો અન્ન રાંધે તેમજ અન્ય કાર્યો કરે એ પ્રથા પ્રાચીન કાલથી હોવાનું જણાય છે. ખરેખર, આપસ્તંબના પૂર્વ કાલમાં અન્નવ્યવહારમાં સ્પર્શાસ્પર્શ દોષ નહોતો એ સ્પષ્ટ છે.

આ વાત સિદ્ધ કર્યા પછી " શૂદ્રાન્ન વર્જ્ય કરવું " એવું કેટલાક ધર્મગ્રંથોમાં જણાવેલું છે તેનું શું? એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. શૂદ્રાન્ન એટલે, શૂદ્રને ત્યાં શૂદ્રે તૈયાર કરેલું અને શૂદ્ર જાતિના લોકોને ખાવા યોગ્ય જે અન્ન હોય તે. આવા અન્નનું સેવન દ્વિજોએ ન કરવું, એવો આ નિષેધનો અર્થ હોઇ શકે; પણ દ્વિજોને ત્યાં જઇ શૂદ્ર જે અન્ન તૈયાર કરે તે ન ખાવું એવો એનો અર્થ નથી. દ્વિજાન્ન, શૂદ્રાન્ન, પિશાચાન્ન, એવા અન્નના મુખ્ય ત્રણ ભાગ છે. દૂધ, ચોખા વગેરે સાત્વિક અન્ન તે દ્વિજાન્ન છે. " शूद्रान्नं रुधिरं " રુધિર મિશ્રિત અન્ન તે શૂદ્રાન્ન છે, એ પ્રથમ કહેવામાં આવ્યું છે. તેજ પ્રમાણેઃ—

यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ॥

મહાભારત.

" મદ્યમાંસ, સુરા અને આસવ એ પિશાચાન્ન છે. " દ્વિજોએ જેમ શૂદ્રાન્ન વર્જ્ય કરવું જોઇએ, તેમ પિશાચાન્ન પણ વર્જ્ય કરવું જોઇએ, આપણે પૂર્વ પ્રકરણમાં સપ્રમાણ જોઇ ગયા છીએ કે, ગોરસ, સ્નેહપક્વ વગેરે પદાર્થ શૂદ્રને ત્યાં તૈયાર થયલા હોય તોપણ ચાલી શકે. આ સર્વનું તાત્પર્ય એટલુંજ કે, શૂદ્રને ત્યાં તૈયાર કરેલું અન્ન દ્વિજોએ લેવું નહિ, પણ દ્વિજોને ત્યાં રંધાયલું દ્વિજોએ સર્વેએ ખાવું. અન્નવ્યવહારમાં અસ્પૃશ્યત્વનો દોષ પ્રાચીન ગ્રંથોમાં નથી. આધુનિક ગ્રંથોમાં તે હોય, તો પણ તે પ્રાચીન ગ્રંથોની અપેક્ષાએ અપ્રમાણજ ગણાય. આ વાત થઇ અન્નવ્યવહારની. કન્યા વ્યવહારની પણ એવીજ સ્થિતિ છે. શ્રેષ્ઠ વર્ણોને અન્ય સર્વ વર્ણોની સ્ત્રીઓ કરવાનો અધિકાર હતો, એ આપણે પૂર્વ સપ્રમાણ જોઈ ગયા છીએ. આ બંને વ્યવહાર માટે પ્રાચીન ગ્રંથોના અભિપ્રાય ઘણા ઉદાર છે, અને અનુકૂલ પણ છે. ઉચ્ચ વર્ણની કન્યાને નીચ વર્ણનાએ પરણવું નહિ, એવો નિષેધ સર્વ ગ્રંથોમાં છે. આ પ્રમાણે જો વર્તવામાં આવે તો, અમુક વર્ણોનો બહિષ્કાર બહુ ભાગે ઓછો થાય એવો સંભવ છે.

( ૩ ) અહીં હવે એક મ્હોટી અડચણ ઉત્પન્ન થવાનો સંભવ છે. તે એ કે, " કલિવર્જ્ય પ્રકરણ " જેને ઉદારમત કિંવા સમાનતાનાં તત્વ પ્રાચીન ગ્રંથમાં મળી આવે છે, તે તે કલિવર્જ્ય પ્રકરણમાં નાંખી સમાનતાની વ્યાપ્તિનાં વર્તુલ સંકુચિત કરવાનો પ્રયત્ન આજકાલ બે હજાર વર્ષથી થતો આવ્યો છે. આ પ્રયત્ન ઘણા સમયનો છે, માટે તે વધારે સ્પૃહણીય છે એવું ઠરતું નથી. આધુનિક લોકોએ પ્રાચીન લેખકોના માર્ગમાં કલિવર્જ્ય પ્રકરણનું શુકલકાષ્ટ આણીને એમના લેખકોનો વિપર્યાસ કરવાનું કાર્ય યોગ્ય નથી. આ કલિવર્જ્ય પ્રકરણની વાટાઘાટ કરતાં એ વાત લક્ષમાં રાખવી જોઇએ કે, મૂલગ્રંથકારે એ પ્રકરણ પોતાના ગ્રંથમાં દાખલ કર્યું છે કે, પછીના લોકોએ તે ઘુસાડી દીધું છે ? પછાડીના મનુષ્યોએ ઘુસાડેલું હોય કિંવા ટીકાકારોએ ઘડાવી દીધું હોય તો તેને આદરણીય માનવું જોઇએ નહિ. એક ગ્રંથકારના મતનું

અન્ય ગ્રંથકારના મતે આવું નિયમન કરવું એ શ્રેયસ્કર નથી. જો આ દૃષ્ટિથી ગ્રંથોનું નિરીક્ષણ કરવામાં ના આવે, તો સર્વ ગ્રંથોના અભ્યાસથી જે કંઇ હાથ લાગે તે સર્વ, આ અત્યંત વ્યાપક અને નિરાધાર કલિવર્જ્ય પ્રકરણમાં લુપ્ત થયા સિવાય રહે નહિ. આધુનિક ટીકાકારોના પડદાઓને ખસેડી મૂળ ગ્રંથોના આશયને ધ્યાનમાં લેઇ, ગ્રંથોમાંના મુખ્ય સિદ્ધાન્તોના એકીકરણની ચાળણીમાંથી ગૌણ અને પ્રક્ષિપ્ત વચનોને ચાળી નાંખવામાં આવે, તો પશ્ચાતના ગ્રંથોમાંથી પણ ઘણા ઉદાર સિદ્ધાન્તો પ્રાપ્ત થાય છે. પ્રાચીન ગ્રંથોના મત આ સંબંધમાં કેટલા સાધક છે, તેનો સપ્રમાણ વિચાર પૂર્વેના વિભાગમાં કરેલો છે.

'કલિવર્જ્ય' પ્રકરણનાં આવરણ ટીકાકારોએ અને આધુનિક ગ્રંથકારોએ વારંવાર જ્યાં ત્યાં ઘાલેલાં છે, અને તેની નીચે સમાનતાનાં ઘણાં તત્વો દાબી દીધાં છે. આ વાત એટલાથીજ સિદ્ધ થાય છે કે, કલિવર્જ્ય પ્રકરણનું બંડ શરૂ થતા પહેલાંના ધર્મગ્રંથ ઘણાજ ઉદારમતોનું પ્રતિપાદન કરે છે. સમાનધર્મના સ્વચ્છ સૂર્ય પ્રકાશ પર આવાં અભ્રોનાં જે આવરણ બે હજાર વર્ષથી ફેલાવેલાં છે, તે વિવેકવાયુથી દૂર કરી, તે ધર્મ સૂર્યના વિમલ પ્રકાશમાં ચારે વર્ણોએ કિંવા પંચ માનવોએ હાથમાં હાથ નાખી સંચાર કરવા તત્પર થવું, અને પરસ્પરના આશ્રયથી ઉન્નતિના ઉત્તુંગ શિખર પર આરોહણ કરી, પોતાના ક્ષિતિજ વર્તુલનો વિસ્તાર કરવો, એ યોગ્ય છે.

ધર્મગ્રંથોના વચનોની અડચણોનું આ પ્રકારે નિવારણ કર્યાં પછી રૂઢિમાં આવતી અડચણોનો વિચાર કરવો આવશ્યક છે. સ્પર્શાસ્પર્શનો નાશ કરવાના વિષયમાં જુના લોકો પ્રતિથી ઘણી અયડામણ થવાનો સંભવ છે. કેવળ " અમારી માન્યતા આવી છે " તેમજ " આજ સુધી એવી પદ્ધતિ ચાલતી આવે છે " એવી અધિકાર યુક્ત વાણીથી ઘણી અડચણો આગળ આવે છે. આ વિરોધનું બલ शास्त्रात् रूढिर्बलीयसी એ બાબા વાક્યના અમોઘ શસ્ત્રપર અવલંબિત છે. આ શસ્ત્રનું નિવારણ કરવાની જરૂર છે.

(૪) વર્તમાનમાં સમાજના જુના વિચારોનું પ્રાબલ્ય અધિક છે. કેટલાક સુશિક્ષિત મનુષ્યો પણ પોતાનો કક્કો ખરો કરવા અથવા લોકચ્છંદાનુવર્તિત્વથી, સમાજમાં ચાલતા આવેલારિવાજનું સમર્થન કરવામાં

પાછા પડતા નથી. વિવેકને પાછળ મૂકી આવી રીતે આડે માર્ગે જવું એ સર્વથા નાપસંદ કરવા યોગ્ય છે. પણ વિચારક્રાંતિના સંધિકાલમાં એવા પ્રકાર બને એ અપરિહાર્ય છે. હજારો વર્ષના જુના વિચાર એકદમ બદલવા એ શક્ય નથી, તેમજ તે વિચાર ઇષ્ટ લાગે તોપણ તેમ કરવું કઠિણુ લાગે છે. આથી સંધિકાલમાં એવા વિક્ષેપો આવવાનાજ. કોઇનું પણ મુખ કાયદાથી બંધ કરવું ઇષ્ટ નથી. તેજ પ્રમાણે પારતંત્ર્ય સર્વથા નિંદ્યજ હોય છે. આથી આ સુધારણાભીરૂ મનુષ્યોના વિક્ષેપથી ભય પામ્યા વિના કાર્ય કરવું, તેમજ પ્રમાણિકપણે પોતાનું નાવ ચલાવવું, એજ એક ઉપાય છે. વળી આ લોકોની યુક્તિયોનું સ્પષ્ટ શબ્દોથી ખંડન કરી અમુક જુના રિવાજને બદલે અમુક પધ્ધતિ હોવી જોઇએ એવું સિધ્ધ કરી આપવું જોઇએ. અન્ય દેશોની સ્થિતિ, પ્રાચીન આર્યોની પરિસ્થિતિ અને વર્તમાનની આપણી અવનતિ, એનું સુસંગતવાર તાદ્દશ્ય ચિત્ર લોકોને જેમ જેમ દેખાતું જશે, તેમ તેમ વિદ્યુતશક્તિના આધારે કરવામાં આવતું જુના રિવાજનું મંડન કોઇને પણ નીરસ લાગ્યા વિના રહેશે નહિ. તાત્પર્ય કે હીન રિવાજોનું સમર્થન કરનાર સાથે શાબ્દિક પ્રતિવાદ શાંતિથી તેમજ યુક્તિના બલથી કરવાનું સામર્થ્ય પ્રાગતિકોમાં હોવું જોઇએ. આ અડચણ દૂર કરવાનો આજ એક ઉપાય બસ થશે.

આ વાત સુશિક્ષિત મનુષ્યોની થઇ. પણ સુધારણાને વિશેષ હરકત કરનાર તો સામાન્ય જનસમાજ છે. એમના આગળ યુક્તિવાદ કરવા જતાં તેઓ યુક્તિવાદકોને નાસ્તિક તેમજ તાર્કિકકલા શિવાય રહેતા નથી; અને એક વખત નવીનોને કપાળે એ સીક્કો માર્યો, એટલે પછી તેઓ નવીનોનું કહેવું પણ સાંભળવાના નહિ, એટલુંજ નહિ પણ " એ સુધારક સર્વ ગોલંકાર કરવા ફરે છે ! પૂર્વજોએ અંત્યજોને દૂર કરેલા તે શું મૂર્ખ હતા ? આ વળી એમના કરતાં પણ ડોઢડાહ્યા આવ્યા છે, " ઇત્યાદિ અક્કલશૂન્ય વિચાર પ્રકટ કરી જે કંઇ સાંભળ્યું હોય તે સર્વ જાણી જોઇને બીજે કાને કાઢી નાંખે છે. આવા જડવત્ મનુષ્યોનુંજ ભરણું આપણા સમાજમાં પુષ્કળ છે. વિદ્યાદાનથી વિચાર–જાગૃતિ થયા શિવાય આવા મનુષ્યોની ખાત્રી કરવી એ કઠિણ છે. વિદ્યાદાન એ સર્વ અવનતિના રોગનું રામબાણ ઔષધ છે. અંત્યજોપરના બહિષ્કારમાં તેમજ સ્પર્શાસ્પર્શના વિચારમાં સુધારણા કરવાના

કામમાં પણ વિદ્યાપ્રસારજ અતિ લાભદાયક થઇ શકે એમ છે. આ કાર્ય રાજા તેમજ પ્રજાએ વિશેષ જોરથી કરવું જોઇએ. આમ ન બને ત્યાં સુધી સુધારણાના વિચારોને અનુકૂલ એવાં શાસ્ત્રીય વચનોનો પરિસ્ફોટ કરી, અલ્પ મૂલ્યનાં કે વિના મૂલ્યનાં ન્હાનાં ન્હાનાં પુસ્તકો પ્રસિધ્ધ કરી તેનો પ્રસાર કરવો જોઇએ. આથી શાસ્ત્રની શી આજ્ઞા છે અને રૂઢિમાં કુસંસ્કારોનું પ્રાબલ્ય કેટલું વૃદ્ધિ પામ્યું છે, તે લોકોના સમજવામાં આવશે. આમ થતાં લોકો સમજશે કે શાસ્ત્રોના સિધ્ધાન્ત ઉદાર છે, અને રૂઢિમાં હીન વિચારોની ભરતી થયલી છે. રૂઢિનિયમ એ શાસ્ત્ર એવી માન્યતા પણ તેથી દૂર થશે. જ્યારે સમાજમાં પ્રાચીન શાસ્ત્રોની મર્યાદા સુધી સુધારણા કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે ઘણી પ્રગતિ થઇ એમ કહેવામાં અતિશયોકિત નથી. સુધારક વ્યાખ્યાનકર્તાઓએ પણ સ્વતંત્ર વિચારોનો મનસ્વી પ્રવાહ ચલાવ્યા કરતાં, શાસ્ત્રોની આજ્ઞા હોય, તેટલીજ સુધારણા કરવાની વિનંતિ જુનાશ્રોતૃસમુદાયને કરવી જોઇએ; કારણ કે તે વિશેષ લાભદાયક થયા વિના રહેશે નહિ. તાત્પર્યકે, પ્રથમ રૂઢિના બંધનોમાંથી જનસમાજને મુક્ત કરી, આપણે '**પ્રાચીન**' શાસ્ત્રોની અધિક વિસ્તૃત આચારપદ્ધતિ તરફ તેમને દોરી જવા જોઇએ. અસાધ્યના સાધનરૂપ "વિદ્યાદાન" અને શાસ્ત્રમતપ્રચાર એ બે ઉપાય આપણે આદરવાની આવશ્યકતા છે.

(૫) હવે છેવટે એક મુખ્ય અડચણ રહી. તે એ કે, જેમની સુધારણા કરવાની સુજ્ઞ મનુષ્યો ઇચ્છા કરે છે, તે અંત્યજોમાંજ તે ઇચ્છા અદ્યાપી પર્યંત ઉત્પન્ન થઇ નથી. આપણે જન્મથીજ નીચ છીએ, આપણે આ જન્મમાં ઉન્નત થનાર નથી, આવી હજારો વર્ષના કુસસંસ્કારથી તેમના મનની વિકૃત સ્થિતિ થયલી છે. પોતાને ઉચ્ચ વર્ણના અધિકાર કોઇ પણ ઉપાયે મળી શકે એવું એમને લાગતુંજ નથી. આ વાત કોઇ એમને કહે તોપણ તે માનશે નહિ, તેમજ એવું કહેનારજ ધર્મદ્રષ્ટિથી અવનત થયલો છે. એવું તેઓ સમજે છે! પોતાની સાથે સંબંધ રાખનાર ઉચ્ચ વર્ણના મનુષ્યમાં ધર્મહીનત્વ ઉત્પન્ન થાય છે, એવી ભળતીજ માન્યતા પરંપરાના કુસંસ્કારોથી તેના મનમાં ઠસી ગયલી હોય છે! જે મનુષ્ય સ્વતઃ પોતાના પગપર ઉભા રહેવાની ઇચ્છા કરતો નથી, તેને સો માણસો પણ ઉભો કરી શકશે નહિ. એવોજ પ્રકાર આ બાબતમાં

પણ છે. હું ઉન્નત બનું અથવા મારે ઉન્નત થવું જોઇએ, મારી વર્તમાન અવસ્થા ઘણી ખરાબ છે, એટલું જ્ઞાન જેમને ઉત્પન્ન થાય, તેમની ઉન્નતિ જલદી થઇ શકે. પણ જેને ઉન્નતિનીજ ઇચ્છા નથી, પોતાનાજ નૈસર્ગિક હક્કનું પણ ભાન નથી, પોતાની સ્થિતિ ખરાબ છે, એવી સમજણ નથી; એટલુંજ નહિ પણ હું હીનજ છું, અને તેવોજ રહીશ એજ બુદ્ધિ જેની જાગ્રત છે, એવા મનુષ્યોની ઉન્નતિ કરવી એ અતિ કઠિણ છે. ગમે તેમ પણ આપણે અહીં એટલુંજ લક્ષ્યમાં રાખવાનું છે કે, એમની માનસિક સ્થિતિ આવી અવનત છે, માટેજ તેમના ઉદ્ધારનો પ્રયત્ન દૃઢતાથી, શ્રદ્ધાથી અને એકતાથી કરવાની આવશ્યકતા છે. તેઓને પોતાના હકકનું ભાન થશે ત્યારે તો તે સ્વતઃજ પ્રયત્ન કરશે. પણ ત્યાં સુધી તેઓનામાં ઉચ્ચ વિચારોનું બીજારોપણ કરવું એ અતિ અગત્યનું કાર્ય છે. તેઓ આપણને માન આપે, આપણને મ્હોટા ગણે, આપણા ઉપકાર નીચે રહે, એવી ક્ષુદ્ર સ્વાર્થી અભિલાષાઓમાં પ્રવૃત્ત થઇ કાર્ય કરવું એ કદાપિ પણ સારું નથી. કોઇ પણ પ્રકારના બદલાની કે ફલની ઇચ્છા ન રાખતાં, એટલુંજ નહિ પણ તેમ કરતાં ગમે તેવાં વિઘ્નો અને દુઃખો આવી પડે, સમાજ તરફથી તો ઠીક પણ જેનું હિત કરવાનું છે તેઓના તિરસ્કારને પાત્ર થવાય, તોપણ હું મારું કર્તવ્ય કરીશ, એવા ઉચ્ચ હેતુથી પ્રેરિત થઇ કાર્ય કરનારા કર્મવીરોનીજ આવા પવિત્ર કાર્યમાં આવશ્યકતા છે. આ પ્રકારે ઉત્પન્ન થતાં વિઘ્નો એ વાસ્તવિક વિઘ્નો નથી, પણ કાર્ય કરનારા વીરસૈનિકોમાં કોણ શ્રેષ્ઠ છે ને કોણ ઉતરતો છે, તેની એ કસોટી માત્ર છે.

આ પછાત વર્ગમાં જેમ જેમ વિદ્યા પ્રસાર થશે, સ્વચ્છતાથી રહી પોતાની પરિસ્થિતિ સુધારશે, સુવ્યવસ્થિત ઉદ્યમના યોગે પોતાની આર્થિક સુધારણા થાય છે એવું જ્યારે તે પ્રત્યક્ષ જોશે, અને ધર્મપ્રસારથી પોતાનો આત્મા શાંત થયો છે એવું જ્યારે તેમના અનુભવમાં આવશે, ત્યારે તેઓ પોતાની મેળેજ સ્વજાતિજનોની વિશેષ સુધારણા કરવાના કાર્યમાં ઉચ્ચ વર્ણનાઓને સહાય કરશે. આ શુભ દિવસ જલદી આવે તે માટે દૃઢ અને કર્તવ્યદક્ષ ઉપદેશકોની અને કાર્ય કરનારાઓની પ્રથમ આવશ્યકતા છે.

# ભાગ ૧૩ મો.

## આધુનિક સંસ્થાઓનો ઉદ્યોગ.

જાતિભેદ, અંત્યજો પરનો બહિષ્કાર, સ્પર્શાસ્પર્શ, એ વિષયોમાં સુધારણા થવી જોઇએ; બહિષ્કૃત માનવોને શુદ્ધ કરી તેમને ઉચ્ચ સ્થિતિએ લાવવા જોઇએ, પાછળ પડી ગયલાઓને આગળ આણવા જોઇએ; એવા પ્રકારની વિચારસરણી શરૂ થવાને આજકાલ પચાસ વર્ષ થઇ ગયાં. આ સમયમાં ઘણી સમાજો અને અનેક સંસ્થાઓ, તે તે કાર્ય કરવા અર્થે નાના પ્રકારના માર્ગે પ્રવૃત થયલી જણાય છે, તે એક આનંદનીજ વાત છે. આ સમાજો અને સંસ્થાઓએ શાં શાં કાર્ય કર્યાં, તેનું નિરીક્ષણ કરવાની આવશ્યકતા છે.

( ૧ )

**થિઑસોફી.**

આ સંસ્થા બ્રહ્મવિદ્યાનો વિચાર કરનારી છે. એને " બ્રહ્મ વિદ્યા મંડળમાં " એ નામથીજ ઓળખવામાં આવે છે. ઔપનિષદિક બ્રહ્મ વિદ્યાના સર્વ સિદ્ધાન્તો તેને માન્ય છે. સર્વ ધર્મના ગ્રથોમાં જે જે આધ્યાત્મિક વિદ્યાનાં ગુપ્ત તત્વો છે, તે તે સર્વ પ્રકાશમાં લાવવાનો તેમજ તેની સ્પુટતા ભૌતિકશાસ્ત્રના સિધ્ધાન્તવડે કરી બતાવવાનો સ્તુત્ય ઉદ્દેશ આ સંસ્થાનો છે. આધ્યાત્મિક ઉન્નતિના સાધનભૂત એવાં વિશ્વકુટુંબકપણાનાં ઉદાર તત્વને આ સંસ્થાના મુખ્ય સિદ્ધાંતમાં સ્થાન આપવામાં આવ્યું છે. સ્થૂલ રૂપમાં વિશ્વ બંધુત્વથી સાધ્ય થતું ઐક્ય અને સૂક્ષ્મ રૂપમાં અદ્વૈત આત્મતત્વના જ્ઞાનથી સાધ્ય થતું ઐક્ય એમ બંને બાજુથી ઐક્ય સાધવું, એવી આ સંસ્થાની ઘટના છે. તત્વજ્ઞાન એજ આ સંસ્થાનો હેતુ છે. પરંતુ મૂલતત્વમાં વિશ્વબંધુત્વનો સ્વીકાર કર્યો તેમજ અદ્વૈત આત્મતત્વથી શાબ્દિક જ્ઞાન પ્રાપ્ત થયું, તોપણ થિઓસોફીના સભાસદોમાં પરસ્પર અન્ન વ્યવહાર કિંવા કન્યાવ્યવહાર થવો જોઇએ, એવો આ સંસ્થાનો મૂળથીજ આગ્રહ નથી એટલુંજ નહિ પણ અંત્યજ, બ્રાહ્મણ, ખ્રિસ્તિ અને મુસલમાન થિઓસો-

ફીના સભાસદ થાય, તોપણ તેઓ એક બીજાને અસ્પૃશ્ય માની શકે છે. થીઓસોફીનો બ્રાહ્મણ સભાસદ પોતાના અંત્યજ બંધુ સભાસદનો કદાચિત સ્પર્શ પણ કરશે નહીં; તો પછી અન્ન ગ્રહણ કરવાની વાતજ શી? આ સંસ્થા પ્રથમથીજ એવો આગ્રહ કરતી નથી કે, વિચારદશામાં રહેલું વિશ્વબંધુત્વ કૃતિમાં ઉતારવું જોઇએ. એટલુંજ નહિ, પણ હિંદુજાતિમાં ચાલતા આવેલા સ્પર્શાસ્પર્શનું વિદ્યુત તેમજ ચુંબકશકિતના નિયમવડે સમર્થન કરવાનું કાર્ય જેવું આ સંસ્થાએ આદર્યું છે, તેવું તો હિંદુઓએ પણ કર્યું નથી! આ સંસ્થા તરફથી એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે, બ્રાહ્મણના શરીરમાં રહેલી ઉંચા પ્રકારની માનસિક વિદ્યુત અને અંત્યજના શરીરમાંની કનિષ્ટ પ્રકારની હીન વિદ્યુતનો પરસ્પર સંયોગ થાય તો શરીરમાં વિલક્ષણ પ્રકારની ક્રાન્તિ થાય છે; આ કારણે ઉચ્ચ વર્ણે નીચ વર્ણનો સ્પર્શ કરવો જોઇએ નહિ! હિંદુ સમાજનો જાતિભેદ એ આત્મોન્નતિની શ્રેણિને દર્શાવનાર છે. અંત્યજનો આત્મા કનિષ્ટ શ્રેણિનો અને બ્રાહ્મણનો આત્મા ઉચ્ચ શ્રેણિનો હોય છે; તેથી એમના શરીરમાંની વિદ્યુત શકિતની તીવ્રતામાં ભેદ રહે છે. શરીર એ એક વિદ્યુદ્ગ્રાહક યંત્ર ( બેટરી ) છે. આથી જો ઉચ્ચ વિદ્યુતશકિતથી યુકત એવો બ્રાહ્મણ હીન વિદ્યુત શકિતથી યુકત એવા અંત્યજ સાથે સંલગ્ન થાય, તો તેની આત્મિક ઉન્નતિમાં વિઘ્ન આવે છે તેમજ ઉભયને હાની થાય છે. અન્નપાણી ગ્રહણ કરવામાં પણ આજ તર્કશાસ્ત્રને આગળ ધરવામાં આવે છે. હિંદુસમાજમાં ચાલતા સર્વ પ્રકારના સ્પર્શાસ્પર્શનું મંડન તે આજ તત્વથી કરે છે. આથીજ આખી દુનિયામાં થિઓસોફીના સભાસદો પ્રસરેલા હોવા છતાં, તેમજ હિંદુ શિવાય અન્ય સર્વનો પરસ્પર અન્નવ્યવહાર હોય છે તોપણ, હિંદુ થિઓસોફી સ્ટોરમાં પરસ્પર તેમજ સર્વ હિંદુઓનો અન્યની સાથે અન્નોદક વ્યવહાર થતો નથી. સ્પર્શવ્યવહાર પણ ન રાખવા ઇચ્છનાર આ સંસ્થાના વિશ્વબંધુત્વમાં રહી શકે છે, આવી ઉત્કૃષ્ટ પ્રકારની, પરસ્પર વિરોધી, કલ્પના સૃષ્ટિમાંજ વ્યાપિ રહેનારી, આ સંસ્થાની અદ્ભૂત ઘટના છે. આ સંસ્થાના આટલા દર્શન પરથી સમજી શકાશે કે, તે સ્પર્શાસ્પર્શ તેમજ જાતિવિશિષ્ટ બહિષ્કારના સંબંધમાં કેટલી સહાય આપી શકે એમ છે. બેશક અસ્પૃશ્યત્વની પધ્ધતિના પ્રસારને આ સંસ્થાના પ્રસારથી ઘણીજ સહાય મળી છે! સુશિક્ષિતપદવીધરો પણ ઉક્ત તર્કપધ્ધતિના આધારે જાતિવિશિષ્ટ અસ્પૃશ્યત્વ તેમજ બહિષ્કારનું સમર્થન

અને અવલંબન-થિઓસોફીસ્ટ થવા પછી-વધુ દઢતાથી કરવા મંડી ગયા છે. તથાપિ પરલોકવાસી કર્નલ ઑલ્કોટે, દક્ષિણ હિંદુસ્થાનના અંત્યજોની-પરિયાની-દયાજનક સ્થિતિ જોઇ, તેમની સુધારણા અર્થે દયાર્દ્ર અંતઃકરણે, આ સંસ્થાદ્વારા જે પ્રયત્ન કર્યો છે, તે ખરેખર સ્તુત્ય છે. ઉન્નતિનું મુખ્ય સાધન જે વિદ્યાદાન તે મુક્તહસ્તે તેમને પ્રાપ્ત થાય એવી ઉત્કૃષ્ટ વ્યવસ્થા એમણે કરેલી છે. વર્તમાનમાં આ સંસ્થાદ્વારા અનેક સંસ્થાઓ અંત્યજોને સાક્ષર કરવા માટે ચલાવવામાં આવે છે, એ આનંદનીજ વાત છે. વિદ્યાના પ્રસારથી તેઓનામાં સ્વકીય હકોની જાગૃતિ આવશે તેમજ કાલાન્તરે સર્વ પ્રકારની ઇષ્ટ સુધારણા થશે, એવી ખાત્રી હોવાથી અંત્યજોને શિક્ષણ આપવાનો પ્રથમ પુરૂષાર્થ કરનાર એ સંસ્થાનો સર્વેએ ઉપકાર માનવો ઘટે છે.

( ૨ )

શ્રી ગુરૂદેવ ભગવાન નામના મહંતે પંજાબના દેવસમાજની સ્થાપના સન ૧૮૮૭ માં કરી હતી. એમણે ચલાવેલા

**દેવસમાજ.**

મતસમૂહને " વિજ્ઞાનમૂલક ધર્મ " (The Science-grounded religion) કહે છે. ×પરમેશ્વર જેવું કંઇ છેજ નહિ, માત્ર ભોક્તા આત્મા અને ભોગ્ય જગત્ એજ બે વસ્તુ છે. આથી મનુષ્યે સામાજીક અને રાજકીય સુસ્થિતિને તેમજ પોતાની ઉન્નતિને આવશ્યક એવા નીતિ નિયમથી વર્તવું, એવું આ સમાજનું કથન છે. આ સમાજના મતનો પંજાબ, સિંધ અને બલુચિસ્થાનમાં પ્રસાર થયેલો છે. મુસલમાનો પણ આ પંથમાં પ્રવેશ કરી શકે છે, આથી એમાં સ્પર્શાસ્પર્શને માનવામાં આવતો નથી એ સિદ્ધ થાય છે. સન ૧૯૦૫ માં દેવસમાજે લાહોરમાં એક સામાજીક પરિષદ્ ભરી હતી. આ વખતે જે ચોથો ઠરાવ પસાર કરવામાં આવેલો તે નીચે આપેલો છે. આ ઉપરથી જણાશે કે સ્પર્શાસ્પર્શના સંબંધમાં આ સમાજની માન્યતા કેવી છે. જુઓ:—

Resolution IV-" Inter-marriage and interdining "—

× " ઈશ્વરવિષયક મહા હાનિકારક વિશ્વાસ " અને " The false belief in God " દેવસમાજે પ્રસિધ્ધ કરેલાં એ બે પુસ્તક વાંચો.

" Resolved that this conference of Dev-Samaj considers interdining and suitable inter-marriage among higher ( Dwij ) castes of Hindus very benificial in the interest of union in the Hindu Nation and always tries to inculcate and support this principle."

( હિંદુઓની ઉંચી જાતિમાં પરસ્પર ભોજનવ્યવહાર અને કન્યાવ્યવહાર ચાલુ થાય એવી દેવસમાજની બલવત્તર ઇચ્છા છે. આ રિવાજના યોગથી હિંદુઓમાં ઐક્યભાવની વૃદ્ધિ થાય; માટે આ સમાજ આ તત્વના પ્રસારાર્થે યથાશક્તિ પ્રયત્ન કરશે.) આજ પરિષદમાં પાસ થયેલો છઠ્ઠો ઠરાવ પણ જાણવા જેવો છે:—

" Resolution VI—" Raising the low castes "—Resolved that this conference of Dev-Samaj deems it necessary and proper to raise the low caste Hindus, and to help in their Social, Educational and Moral advancement. "

( આ પરિષદનો અભિપ્રાય એવો છે કે, હિંદુઓમાં નિકૃષ્ટ મનાયલી જાતિની સુધારણા કરવા અને તેમની સામાજીક, વિદ્યાવિષયક અને જાતિ વિષયક સુધારણા કરવા અર્થે તેમને સહાય આપવાની હવે અત્યંત આવશ્યકતા છે.× ) પરિષદના આ ઠરાવો પરથી એ સહજ જણાશે કે સ્પર્શાસ્પર્શના વિષયમાં દેવસમાજ કેવો મત ધરાવે છે. /.

દેવ સમાજમાં જાતિવિશિષ્ટ તત્વને અનુસરી 'કોઇને દાખલ કરવામાં આવતા નથી પરંતુ જે નીતિમાન હોય તેમ તેવાજ રહેવાની ઇચ્છા રાખે તેમનેજ સભાસદ તરીકે દાખલ કરવામાં આવે છે. જુઓઃ—

" જો લોગ અનુચિત ધર્મંડ ઔર પક્ષપાતસે રહિત હોકર, સદ્ભાવ ઔર શ્રદ્ધા કે સાથ હમારી સમાન કે ઉચ્ચ આત્માઓંકી સંગત કરતે હૈં, ઔર સમાજકે નિયમાનુસાર અન્ય કર્તવ્યો કે ભિન્ન દશ પ્રકારકે નિર્દિષ્ટ પાપોસેં વિરત હોકર આગે કે લિયે ભી ઉનસે બચે રહનેકી પ્રતિજ્ઞા કરતે હૈં, વહ દેવ સમાજકે સેવકોંકી સબસે નીચેકી શ્રેણીમેં પ્રવેશ કરનેકે અધિ-

× " Views of the Dev-Samaj on social problems " પુસ્તક પૃષ્ઠ. ૫ અને ૮ જુઓ.

કારી હોતે હૈં." + આ પરથી જણાશે કે, જે મનુષ્ય એમના દસ નીતિ નિયમોનું પાલન કરવાની પ્રતિજ્ઞા કરે છે તે આ સભાનો સભાસદ થઇ શકે છે. આ અનુકૂળતાને અનુસરી કેટલાક મુસલમાનો પણ એના સભાસદ થયા છે. દશનીતિ નિયમો ઉપરાંત બીજી જે પ્રતિજ્ઞાઓ લેવી પડે છે, તેમાં છટ્ઠી પ્રતિજ્ઞા આ છેઃ-

"( 6 ) I shall not observe such distinction of caste as are improper and harmful."

( જાતિનો ભેદભાવ, એ અયોગ્ય હાનિકારક હોવાથી તે હું માનીશ નહિ ). વળી આ સમાજે શું કર્યું તે સંબંધી કહેતાં લખે છે કેઃ-

"( 7 ) Inter-caste marriages and dining with all classes of Hindus is encouraged."

( હિંદુની ભિન્ન જાતિઓમાં ભોજનવ્યવહાર અને કન્યાવ્યવહાર થવામાં ઉત્તેજન આપ્યું છે. )

આટલા કથનપરથી જણાશે કે, દેવસમાજ જાતિભેદ તેમજ સ્પર્શાસ્પર્શનો સ્વીકાર કરતી નથી. સાધારણ જનસમૂહના કલ્યાણ અર્થે શિક્ષણાદિનો પ્રસાર કરવાના માર્ગમાં એણે જે પ્રયત્ન કર્યો છે, તે સ્તુત્ય છે.

( ૩ )

**બ્રહ્મસમાજ.** બ્રહ્મસમાજમાં આદિ બ્રહ્મસમાજ અને સાધારણ બ્રહ્મસમાજ એવી બે શાખાઓ છે. પહેલી શાખા જરા જુના વિચારોની પ્રવર્તક છે. બ્રહ્મસમાજ જાતિભેદ અને સ્પર્શાસ્પર્શને માનતી નથી. જાતિભેદ સંબંધી એના વિચાર આવા છેઃ—

"All men are equal and God is our common father. The morning Sun shines upon the palaces of Kings as well as on the hovels of the poor. The air blows for all. Since He is the only father of mankind, there can be no such distinctions as Brahmins, Shudras, Chandalas, &c. To

+ જુઓ દેવ સમાજકી શિક્ષા, પ્રવેશ વિધિ ઔર કાર્ય " એ પુસ્તક પૃષ્ઠ. ૧૧

*divide men into classes like these is sin against God*"—
( જુઓ " Brahmoism " પાનું ૧૦.)

( માનવ માત્ર સમાન છે અને પરમેશ્વર અમારા સર્વનો સમાન પિતા છે. સૂર્યપ્રકાશ સર્વનાપર સમાન પડે છે તેમજ વાયુ સર્વપર સરખોજ વાય છે. જેમ તે સર્વનો એકજ પિતા છે, તેમ બ્રાહ્મણ, શૂદ્ર કે ચાંડાલમાં કંઇ પણ ભેદ નથી. મનુષ્યોના એવા ભેદ માનવા એ પાપ છે. )

જે સમાજદ્વારા આ પ્રકારે જાતિભેદનું ઉચ્ચારન થયું અને તે પૂર્ણપણે અમલમાં આવ્યું, તેના દ્વારા અંત્યજાદિ જાતિપર બહિષ્કાર નંખાય એ શક્યજ નહિ. વળી જુઓ:—

" 19th. We look upon caste and every other form of denial of social or individual rights, by individuals or classes, as impious and reprehensible, and as such, a proper field of unceasing moral warfare for all true lovers of God. "

" 20th. In accordanse with the above spirit we look upon the Church as essentially a family of brothers and sisters, and as such a common-wealth in strictest sense of the term; where the abuse or misappropriation of power by one or a few is unfair, ungodly and condemnable.—( The principles of Brahma Dharma. )

" વ્યક્તિદ્વારા કિંવા જાતિદ્વારા પાળવામાં આવતી જે પદ્ધતિથી માનવોના સામાજીક અને વ્યક્તિગત અધિકારો તરફ દુર્લક્ષ્ય કરવામાં આવે છે, તે જાતિભેદ અને તત્સદૃશ રિવાજ અધાર્મિક અને પાપયુક્ત છે, એવું બ્રહ્મસમાજનું માનવું છે. આથી એક પરમાત્માપર પ્રેમ રાખતા સર્વ મનુષ્યોએ યુધ્ધ કરી, તે દૂર કરવાનો સતત ઉદ્યોગ કરવો જોઇએ. બ્રહ્મસમાજ સર્વ મનુષ્યોમાં પરસ્પર બંધુ ભગિનીનોજ સંબંધ માને છે. જે લોક તેમ ન માનતાં, મનુષ્યોમાં વિષમતા છે એમ માને છે, તેમની એ માન્યતા અયોગ્ય, અનીશ્વરીય અને તિરસ્કરણીય છે. " બ્રહ્મસમાજનો આ મત જોતાં તેમાં પૂર્ણરીતે વિશ્વકુટુંબકત્વની કલ્પના રહેલી જણાશે.

" The Religion of the Brahmo Samaj " ( બ્રહ્મસમાજનો

ધર્મ ) એ નામના પુસ્તકના નવમા ભાગમાં જાતિભેદ સંબંધી ઉત્કૃષ્ટ વિવેચન કરેલું છે અને તેને સામાજીક અત્યાચાર તરીકે ગણવામાં આવ્યો છે. પંડિત શિવનાથ શાસ્ત્રીએ પોતાના Thoism in India નામના પુસ્તકમાં બ્રહ્મસમાજ માટે લોકમત શો છે તે દર્શાવવાના હેતુથી નીચેના ઉદ્ગાર કાઢેલા છેઃ—

"...Ask the common shop-keeper of this city, if he has ever heard of the Brahmo Samaj, his reason for despising the Brahmos, and he will promptly reply–' these fellows dine with the sweeper and the shoe-maker ' curiously enough our not believing caste means all that."–( Theism in India, Page 28 ).

એટલે કે, " જેણે બ્રહ્મસમાજનું નામ સાંભળ્યું હોય એવા એકાદ સાધારણ દુકાનદારને પૂછીએ તો તે બ્રહ્મસમાજીઓ તરફ તિરસ્કાર વ્યક્ત કરતાં કહેશે કે ' એ લોક તો ચમાર ભંગીની સાથે જમે છે ' ! અમે બ્રહ્મસમાજી જાતિભેદ માનતા નથી તેથી આવી માન્યતા ફેલાઇ છે ! "

આ અવતરણ પરથી જણાશે કે, બ્રહ્મસમાજ સ્પર્શાસ્પર્શ અને જાતિભેદથી વિરૂદ્ધ છે. આ સમાજે અંત્યજોના ઉદ્ધાર માટે અનેક ઠેકાણે સ્તુત્ય પ્રયત્ન કરેલા છે. નામશૂદ્ર, પરિયા, પંચમ, મ્હાર, ચમાર, ચાંડાલ ઇત્યાદિ બહિષ્કૃત મનુષ્યમાં જઇ તેમને શિક્ષણ આપવાના, ધર્મોપદેશ કરવાના, અને અન્ય બાબતમાં તેમને સહાય આપવાના કાર્યમાં બ્રહ્મસમાજે સામાન્ય લોકોની નિંદાપ્રતિ લક્ષ ન આપતાં જે વિલક્ષણ પ્રયત્ન કર્યો છે અને કરે છે તે ખરેખર આશીર્વાદ સમાન છે. બ્રહ્મસમાજે આ હીન મનુષ્યોની સુધારણા અર્થે બંગાળામાં અનેક શાળાઓ તેમજ અનેક ધર્મમંદિરો ઉઘાડેલાં છે. એ કાર્ય માટે એણે સ્વતંત્ર ધર્મોપદેશકોની પણ યોજના કરેલી છે.

( ૪ )

**પ્રાર્થના સમાજ.** બંગાળમાં જેને બ્રહ્મસમાજ કહે છે, તેને ગુજરાત અને મહારાષ્ટ્રમાં પ્રાર્થનાસમાજ કહે છે. આ બન્ને સમાજોના સિદ્ધાન્ત, ઉદ્દેશ અને કાર્ય કરવાની દિશા એકજ છે. રા. શિંદે અને રા. વૈદ્યે પ્રસિદ્ધ કરેલા " પ્રાર્થના સમાજ એ શું છે " એ નામના પુસ્તકમાં આ સમાજનાં તત્વો

સ્પષ્ટ રીતે જણાવેલાં છે. એ પુસ્તકના પૃષ્ટ ૮ માં તેઓ જણાવે છે કે:–
" જેવી સર્વ ધર્મોના વિષયમાં અમારી ( સમાનતાની ) માન્યતા છે, તેવીજ સર્વ માનવો માટે પણ છે. મનુષ્યના ગુણ પ્રમાણે તેનો સ્વીકાર કરવો અને દોષપ્રમાણે તેનો ત્યાગ કરવો, એવું અમે માનીએ છીએ. સર્વ મનુષ્ય એકજ પરમેશ્વરનાં સંતાન છે માટે ભેદ ન રાખતાં પરસ્પર બંધુભાવથી રહે એ ઇશ્વરને પ્રિય છે. અને માનવોનું પણ એજ કર્તવ્ય છે; " આ અવતરણથી સમજાશે કે પ્રાર્થના સમાજ જાતિવિશિષ્ટ બહિષ્કારથી વિરૂદ્ધ છે.

બ્રહ્મ સમાજ કિંવા પ્રાર્થનાસમાજની શરૂઆત પ્રથમ બંગાળમાં રાજારામ મોહનરાયે સન ૧૮૩૦ માં કરી. તે પછી મહર્ષી દેવેન્દ્રનાથે તેને સારી રીતે વિસ્તૃત કરી. તે પછી બ્રહ્માનંદ કેશવચંદ્રસેને તેને લોકપ્રિય બનાવી અને આખા જગતમાં એના સિદ્ધાન્તોનો ધ્વનિ પહોંચાડયો. ગુજરાત તેમ મહારાષ્ટ્રમાં પણ તે અનેક વિદ્વાનોના પ્રયાસથી ફેલાઇ. ડૉ. આત્મારામ પાંડુરંગ, ન્યા૦ મહાદેવ ગોવિંદ રાનડે, રા. મહિપતરામ રૂપરામ અને રા.બા. લાલશંકર વગેરેએ આ સમાજને અંગે ઘણી સમાજસેવા કરી છે. આ સમાજ તરફથી રાત્રીશાળા, અનાથાલય, અંત્યજોધ્ધાર સંસ્થા એવી અનેક ઉપયુક્ત સંસ્થાઓ ચલાવવામાં આવે છે. " નિરાશ્રિત સહાયકારી મંડળી " નો ઉદ્દેશ–" હિંદુસ્થાનના મ્હાર, ચમાર વગેરે હીન વર્ગોને તેમજ અન્ય એવીજ રીતે નિરાશ્રીત થએલા લોકોને શિક્ષણ, ઉદ્યોગ, ધર્મ, નીતિ, આરોગ્ય, નાગરિકતા અને સમતા વગેરેના ઉદારતત્વોનો ઉપદેશ કરવો અને અન્ય એવાંજ સાધનો દ્વારા અન્યોન્નતિ કરવાના કાર્યમાં સહાય કરવી એવો આ મંડળીનો હેતુ છે ... " ( જુઓ બહિષ્કૃત ભારત પૃષ્ટ ૨૧ ). આ પ્રકારે આ સમાજ દઢતાથી સ્તુત્ય પ્રયત્ન કરી રહી છે.

( ૫ )

**આર્યસમાજ.**

**શ્રી સ્વામી દયાનંદ સરસ્વતીએ** આર્ય સમાજની સ્થાપના મુંબઇમાં ૧૮૮૪ની સાલમાં કરી હતી.* સમતાયુકત વૈદિક ધર્મ એજ આ સમાજનો ધર્મ છે. સર્વ મનુષ્યના, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એવા

* કોઇ એમ કહે છે કે, આર્યસમાજની પ્રથમ સ્થાપના રાજકોટમાં થઇ હતી.

ચાર ભેદ ગુણકર્મથી છે, એવું સમાજ માને છે. આ ભેદ જન્મતઃ ન હોઈ ગુણ–કર્મ–સ્વભાવને લીધેજ ઉત્પન્ન થાય છે, એવું સ્વામીજીએ સપ્રમાણ પ્રતિપાદન કર્યું છે. આર્ય સમાજના સર્વ સભાસદો પણ આજ વાત સ્વીકારે છે. ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાંઃ–

" યહ નિશ્ચય માનના ચાહિયે કિ, પ્રથમ મનુષ્ય જાતિ સબ કી એક હૈ, સો ભી વેદોં સેં સિદ્ધ હૈ. ... ... મનુષ્ય જાતિ કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર યે વર્ણ કહાતે હૈ. વેદ–રીતિ સે ઇનકે દો ભેદ હૈં, એક આર્ય ઔર દૂસરા દસ્યુ. ......... બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ઔર શૂદ્ર યે ચાર ભેદ ગુણકર્મો સે કિયે ગયે હૈં. ...... ઇનકા નામ વર્ણ ઇસલિયે હૈ કિ જૈસે કિસીકે ગુણકર્મ હો વૈસાહિ ઉસકો અધિકાર દેના ચાહિયે. બ્રહ્મ અર્થાત્ ઉત્તમ કર્મ કરને સે ઉત્તમ વિદ્વાન્ બ્રાહ્મણ વર્ણ હોતા હૈ... બલવીર્ય કે હોને સે મનુષ્ય ક્ષત્રિય વર્ણ હોતા હૈ...... " (ઋગ્વે૦ ભૂ૦ વર્ણાશ્રમ પ્રકરણ.) એજ પ્રમાણેઃ–-

" ... વિદ્યા–સત્યભાષણાદિ ઉત્તમ ગુણ, ઔર શ્રેષ્ટ કર્મો સે બ્રાહ્મણ વર્ણ ઉત્પન્ન હોતા હૈ. ...... બલપરાક્રમાદિ પૂર્વોક્ત ગુણોં સે ક્ષત્રિય... ...વ્યાપાર પશુપાલાદિ ગુણોં સે વૈશ્ય ...... મૂર્ખત્વાદિ નીચ ગુણોં સે શૂદ્ર વર્ણ સિદ્ધ હોતા હૈ, ( ઋ૦ ભૂ૦ સૃષ્ટિ પ્ર૦ )

ઇત્યાદિ વિધાનો જોતાં આર્ય સમાજ જાતિવ્યવસ્થા માનતી નથી, અર્થાત વિશિષ્ટ જાતિ સ્પૃશ્ય અને ઇતર અસ્પૃશ્ય એવો ભેદ એને સંમત નથી. જે સદ્ગુણી અને સદાચારી તે સ્પૃશ્ય અને માનનીય, અને જે દુર્ગુણી અને દુરાચારી હોય તે નિરાદરણીય, એવો ભેદજ તેને માન્ય છે. જાતિવિશિષ્ટત્વને લીધે કોઇ પણ જાતિ બહિષ્કૃત થઇ શકે, એવું માનવાને સમાજ તૈયાર નથી. મહર્ષિ દયાનંદે જે " સત્યાર્થ પ્રકાશ " નામનો વેદ ધર્મ પ્રતિપાદક ગ્રંથ લખ્યો છે, તેમાં તેઓ કહે છે કે જેઃ–-

"...જો બ્રાહ્મણાદિ ઉત્તમ કર્મ કરતે હૈ વે હિ બ્રાહ્મણાદિ, ઔર જો નીચ ભી ઉત્તમ વર્ણ કે ગુણકર્મસ્વભાવ વાલે હોવેં, તો ઉસકો ભી ઉત્તમ વર્ણ મેં, ઔર જો ઉત્તમ વર્ણસ્થ હોકે નીચ કામ કરે તો ઉસકો નીચ વર્ણ મેં, ગિનના અવશ્ય ચાહિયે." —સત્યાર્થપ્રકાશ. સમુ૦ ૪.

"...ધર્માચરણ સે નિકૃષ્ટ વર્ણ અપને સે ઉત્તમ ઉત્તમ વર્ણ કો

પ્રાપ્ત હોતા હૈ, ઔર વહ ઉસી વર્ણ મેં, ગિના જાવે, કિ જીસ જીસકે યોગ્ય હોવે, વૈસે અધર્માચરણ સે પૂર્વ અર્થાત્ ઉત્તમ વર્ણવાલા મનુષ્ય અપને સે નીચે નીચે વાલે વર્ણકો પ્રાપ્ત હોતા હૈ, ઔર ઉસી વર્ણ મેં ગિના જાવે..."
—સત્યાર્થ૦ સમુ૦ ૪

આ પ્રમાણે જન્મતઃ ઉચ્ચ નીચ ભાવનાનો નિષેધ કરી અને ગુણ-કર્મતઃ શ્રેષ્ટ કનિષ્ટતાની ઉચ્ચ કલ્પનાની સ્થાપના કરી સ્વામીજી લખે છે કેઃ—

" ......આર્ય નામ ધાર્મિક, વિદ્વાન; *આપ્ત પુરૂષોં કા ઔર ઇનસે વિપરીત જનોં કા નામ દસ્યુ અર્થાત્ ડાકૂ, દુષ્ટ, અધાર્મિક ઔર અવિદ્વાન હૈ: તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય દ્વિજોં કા નામ આર્ય ઔર શૂદ્ર કા નામ અનાર્ય અર્થાત્ અનાડી હૈ......" —સત્યાર્થ૦ સમુ૦ ૮.

આ પ્રમાણે સ્વામીજીએ ભૂમંડળપરના મનુષ્યોની ચાતુર્વર્ણ્ય પ્રસ્થાપિત કરી છે. મનુષ્ય માત્રના ગુણ કર્મ પ્રમાણે ચાર ભેદ કરવામાં આવે છે, એવો એમનો ચાતુર્વર્ણ્ય સંબંધી અભિપ્રાય છે. આ પ્રકારે ગુણકર્મ પ્રમાણે વર્ણભેદ માનનાર સમાજ સ્પર્શાસ્પર્શના વિચારને નજ માને, એ સ્પષ્ટ છે. સ્વામીજીએ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરતાં લખ્યું છે કે;—

" ...( પ્રશ્ન ) દ્વિજ અપને હાથ સે રસોઇ બના કે ખાવેં વા શૂદ્ર કે હાથ કી બનાઇ ખાવેં ? ( ઉત્તર ) શૂદ્ર કે હાથકી બનાઇ ખાવેં, ક્યોં કિ બ્રાહ્મણ, ક્ષત્રિય ઔર વૈશ્ય વર્ણસ્થ સ્ત્રીપુરૂષ વિદ્યાપઢાને, રાજ્ય પાલને, ઔર પશુપાલન ખેતી ઔર વ્યાપાર કે કામ મેં તત્પર રહેં, ઔર ........આર્યો કે ઘર મેં શૂદ્ર સ્ત્રી પુરૂષ પાકાદિ સેવા કરેં..." —સત્યાર્થ૦ સમુ૦ ૧૦.

માનવ જાતિમાં જે જે લોક અજ્ઞાન છે, અર્થાત જેનામાં દ્વિજ થવા જેટલી યોગ્યતા નથી, તે સર્વ શૂદ્રોએ દ્વિજોના ઘરના રસોડા વગેરેની વ્યવસ્થા કરવી, એવો ઉપરોક્ત વાક્યનો ભાવ છે. આર્યસમાજને જો જાતિવિશિષ્ટ સ્પર્શાસ્પર્શની કલ્પના માન્ય હોત તો તેણે મુસલમાન, ખ્રિસ્તી, યુરોપીયન એ સર્વને આર્યધર્મની દીક્ષા આપી પોતાની સાથે ભેળવ્યા ન હોત. સ્વામી દયાનંદે તો વૈદિક ધર્મનો ઉપદેશ પૃથ્વીપરના સર્વ દેશદેશાન્તરોમાં જઇ કરવો

* આપ્ત=સત્યોપદેશ કરનારા વિદ્વાન કિંવા ધાર્મિક પુરૂષ.

એવી વ્યવસ્થા પોતાના મૃત્યુપત્રમાં કરી હતી, એ પરથી પણ ઉપરોક્ત કથનને પુષ્ટિ મળે છે.

આ સમાજના સભાસદ થનાર એક વર્ષપર્યંત સહાયક રહી પોતાનાં આચરણ ઉત્તમ છે એવું દેખાડી આપવા પછી બીજે વર્ષે પ્રવેશવિધિ કરી સભાસદ થઇ શકે છે. ગમે તે જાતિનો, ગમે તે ધર્મનો અથવા ગમે તે દેશનો મનુષ્ય હોય, છતાં તે આર્યસમાજના દશ નિયમ માને, અને વેદમતાનુકુલ પોતાનાં આચરણ સુધારે, તે આર્યસમાજમાં અગ્રસ્થાને પહોંચી શકે છે. આવા પ્રકારના આ સમાજના ઉદાર ધર્મમતને લીધે સર્વ ઉચ્ચ મનુષ્યોને અને તેજ પ્રમાણે હિંદુઓએ બહિષ્કૃત માનેલા લોકોને પણ આ સમાજ આશ્રયરૂપ થઇ પડી છે. હિંદુઓમાંથી ઘણા અંત્યજો ધર્માન્તર કરી ખ્રિસ્તી થઇ જાય છે, તેનું કારણ હિંદુઓનો બહિષ્કારજ છે. આવો આ સમાજ કોઇનો પણ બહિષ્કાર કરતી ન હોવાથી તે અંત્યજોદ્ધારનું કાર્ય ઘણી ત્વરાથી અને અપ્રતિમ બલથી કરે છે અને તે કાર્યમાં યશ પણ એટલીજ ત્વરાથી મળે છે. આર્ય સમાજે અનાથાલયો ઉઘાડી સર્વ જાતિના-અહિષ્કૃતો સહિત-અનાથોને રક્ષણ આપવાની ઉત્કૃષ્ટ વ્યવસ્થા કરી છે અને તેમાં વિશેષ એ છે કે, એમણે ચાલતી કરેલી સંસ્થાઓમાં જાતિવિશિષ્ટ ઉચ્ચ નીચ ભાવનાને સ્થાન આપવામાં આવતું નથી. આર્ય સમાજે ધર્મ સંસ્થા, શિક્ષણ સંસ્થા, અનાથ સંસ્થા, અને પતિતપાવન સંસ્થા, એવી સર્વ જાતની સંસ્થાઓ વડે પતિતોના ઉદ્ધારનું શ્રેષ્ટ અને પવિત્ર કાર્ય હાથમાં લીધું છે. અંત્યજોદ્ધારના અને સ્પર્શાસ્પર્શના સંબંધમાં આર્ય સમાજે ઘણા બળથી સુધારણા કરી છે, એ જગજાહેર છે.

વર્તમાનમાં પ્રચલિત થયેલી જુદી જુદી મુખ્ય સંસ્થાઓના મત અને પ્રસ્તુત વિષયમાં તેમનું કાર્યક્ષેત્ર કેટલું વિસ્તૃત કિંવા સંકુચિત છે, એ વિષયની કલ્પના આટલા વિવેચનથી આવશે. ભારત ધર્મ મહામંડલ પણ એક ધાર્મીક સંસ્થા છે, પરંતુ તે જુના વિચારનુંજ પ્રતિપાદન કરી સ્પર્શાસ્પર્શને સ્વીકારે છે એટલે એના ઉલ્લેખની અહીં આવશ્યકતા નથી.

---

# ભાગ ૧૪ મો.

## બહિષ્કૃતોની લોકસંખ્યા.

જાતિભેદ, આગંતુક સ્પર્શાસ્પર્શ, કેટલીક બાબતમાં કાયમનું અસ્પૃશ્યત્વ અને જાતિવિશિષ્ટ પૂર્ણ બહિષ્કાર, એવાં અનેક કારણોથી વિભિન્ન થએલા હિંદુ સમાજની વાસ્તવિક સ્થિતિ કેટલી શિથિલ છે, તે જોવું હોય તો એવા પૂર્ણ અસ્પૃશ્ય અને અર્ધ અસ્પૃશ્ય મનુષ્યોની હિંદુજાતિમાં કેટલી મ્હોટી સંખ્યા છે તે જોવું જોઇએ. સમાજની સુસ્થિતિ થોડી સંખ્યાના વર્ગ પ્રત્યે પણ દુર્લક્ષ્ય કરવાથી ચાલી શકતી નથી, તો બૃહત્સંખ્યાના વર્ગ પ્રત્યે દુર્લક્ષ્ય કરવાથી કેવી રીતે ચાલી શકે ? આથી એ સંબંધી વિચાર કરવાને હિંદવાસિયોના ધર્મ અને જાતિભેદથી ઉત્પન્ન થયલા ભેદ કેવા અને કેટલા છે તે જોઇએઃ—

## હિંદુસ્થાનની જનસંખ્યાનું પ્રાંતવાર અને જાતિવાર નિરીક્ષણ.

### (૧) હિંદુધર્મની જનસંખ્યા.

( क ) અજમેર, મેવાડ, રાજપુતાના, પંજાબ અને કાસ્મીર એ પ્રાંતોની હિંદુ જનસંખ્યાના આંકડાઃ—

( ૧ ) બ્રાહ્મણ— ૨૩,૩૦,૫૮૨.
( ૨ ) ક્ષત્રિય—( ખત્રી રાજપુત વગેરે ) ... ૩૫,૫૬,૭૯૯.
( ૩ ) વૈશ્ય—( અગ્રવાલ, ખંડવાલ, મહેશ્વરી વગેરે ) ... ... ૯,૧૫,૦૫૦.

કુલ દ્વિજ ૬૮,૦૨,૪૩૧.

( ૪ ) શૂદ્ર—( અ ) સચ્છૂદ્ર ( બ્રાહ્મણો જેમનું અન્ન ખાતા નથી.

| | |
|---|---|
| મ્હાર, વાઘરી વગેરે ). ... | ૩૪,૭૯,૦૮૪. |
| | કુલ શૂદ્ર ૮૫,૭૯,૮૫૭. |
| વર્ગીકરણ ન કરેલા લોક ... ... | ૩૭,૫૨,૬૬૭. |
| | કુલ સર્વ ૨,૦૪,૮૭,૬૧૯. |
| ( મુંબઇ ઇલાકામાં એકંદર લિંગાયત– | ૧૪,૨૨,૨૯૩ છે, |
| અને તેમાં અસ્પૃસ્ય લિંગાયત– | ૧,૩૫,૭૧૮, છે). |

( ग ) મદ્રાસ ઇલાકો, મૈસૂર, હૈદ્રાબાદ, ત્રાવણકોર, કોચીન એ પ્રાંતોના હિંદુની જનસંખ્યાઃ—

| | |
|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... | ૨૧,૫૮,૨૬૮. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... | ૪,૫૦,૪૯૬. |
| ( ૩ ) વૈશ્ય ... ... ... ... | ૧૦,૭૮,૧૩૯. |
| | કુલ દ્વિજ ૩૬,૮૬,૯૦૩. |
| ( ૪ ) શૂદ્ર—( અ ) સચ્છૂદ્ર ( ચેટ્ટી, નાયર વગેરે ) ... ... | ૧,૭૫,૩૮,૨૫૪. |
| ( ઇ ) અસચ્છૂદ્ર | ૧,૨૦,૪૪,૬૧૯. |
| ( ઉ ) અંત્યજ–અસ્પૃશ્ય શૂદ્ર–( અંત્યજ, પરયા, પંચમ વગેરે બહિષ્કૃત )... ... | ૧,૫૩,૭૪,૦૭૩. |
| | ૪,૪૯,૫૬,૯૪૬. |
| લિંગાયત જંગમ વગેરે ... ... | ૩૯,૭૨,૫૧૭. |
| વર્ગીકરણ ન કરેલા લોક ... ... | ૧,૯૬,૦૫૭. |
| | કુલ સર્વ ૫,૨૮,૨૨,૪૨૩. |

( घ ) છોટા નાગપૂર, ઓરિસા, ખંડ મહાલ એ પ્રાંતના હિંદુની જનસંખ્યાઃ—

| | |
|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... ... | ૨,૧૪,૬૭૭. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... | ૧,૯૬,૩૪૧. |
| ( ૩ ) વૈશ્ય× ... ... ... ... | ૦ |
| | કુલ દ્વિજ ૪,૧૧,૦૧૮ |

× આ પ્રાંતમાં દ્વિજો પૈકીના વૈશ્યોને શૂદ્રમાં ગણવામાં આવ્યા છે, એ માર્મિક અન્યાય છે.

| | |
|---|---|
| વર્ગીકરણ ન કરેલા લોક ... ... | ૬,૭૫,૬૮૭. |
| સર્વ મળી | ૧,૪૦,૦૮,૦૮૫. |

( च ) સંયુક્ત પ્રાંતના હિંદુઓની જનસંખ્યાઃ—

| | |
|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... | ...૫૨,૧૫,૬૧૫. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... | ...૩૯,૨૧,૯૬૩. |
| ( ૩ ) વૈશ્ય ... ... ... | ...૨૧,૯૫,૯૧૪. |
| કુલ દ્વિજ | ૧,૧૩,૩૩,૪૯૨. |
| ( ૪ ) શૂદ્ર-( અ ) સચ્છૂદ્ર જેની પાસેથી પાણી અને પક્કી રસોઇ બ્રાહ્મણ લે છે એવી જાતિ. જાટ, હલંવાઇ, આહીર વગેરે. )— | ૧,૧૬,૫૭,૪૭૭. |
| ( ઇ ) અસચ્છૂદ્ર-જેમની પાસેનું પાણી પણ બ્રાહ્મણને ખપતું નથી; પણ જેમને સ્પર્શ કરે છે એવી જાતિ, ( વણજારા તેલી, કોલ, કંજાર વગેરે )— | ૭૬,૦૯,૫૬૪ |
| ( ઉ ) અંત્યજ અસ્પૃશ્ય શૂદ્ર-ભંગી, ડોમ, ચમાર વગેરે— | ૧,૦૦,૪૮,૮૫૮. |
| એકંદર શૂદ્ર | ૨,૯૩,૧૫,૮૯૯. |
| ભિખારી તેમજ વર્ગીકરણ ન કરેલા લોકઃ— | ૪,૦૧,૯૯૯. |
| સર્વ મળી | ૪,૧૦,૫૧,૩૯૦. |

( छ ) બિહાર પ્રાંતના હિંદુઓની જન સંખ્યાઃ—

| | |
|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... | ૧૦,૯૪,૫૦૯. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... | ૨૬,૬૧,૪૬૦. |
| ( ૩ ) વૈશ્ય× ... ... ... ... | ૦ |
| ( ૪ ) શૂદ્ર—( અ ) સચ્છૂદ્ર-જેની પાસેથી | |

× આ પ્રાંતના દ્વિજો પૈકીના વૈશ્યોને શૂદ્રમાં ગણ્યા છે, આ એક અન્યાય છે.

| | | |
|---|---|---|
| ( ૩ ) વૈશ્ય× ... ... ... ... | | ૦ |
| | કુલ દ્વિજ | ૧૧,૬૪,૮૬૦. |
| ( ૪ ) શૂદ્ર—( અ ) સચ્છૂદ્ર ... ... | | ૧૨,૬૪,૭૭૨. |
| ( બ ) અસચ્છૂદ્ર ... ... | | ૨,૩૦,૧૦૨. |
| ( ઉ ) અંત્યજ ( ચમાર, હારી પાન વગેરે અસ્પૃશ્ય જાતિ. | | ૧૧,૦૬,૭૯૩. |
| | કુલ શૂદ્ર | ૨૬,૦૧,૬૬૭. |
| વર્ગીકરણ ન કરેલા લોક— | | ૨,૭૬,૫૯૦ |

**( ઞ ) આસામ પ્રાંતના હિંદુની જન સંખ્યાઃ—**

| | | |
|---|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... ... | | ૧,૩૦,૮૫૨. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... ... | | ૧૦,૬૧,૦૧૯. |
| ( ૩ ) વૈશ્ય × ... ... ... | | ૦ |
| | કુલ દ્વિજ | ૧૧,૯૧,૮૭૧. |
| ( ૪ ) અસ્પૃશ્ય શૂદ્ર, અંત્યજ નામશૂદ્ર વગેરે. ... ... ... ... | | ૧૦,૯૩,૮૯૮. |
| | કુલ શૂદ્ર | ૧૦,૯૩,૮૯૮. |
| વર્ગીકરણ ન કરેલા લોક... ... | | ૨૨,૧૨,૦૨૪ |
| | સર્વ મળી | ૪૪,૯૭,૭૯૩ |

**( ટ ) કુચબિહાર પ્રાંતમાં હિંદુની જનસંખ્યાઃ—**

| | | |
|---|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... | | ૧૫.૪૮૩. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... | | ૩.૨૯,૭૪૯ |
| | કુલ દ્વિજ | ૩,૪૫,૨૩૨. |
| ( ૩ ) શૂદ્ર—અંત્યજ ... ... ... | | ૧,૩૭,૩૬૮. |
| | કુલ શૂદ્ર | ૧,૩૭,૩૬૮. |
| વર્ગીકરણ ન કરેલા ... ... ... | | ૭૫,૭૮૭. |
| | સર્વ મળી | ૫,૫૮,૩૮૭. |
| અન્ય ... ... ... ... | | ૧૯,૪૩,૩૧૪. |
| | સર્વ હિંદુની કુલ સંખ્યા | ૨૦,૭૧,૪૭,૦૨૬ |

× આ પ્રાંતોમાં પણ વૈશ્યને શૂદ્રમાં ગણાય છે!

હિંદુ લોકસંખ્યાના વર્ણવાર વિભાગઃ—

| | |
|---|---|
| ( ૧ ) બ્રાહ્મણ ... ... ... | ૧,૪૫,૦૯,૦૧૪. |
| ( ૨ ) ક્ષત્રિય ... ... ... | ૧,૩૮,૧૬,૦૧૯. |
| ( ૩ ) વૈશ્ય ... ... ... | ૯૨,૫૧,૨૫૬. |
| ( ૪ ) શૂદ્ર ( સચ્છૂદ્ર અને અસચ્છૂદ્ર ) ... | ૬,૪૬,૨૪,૩૫૦. |
| ( અ ) અંત્યજ ... ... | ૫,૩૨,૩૬,૬૩૨. |
| ( બ ] ઇતર (અવર્ગીકૃત) ... | ૧,૮૪,૦૯,૮૦૫. |
| કુલ હિંદુ | ૨૦,૭૧,૪૭,૦૨૬. |

( ૨ ) મુસલમાન.

( क ) પંજાબ, કાશ્મીર, રાજપુતાના, એ પ્રાંતના મુસલમાનઃ—

| | |
|---|---|
| ( ૧ ) અશ્રાફ ( શ્રેષ્ટ ) | ૧૫,૧૬,૯૯૮. |
| ( ૨ ) અજ્લાફ ( કનિષ્ટ ) ... ... | ૫૬,૬૮,૬૪૯ |
| ( ૩ ) અર્જાલ ( હીન ) .... ... | ૫૮,૪૬,૪૬૬ |
| ( મુસલમીન અંત્યજ ) અન્ય ... | ૨૩,૦૨,૬૯૪ |
| કુલ | ૧,૫૩,૩૪,૮૦૭ |

( ख ) સંયુક્ત પ્રાંત, બિહાર એ પ્રાંતના મુસલમાનઃ—

| | |
|---|---|
| ( ૧ ) અશ્રાફ ... ... ... | ૮૧,૯૦,૦૬૦ |
| ( ૨ ) અજ્લાફ ... ... ... | ૧૩,૬૧,૯૮૩. |
| ( ૩ ) અર્જાલ ... ... ... | ૨૭,૭૫,૦૦૩. |
| ( મુસલમીન અંત્યજ ) અન્ય ... | ૧૫,૬૭,૪૦૦. |
| કુલ | ૧,૦૨,૯૪,૪૮૬. |

( ग ) બંગાળ તથા ઓરિસા પ્રાંતના મુસલમાનેઃ—

| | |
|---|---|
| ( ૧ ) અશ્રાફ ... ... ... | ૧,૯૯,૮૦,૫૪૭. |
| ( ૨ ) અજ્લાફ ... ... ... | ૮,૮૭,૬૮૯ |
| ( ૩ ) અર્જાલ ... ... ... | ૭,૦૯૭ |
| ( મુસલમીન અંત્યજ ) અન્ય ... .... | ૫,૪૪,૦૭૫ |
| કુલ | ૨,૧૪,૧૯,૪૦૮ |
| ઇતર પ્રાંતોના મુસલમાન ... ... | ૧,૫૪,૦૯,૪૧૬ |
| હિંદના એકંદર મુસલમાન | ૬,૨૪,૫૮,૦૭૭ |

## ( ૩ ) હિંદના અંત્યજોની કેટલીક મુખ્ય જાતિની એકંદર લોકસંખ્યા.

| જાત. | વસતીનો પ્રદેશ. | કુલ લોકસંખ્યા |
|---|---|---|
| ૧ ચમાર ... | ... ઘણા ભાગમાં ... ... | ૧,૧૧,૩૭,૩૬૨. |
| ૨ મોચી ... | ... ઘણા ભાગમાં ... ... | ૧૦,૦૭,૮૧૨. |
| ૩ ડોમ | ... બંગાલ, આસામ, પંજાબ.... ... | ૯,૭૭,૦૨૬. |
| ૪ ભંગી | ... મુંબાઈ, સંયુક્ત પ્રાં. રાજપુતાના... | ૬,૫૬,૫૮૬. |
| ૫ દાણુક | ... બંગાલ પંજાબ ... ... ... | ૮,૭૦,૫૫૭. |
| ૬ બાગડી | ... બંગાલ, આસામ ... ... ... | ૧૦,૪૨,૫૫૦. |
| ૭ બલાઇ | ... માળવા, મધ્ય પ્રાંત ... ... | ૫,૮૪,૩૩૪. |
| ૮ ક્ષૂરા | ... ઉત્તર હિંદ ... ... ... | ૧૩,૨૬,૪૧૮. |
| ૯ નામશુદ્ર-ચાંડાલ ... | ઉત્તર હિંદ ... ... | ૨૦,૩૧,૭૨૫. |
| ૧૦ રાજવંશી... | ,, ... ... | ૨૪,૩૮,૬૫૪. |
| ૧૧ મહાર | ... મુંબાઇ, વરાડ, મધ્યપ્રાંત... ... | ૨૯,૨૮,૬૬૬. |
| ૧૨ માંગ ... | ,, ... ... | ૫,૭૯,૩૦૬. |
| ૧૩ હોલિયા (મ્હાર) ... | કર્નાટક, મદ્રાસ ... ... | ૭,૭૦,૮૯૯. |
| ૧૪ માદિગ (માંગ) ... | ,, ... ... | ૧૨,૮૧,૨૫૨. |
| ૧૫ પરિયા ... | ... મદ્રાસ, બ્રહ્મદેશ ... ... | ૨૨,૫૮,૬૧૧. |
| ૧૬ શિકિલયા ... .. | ,, ... ... | ૪,૭૮,૪૯૬. |
| ૧૭ માલ ... | ... મદ્રાસ, બંગાલ ... ... | ૧૮,૬૩,૯૦૮. |
| | અન્ય જાતિ— | ૨,૦૯,૯૯,૪૭૦. |
| | | ૫,૩૨,૦૬,૬૩૨. |

| | |
|---|---|
| × હિંદુસ્થાનની એકંદર લોકસંખ્યા ... ... | ૨૯,૪૩,૬૧,૦૫૬ |
| હિંદુની એકંદર સંખ્યા ... ... ... | ૨૦,૭૧,૪૭,૦૨૬ |
| અંત્યજો ... ... ... ... | ૫,૩૨,૦૬,૬૩૨. |
| મુસલમાનોની એકંદર સંખ્યા ... . ... ... | ૬,૨૪,૫૮,૦૭૭. |

× શ્રીયુત સિંદેના "બહિષ્કૃત ભારત" નામના પુસ્તકની આ લેખમાં ઘણી સહાય મળી છે; તે માટે લેખક શ્રીયુત સિંદેનો આભારી છે.

હીન ( અસ્પૃશ્ય જેવા ) મુસલમાન　...　...　૮૬,૨૮,૫૬૬.

આ આંકડા તરફ જોતાં એ ધ્યાનમાં આવશે કે, હિંદુઓની એકંદર સંખ્યામાંના એક ચતુર્થાંશ કરતાં અધિક લોકને અસ્પૃશ્ય, તેમજ પૂર્ણ બહિષ્કૃત માનવામાં આવે છે. મુસલમાનોમાં અસ્પૃશ્યનું કિંવા હીન મુસલમાનોનું પ્રમાણ, એમની એકંદર જનસંખ્યા જોતાં એક–સપ્તમાંસ છે, અને એ ઉભય ધર્મના હીન મનુષ્યોની સંખ્યા એકત્ર કરતાં, તે લગભગ સવા ૭ કરોડની થાય છે. હિંદના ત્રીસ કરોડ મનુષ્યોમાંના સવા ૭ કરોડ તો અડકવાને પણ યોગ્ય નહિ, એવા હીન મતાયલા છે ! એટલે કે દર પાંચ માણસે એક મનુષ્ય અસ્પૃશ્ય છે એમ માનવામાં આવે છે !

( ૪ ) હવે, અત્યન્ત ઉચ્ચ હિંદુજાતિ, અને અત્યંત નીચ હિંદુ જાતિની પ્રાંતવાર એકંદર સંખ્યા જોતાં તેમનું સેંકડે શું પ્રમાણ આવે છે તે જોઇએઃ—

| પ્રાંત | બ્રાહ્મણ. | અંત્યજ. |
|---|---|---|
| ( ૧ ) પંજાબ, કાશ્મીર, રાજપુતાના. | ૧૨ | ૧૮ |
| ( ૨ ) મુંબાઇ, વડોદરા, કુર્ગ. | ૬ | ૧૭ |
| ( ૩ ) મદ્રાસ, મૈસુર, હૈદ્રાબાદ ઇ. | ૪ | ૩૦ |
| ( ૪ ) છોટાનાગપૂર. | ૩ | ૫૮ |
| ( ૫ ) મધ્ય પ્રાંત, વરાડ. | ૮½ | ૧૬ |
| ( ૬ ) સંયુક્ત પ્રાંત. | ૧૩ | ૨૫ |
| ( ૭ ) બિહાર. | ૫ | ૨૧ |
| ( ૮ ) બંગાલ. | ૬ | ૪૫ |
| ( ૯ ) ઓરિસા. | ૧૦ | ૩૦ |
| (૧૦) આસામ, સિક્કીમ, કુચબિહાર. | ૩ | ૪૪ |
| | ૭૦½ | ૩૦૪ |

આ પ્રમાણ જોતાં જણાશે કે, બ્રાહ્મણોથી ચાર ઘણા અંત્યજો છે. અંત્યજોની આવડી મ્હોટી સંખ્યા હોવા છતાં હજારો વર્ષથી વિદ્યા અને સંસ્કૃતિથી દૂર રાખવાથી તેમની ઘણીજ નિકૃષ્ટાવસ્થા થઇ પડી છે. અલ્પસંખ્યાના મનુષ્યોનો બીજાના પર આ ધાર્મિક તેમજ સામાજીક

અત્યાચાર છે. આ એક અન્યાય છે, અને તેથી તેમના હક્કોની પાયમાલી થાય છે, એ વાત આથી સારીરીતે સ્પષ્ટ થાય છે. આ લોકોના ઉધ્ધાર કરવા માટે સ્થાપન થએલી સંસ્થાઓની શકિત કેટલી છે, તે જાણવાને નીચેના આંકડા ઉપયોગી થશેઃ—

| | |
|---|---|
| હિંદુ | ૨૦, ૭૦, ૫૦, ૫૫૭. |
| આર્યસમાજી | ૯૨, ૪૧૯. |
| બ્રહ્મો અને પ્રાર્થનાસમાજી | ૪, ૦૫૦. |
| શીખ | ૨૧, ૯૫, ૩૩૯. |
| જૈન | ૧૩, ૩૪, ૧૪૮. |
| બુદ્ધ | ૯૪, ૭૬, ૭૫૯. |
| પારસી | ૯૪, ૧૯૦. |
| મુસલમાન | ૬, ૨૪, ૫૮, ૦૭૭. |
| ખ્રિસ્તી | ૨૯, ૨૩, ૨૪૧. |
| જ્યૂ | ૧૮, ૨૨૮. |
| બીજા | ૮૭, ૧૪, ૦૪૮. |
| કુલ. | ૨૯, ૪૩, ૬૧, ૦૫૬. |

ત્રીસ કોટિ મનુષ્યસંખ્યામાં જાતિવિશિષ્ટ બહિષ્કાર ન માનનાર એવા આર્યસમાજી અને બ્રહ્મસમાજી એક લાખછે. મુસલમાન અને ખ્રિસ્તીતો પોતાના ધર્મ પ્રમાણે સ્પર્શાસ્પર્શનો અસ્વીકારજ કરે છે, છતાં મુસલમાનોમાં એક સપ્તમાંશ અસ્પૃશ્ય મુસલમાનો છે; વળી ખ્રિસ્તીઓમાં–કેટલાક દાક્ષિણાત્ય ખ્રિસ્તી–(રોમન કેથોલિક મતના ખ્રિસ્તીઓમાં) કેટલાક જાતિવિશિષ્ટ ખ્રિસ્તી છે, જેમનામાં અસ્પૃસ્ય જાતિની માન્યતા હજી રહેલી છે! પારસી અને જ્યૂની સંખ્યા અલ્પ છે, પણ એ લોકોના યાજકોમાં સ્પર્શાસ્પર્શ માનવામાં આવે છે. જૈન, બુધ્ધ અને શીખ, મૂળથીજ ઉદાર છે, તથાપિ તેઓ હાલમાં હિંદુઓના જેટલાજ અનુદાર થએલા છે. સ્પર્શાસ્પર્શના કાર્યમાં અન્ય ધર્મિયોની સહાય મળે અને તે લેવી, એ સ્વજાતિનો ઘાત કરવા સમાન છે, એ ખાસ યાદ રાખવા જેવું છે. જૈન, બુધ્ધ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી અને જ્યૂ એ ધર્મના આશ્રયથી હિંદુઓમાંથી જેટલું સ્પર્શાસ્પર્શનું તૂત ઓછું થશે,

તેટલુંજ હિંદુત્વ પણ નષ્ટ થશે. આ પરિસ્થિતિ હોવાથી હિંદુજાતિના અંત્યજોનો ઉધ્ધાર કરવાના કાર્યમાં અન્ય ધર્મિયોનો આશ્રય લેવો એ શ્રેયસ્કર નથી, એ નિર્વિવાદ છે. આર્ય સમાજ અને બ્રહ્મસમાજ (કિંવા પ્રાર્થના સમાજ) એ બે સંસ્થાઓજ હિંદુઓની પ્રાચીન સંસ્કૃતિને કાયમ રાખી તેઓનામાં ઐાદાર્યની ભાવના ઉત્પન્ન કરનાર છે. આર્યસમાજ વેદપર પૂર્ણ વિશ્વાસ રાખનાર સમાજ છે. ત્યારે સર્વ ધર્મમાંથી તર્કની કસોટીમાં યોગ્ય ઉતરનાર ભાગને ગ્રહણ કરનાર બ્રહ્મસમાજ છે. સર્વ હિંદુસમાજ એ વેદ પર વિશ્વાસ રાખનાર તેમજ ચાતુવર્ણ્યને માનનાર હોવાથી, તેમની નિકટના મિત્રરૂપ આર્યસમાજ છે. આર્યસમાજ હિંદુસમાજના કલ્યાણ અર્થે યથાર્થ કાર્ય કરી શકે એમ છે. હાલમાં તો મહાન હિંદુજાતિમાં એ ઉભય સમાજ પોતાની સંઘશક્તિની બહાર કાર્ય કરે છે, એમાં શંકા નથી; પણ હિંદુધર્મિઓ સ્વતઃ જાગૃત થઇ એમના કાર્યમાં સહાય કરશે, તો ઘણો લાભ થશે એ નિ:શંક છે.

આ ઉપરથી લક્ષ્યમાં આવશે કે, કાર્ય કરનાર થોડા, વિરૂધ્ધ કામ કરનારનું બળ વિશેષ અને સમાજ ઉદાસીન, એવી દશા હોવાથી સ્પર્શાસ્પર્શ અને અંત્યજોદ્ધારનું કાર્ય કેટલું મુશ્કેલ છે, એ સહજ ધ્યાનમાં આવશે. આથીજ એ કાર્ય કરવા માટે ખરા કર્મવીરોની આવશ્યકતા છે.

---

# ભાગ ૧૫ મો.

## ઉપાય-ચિંતનની આવશ્યક્તા.

( ૧ ) અસ્પૃશ્ય મનાયલા એવા પૂર્ણ બહિષ્કૃત લોકોની સંખ્યા જોઇ, એટલે કે તેઓ હિંદુ સમાજનું એક મુખ્ય અંગ છે, એ જોયું. આ મહત્વના અંગ તરફ દુર્લક્ષ્ય કરવું એ પાલવે એમ નથી. ખરેખર ખુલ્લી રીતે જેને પોતાની ઉન્નતિ કરવાનો માર્ગ મળતો નથી, એવા એ અસ્પૃશ્ય મનુષ્યો છે. નવીન સંસ્કૃતિનો પ્રવાહ આ દેશમાં સો વર્ષથી ચાલુ થએલો હોવા છતાં પણ આ જાતિના મનુષ્યો તેના વડે પોતાનો કંઇ પણ લાભ પ્રાપ્ત કરી શકયા નથી. આનું મુખ્ય કારણ તેઓના પરનો સામાજીક બહિષ્કાર એજ છે.

તેઓ બિચારા સાર્વજનિક સંસ્થાઓનો પણ ઉપયોગ કરી શકતા નથી, એ કેટલી શોચનીય સ્થિતિ છે ? અમેરીકામાં જાપાની વિદ્યાર્થીઓને શાળામાં દાખલ કરવાનો પ્રતિબંધ કરતાં અમેરિકન સરકારપર જે તીવ્ર વાક્પ્રહાર કરવામાં આવે છે તેમજ હિંદીઓને ટ્રાન્સવાલમાં ટ્રામમાં બેસવાનો અને રસ્તામાં ચાલવાનો પ્રતિબંધ કરવાથી જેમને અન્યાય થયો એમ લાગે છે, તેમનો સ્વદેશીય તેમજ સ્વધર્મબાંધવ એવા અંત્યજોના સંતાનોને સાર્વજનિક શાળાઓમાં જવાની મનાઇ છે, ઉચ્ચ અધિકારની નોકરી મળવાની શકયતા નથી, પોષ્ટ અને તાર ઓફિસો, સાર્વજનિક દવાખાનાંઓ, વાંચનાલયો, અને સાર્વજનિક સભાઓ, એમાં સમાન પણ બેસવાનો હક્ક નથી, ઉચ્ચ વર્ણનાઓને ઘેર જવાનો પ્રતિબંધ છે, એટલુંજ નહિ પણ હિંદુ જાતિનો કોઇ મનુષ્ય એમનો સ્પર્શ કરે તો તેમને સ્નાન પણ કરવું પડે છે ! આ સર્વ દરરોજ જણાતા પ્રકાર માટે એમને કંઇ પણ લાગતું નથી, એ શું આશ્ચર્ય નથી ? જે પ્રકારનો પ્રારંભ કરવા માટે વિદેશીઓને દૂષણ આપવામાં આવે છે, તેજ પ્રકાર વધુ તીવ્રતાથી અહીં ચાલી રહેલો છે. દક્ષિણ આફ્રિકાના હિંદુઓને જે દુઃખ હમણાં ભોગવવાં પડે છે તેના કરતાં પણ વિશેષ દુઃખ હિંદમાં અંત્યજો ઘણા કાલથી ભોગવે છે. સહૃદય દેશભક્તોએ એનો વિચાર કરવા જેવો નથી !

( ૨ ) જો આપણે એમના ઉધ્ધાર માટે લક્ષ નહિ આપીએ, તો તેઓ સઘળા ખ્રિસ્તીધર્મનો સ્વીકાર કરશે, અને એ માર્ગે તેઓ હિંદુઓની સમાન પંક્તિમાં આવી પહોંચશે. જે ઉન્નતિની લાટ આ દેશપર આવી છે, જે નવીન વિચાર ઉત્પન્ન થયલા છે અને જે નૂતન સંસ્કૃતિ આપણા દેશપર પ્રસરેલી જણાય છે, તે આ વર્ગ પર્યંત પહોંચ્યા શિવાય રહેનાર નથી. આવી સ્થિતિમાં જો ઉચ્ચ વર્ગના લોક તેમની ઉન્નતિ આડે આવતા રહેશે તો તેઓ સ્વતઃજ પોતાની ઉન્નતિ કરવા લાગશે, અને તેમ છતાં તેઓ વરિષ્ટ હિંદુજાતિનો દ્વેષ પણ કરશે. મનુષ્ય સ્વભાવનો એ નિયમજ છે કે, જે પોતાની ઉન્નતિની વચ્ચે આવે છે, તેમને માટે એની મેળેજ મનમાં દ્વેશ ઉત્પન્ન થાય. આ વાતની સાક્ષી ઇતિહાસમાં સારી રીતે દૃષ્ટિગોચર થાય છે. સમૂહ અપમાન કિંવા જાતિ વિશેષને લીધે થતું અપમાન એ વૈયક્તિક અપમાનની અપેક્ષાએ વિશેષ સ્થિર તેમજ વિશેષ તીવ્ર રૂપમાં જણાય છે. આજકાલ કરતાં જેમણે દશવીશ શતકોથી અન્યાય સહન કર્યો છે તેઓ પ્રતે હજી પણ એવો અન્યાય ચાલુ રાખવામાં આવશે તો, તેના પરિણામે આપણા વંશજોને અનેક પ્રકારનાં દુઃખ ભોગવવાં પડશે. આ ભાવી અનર્થ પ્રત્યે લક્ષ આપી ઉચ્ચ જાતિના હિંદુઓએ અંત્યજોની ઉન્નતિમાં વિઘ્નરૂપ ન થતાં, તેમજ ઉદાસીન ન રહેતાં, તેમની ઉન્નતિ સર્વ પ્રકારે કરવા ઉત્સાહ પૂર્વક તત્પર થવું જોઇએ. જો તેમ કરીશું તો એ અંત્યજોપરનો એક મહાન પ્રતિબંધ ઔદાર્યપણે દૂર કરવાનો યશ પ્રાપ્ત થશે અને તેઓ કૃતજ્ઞતાપૂર્વક ભાવી રાષ્ટ્રકાર્યમાં આપણને સહાનુભૂતિ પૂર્વક સહાય કરશે.

( ૩ ) અંત્યજો હાલમાં છે તેજ સ્થિતિમાં રહે, તોપણ તેથી રાષ્ટ્રની હાનીજ થવાનો સંભવ છે. કારણ કે, એક પંચમાંશ હિંદુ અશિક્ષિત, અજ્ઞાની અને અવ્યવહાર્ય રહેવાથી, રાષ્ટ્રના અન્ય મનુષ્યો પર તેનું અનિષ્ટ પરિણામ થયા વિના રહે નહિ. એમને આપણાથી સર્વદા અલગ રાખવા માટે અને અજ્ઞાનતામાં સડવા દેવા માટે, સર્વને અનુદાર થવું પડે છે, અને એવા અનુદાર પાયા પર જે નિયમ રચવામાં આવે, અથવા જે નિયમો છે તે પાળવામાં આવે, તે સર્વ તેવાજ જુલમી અને અન્યાયનાજ હોઇ શકે, તેમજ જે મનુષ્યોને એવી વ્યવસ્થામાં રહેવાની અને જીવવાની ફરજ પડે છે, તેમનાં મન પણ અનુદારજ થઇ જાય છે, અર્થાત ભાવી પ્રજાની

માનસિક અને બૌદ્ધિક શક્તિ નાશ પામી સર્વ સંકુચિત વિચારનાજ થાય. આવું અનિષ્ટ થતાં હિંદી રાષ્ટ્રના ભાગ્યોદયની આશા કેવી રીતે રખાય, કિંવા તેનું નામ સંસ્કૃતિપૂર્ણ રાષ્ટ્રમાં કેવી રીતે ગણાય ? આ અનર્થ થતો અટકાવવા માટે સંકુચિત ભાવનાઓનો નાશ કરી, ઉદાર ધર્મતત્વોનું અવલંબન કરી, સેંકડો વર્ષોથી અજ્ઞાનના કીચડમાં પડેલા અંત્યજોને બહાર કાઢવાના પવિત્ર અને ધાર્મિક કાર્યમાં સર્વેએ યોજાવું જોઇએ.

સ્પર્શાસ્પર્શની રૂઢ વ્યવસ્થા કાયમ રાખવાથી, અને સામાજીક બહિષ્કારનો દુષ્ટ પ્રવાહ વહેતો રહેવા દેવાથી, વૈદિક અને ઔપનિષદિક કાલના પ્રાચીન વૈભવથી પણ હિંદુમાત્રે સદાના દૂર થવું પડશે. પ્રત્યેક હિંદુ સંતાન હો કે અજ્ઞાન તોપણ તે પોતાના પ્રાચીન સમયના ઉચ્ચ વૈભવ માટે આદર અને અભિમાન ધરાવે છે. એ વાત ખરી છે કે, એવું શાબ્દિક અભિમાન રાખવાથી કંઇ લાભ નથી, તથાપિ તે અભિમાન અને દિવ્ય વૈભવની સ્મૃતિથીજ આપણો હિંદુસમાજ પુનઃ ઉઠી ઉભો થશે, અને એનાજ સામર્થ્યથી તે પુનઃ સશક્ત થઇ અનેક મહાન્ કાર્યો કરી આખા જગતમાં પોતાનો વિજયડંકો બજાવશે. તે ઉચ્ચતમ વૈદિકકાલની સ્થિતિ પ્રાપ્ત કરવામાં જ આપણા ગૌરવનું રક્ષણ છે. બંધુઓ ! યાદ રાખજો કે, એ સર્વ અભિમાનનું બલિદાન વર્તમાનની રૂઢિરૂપી રાક્ષસિણીને આપી સર્વેએ પૂર્વેતિહાસહીન થવું એ કદાપિ પણ ઇષ્ટ નથી. ઉપનિષદે ઉપદેશેલાં સમતાનાં તત્વોને ભૂલી ન જતાં તે વ્યવહારમાં આણવાં જોઇએ. આ ઉપદેશ કંઇ ગમે તેવા એક બે મનુષ્યોએ કર્યો નથી, પણ સર્વજનતાના સ્વાસ્થ્યના નિયમ કેવા રચવા, તેનો પૂર્ણ વિચાર કરી, પ્રાચીન દૂરદર્શી પુરૂષોએ તે નિયમ જગતના હિત અર્થે ઉપદેશેલા છે. રૂઢિના સંકુચિત વિચારોનું આવરણ આ તેજસ્વી તત્વોપર પડેલું છે, તે દૂર કરી, તેનું તેજ ચારે દિશાએ ફેલાય એવો પ્રયત્ન કરવો જોઇએ. હાલની રૂઢિમાં રહેવાથી વિશ્વબંધુત્વ, સમાનત્વ, સર્વ ભૂતાત્મ ભાવ સર્વ ભૂતમાત્રનું હિત કરવાની ઉચ્ચ ભાવના, ઇત્યાદિ પ્રાચીન કાળના વેદાન્તશાસ્ત્ર પ્રતિપાદિત સદ્‌ગુણ આપણાથી ઘણે દૂર જતા રહ્યા છે. પ્રકાશ અને અંધકારને જેટલો સંબંધ છે તેટલોજ આ રૂઢિનો અને તે ઉચ્ચ વિચારોનો સંબંધ છે. સામાજીક બહિષ્કારની રૂઢિ એ આ વિચારોથી વિરૂધ્ધ છે. જ્યાં સુધી એ દુષ્ટ રિવાજ સમાજમાં રહેશે, ત્યાં સુધી તે ઉચ્ચગુણો જન્મ પામે

એ સંભવિત નથી. એક વખત જો એ ઉચ્ચગુણો જન્મ પામે તો એ કુવિચાર રહી શકેજ નહિ. જે કાલના વૈભવનું તેજ આખા જગતને તેજસ્વી કરતું, તે શ્રેષ્ટ કાલનો વૈભવ પુનઃ પ્રાપ્ત થાય તે માટે તે સમયનાં સમાનતાનાં તત્વોનું અવલંબન કરી અંત્યજોદ્ધારના કાર્યમાં પ્રવૃત થવાની અત્યારે અત્યંત આવશ્યકતા છે.

( ૪ ) સામાજીક નીતિ અને વ્યક્તિની નીતિ સુધારવા માટે અને ઉદારચરિત થવા માટે સમાનતાના તત્વનું પાલન કરવું જોઇએ. સર્વ સાધુ સંતો અને પ્રાચીન ઋષિઓએ એજ માર્ગ ઉત્તમ છે એવું પોતાના આચરણથી જગતને બતાવી આપ્યું હતું. ઘણા ધર્મપ્રવર્તકોએ અને આચાર્યોએ પણ એ તત્વનો જોરથી પ્રચાર કરેલો છે. પ્રત્યક્ષ વ્યવહારમાં પણ એજ તત્વ આપણને સહાયકારક થાય છે એવું ખાત્રી પૂર્વક જણાય છે. મ્હોટા પુરૂષોની સંમતિ, પ્રત્યક્ષ અનુભવ અને તર્કથી જણાતી પ્રમાણ સિધ્ધતા, એ ત્રણે બાજુથી વિચાર કરતાં હાલની આપણી વિષમતાની સમાજ રચના અને અસ્પૃશ્ય મનુષ્યોની વ્યવસ્થા ઘણીજ હાનિકારક છે, એમ જણાયા વિના રહેશે નહિ. આ સર્વથી વિરૂધ્ધ જવું એ ખરેખર આત્મહત્યા કરવા સમાન છે. આવી આત્મહત્યા આપણા રાષ્ટ્રે ઘણાં સૈકા સુધી કરી. આ મહાન ભૂલ હતી, અને તેનાં ફલ ભોગવવાંજ પડે છે. આ સર્વ પ્રત્યક્ષ જોવા છતાં પણ પુનઃ તેજ અવનતિના માર્ગે જવું, એ કદાપિ પણ શ્રેયસ્કર થશે નહિ.

( ૫ ) ઇજીપ્ત દેશમાં કેટલીક બાબતમાં આપણા જાતિભેદની પધ્ધતિ જેવીજ વિષમતાના તત્વ પર રચાએલી સમાજપદ્ધતિ હતી. જે સમયે તરૂણ ઇજીપ્શીયનોમાં રાષ્ટ્રિયત્વનું નવીન તેજ પ્રકટ્યું, તે સમયે એમનાં અંતઃકરણ ઉદાર થતાં આ પધ્ધતિમાં રહેલો અન્યાય સ્પષ્ટ જણાયો. એમણે વિચાર્યું કે, આ પ્રાચીન પદ્ધતિજ નવીન સ્વરાજ્ય પદ્ધતિને બાધક છે. તરતજ તેઓએ જાતિ વિષયક ઉચ્ચ નીચ ભાવોની હાનિકારક કલ્પનાઓનો ત્યાગ કર્યો, અને સમાનતાની ઉદારપદ્ધતિનો અંગીકાર કર્યો. આ રાષ્ટ્રના ઉન્નતિનો ઇતિહાસ પણ આપણને એજ કલ્યાણના પથે જવાનું સૂચવે છે.

( ૬ ) જાપાનમાં પણ પ્રાચીન સમાજરચના એવીજ વિષમ હતી. સામુરાઇ ( સમ્રાટ કીંવા સમરરાય ) એ નામની ક્ષત્રિય જાતિનેજ ત્યાં જન્મથી શ્રેષ્ટ માનવામાં આવતી. આ શિવાય મનુષ્યોની બે મુખ્ય જાત

હતી. આમાંના એકને વધારે હીન માનવામાં આવતા. આ વર્ગની સ્થિતિ જોકે હિંદુઓના અંત્યજો જેવી નહોતી તોપણ ઉક્ત ક્ષત્રિયોના કરતાં સો-ઘણી હીન થયલી હતી. પરંતુ પશ્ચિમની પ્રજાનો વૈભવ સમાનતાના તત્વોને લાયિજ થયો છે, અને આપણે એ ઉદાર તત્વોનું અનુકરણ કરીશું નહિ, તો અલ્પ સંખ્યાના સામુરાઇ ક્ષત્રિયોનો જગતના ભયંકર જીવન યુદ્ધમાં નિભાવ થઇ શકશે નહિ એ વાત લક્ષ્યમાં આવતાં એમણે એ વિષમતા દૂર કરવાનો ઠરાવ કર્યો. તત્કાલ એમણે વિષમતાની જાળને કાપી નાંખી અને બીજાને પોતાની સમાન ગણી ભેટ્યા. પરમાત્માએ પણ આ ઔદાર્યનું ઉત્કૃષ્ટ ફલ આપ્યું છે, અને આખા જગતમાં એ રાષ્ટ્ર વંદનીય થયું છે.

( ૭ ) વિષમ સ્થિતિમાં રહેલા મનુષ્યોની સાથે એકદમ સમાનતાથી વર્તતાં તેમનામાં એક પ્રકારનો નવીન જુસ્સો ઉત્પન્ન થાય છે. આજ સુધીના સામાજીક અત્યાચારથી ગુપ્ત થયેલા અનેક સામાજીક, રાષ્ટ્રિય અને માનવી સદ્‌ગુણોની એકદમ વિલક્ષણ વૃધ્ધિ થાય છે, અને શારીરિક, માનસિક, બૌધિક, અને આત્મિક ગુણોનો એકદમ વિકાસ થાય છે. હિંદુ અંત્યજોના અંગના અલૌકિક ગુણોની પણ તેમની સાથે ઉદારતાથી વર્તતાં એવીજ વંદનીય સ્થિતિ થશે. પરમાત્માની કૃપા અને સત્પુરૂષોના પુરૂષાર્થથી ઉન્નતિનો એ સૂર્ય જલદી ઉગો.

---

# ભાગ ૧૬ મો.

## બહિષ્કૃતોની ઉન્નતિના માર્ગ.

હવે આપણે તત્વોની ભૂમિકામાંથી નીકળી, કર્તવ્યની ભૂમિકામાં આવ્યા છીએ. મનુષ્યની કસોટી આજ ભૂમિકામાં થાય છે. વિશ્વબંધુત્વની તાત્વિક કલ્પના માનનાર, એવા આપણા સમાજમાં હજારો મનુષ્યો છે. ગીતા અને ઉપનિષદે ઉપદેશેલા સમતાના ઉચ્ચતત્વને માનનારની પણ અહીં ખોટ નથી; પરંતુ એ સર્વ શબ્દ સમુદ્રના ફેન જેવું છે. પવનને લીધે સમુદ્રમાં ખળભળાટ થતાં ચારે તરફ ફેન થઇ, સાગરના નીલ જલમાં એનાં શ્વેત-બિંદુ ચમકી રહે છે; પણ વાયુ શાંત થતાં થોડાજ સમયમાં જેવી ને તેવીજ સ્થિતિ થઇ જાય છે. એજ પ્રમાણે સ્વપક્ષપ્રતિપાદનના સમયે વ્યાખ્યાનકાર સમાનતાનાં તત્વોનો ઉપદેશ કરી શ્રોતાઓને ઉત્તેજિત કરે છે, પણ ઘેર પહોંચતાંજ શ્રોતા અને વ્યાખ્યાતા પૂર્વવત્ વિષમતાની રૂઢિમાં વિહાર કરવા મંડી જાય છે ! આ કેવળ તત્વભૂમિકાની સ્થિતિ છે. એના પછીની સ્થિતિ તેજ કસોટીની છે. ઉત્તમ અને આવશ્યક વિધાનને જ્યાં સુધી આચરણમાં આણવામાં ન આવે ત્યાં સુધી પ્રગતિ દૂરજ રહે છે. અંત્યજોદ્ધારનો વિષય રાષ્ટ્રિય, સામાજીક અને ધાર્મિકદ્રષ્ટિથી ઉપયુક્ત છે. આથી એ દિશામાં યથાશક્તિ પ્રયત્ન કરવો જોઇએ. પ્રત્યેક કર્તવ્યનિષ્ટ મનુષ્ય આ પ્રયત્ન કરશે એવી આશા રાખી અસ્પૃશ્યોની ઉન્નતિ માટે શા શા ઉપાય યોજવા, તેનો વિચાર કરીશું.

અસ્પૃશ્ય મનુષ્યોની ઉન્નતિ માટે બે બાજુથી પ્રયત્ન થવો જોઇએ: એક સર્વ સાધારણ સમાજપર ઉદાર મતના સંસ્કાર પાડવાનો, અને બીજો અંત્યજોપર સંસ્કાર પાડી એમની ઉન્નતિ કરવાનો. પહેલા પ્રકારના પ્રયત્નના અભાવે કેવળ બીજા પ્રકારનો આશ્રય લેવાથી ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય એમ નથી. સામાન્ય જન વર્ગ જો સંકુચિત વિચારનો રહે તો તે વિદ્વાન્ અને શ્રીમાન્ અંત્યજને પણ અસ્પૃશ્ય માને. પચાસ વર્ષ પહેલાં વિદ્વાન્, શ્રીમાન અને રાજચિહ્નાંકિત સાહેબનો સ્પર્શ થાય તોપણ જુના વિચારના

બ્રાહ્મણો સ્નાન કરી નાંખતા! પચાસ વર્ષના સંસ્કારોને લીધે પૂર્વના એ મત પલટાયો છે. એટલુંજ નહિ પણ યુરોપીયન અને હિંદુ વચ્ચે રોટી અને બેટી વ્યવહાર પણ કેટલેક પ્રસંગે થવા લાગ્યો છે. આ વ્યવહાર સાર્વત્રિક નથી તોપણ સામાન્ય વર્ગ એમનો સ્પર્શ પૂર્વવત્ દૂષિત માનતા નથી, આ ઉદાહરણથી સમજાશે કે, જનતા પર સાધારણ સંસ્કારોની કેટલી આવશ્યકતા છે.

પ્રથમ જનતાપર સંસ્કાર પાડવા, કે પછાડી પડેલા વર્ગપર, તે પણ એક પ્રશ્ન છે. અહીં એ લક્ષ્યમાં રાખવું જોઇએ કે, આ વિષયમાં એક વાત પહેલી, અને એક પછી, એવું કંઇ પણ નથી. ઉભય પ્રકારનાં કાર્ય એકજ સમયે કરવાનો આરંભ કરતાં, અને તે પ્રમાણે પુરુષાર્થ કર્યા જતાં, જો વચ્ચે કંઇ વિઘ્ન નહીં આવે તો, કાલાંતરે એમના પરના બહિષ્કારનો નાશ થઇ જશે. તાત્પર્ય કે, સાધ્ય ઉપર લક્ષ્ય રાખી, બંને બાજુએથી સરખો પ્રયત્ન કરવાની અત્યન્ત આવશ્યકતા છે. આપણે વિવેચનની અનુકૂળતા ખાતર પહેલાં પ્રકારનો પ્રથમ વિચાર કરીશું. જનતાપર સંસ્કાર કરવાના જે માર્ગ છે, તેમાંના કેટલાક મુખ્ય માર્ગનો હવે આપણે ઉલ્લેખ કરીએ.

( ૧ ) સાર્વજનિક વ્યાખ્યાન:—સ્પર્શાસ્પર્શ અને બહિષ્કારના વિષયપર સભાઓમાં ચર્ચા, વ્યાખ્યાન, શાસ્ત્રાર્થ વગેરે થવાની આવશ્યકતા છે. સાધકબાધક પ્રમાણોનો અને હાનિ લાભનો ઉહાપોહ સાર્વજનિક હિતની દ્રષ્ટિથી થવો જોઇએ. આવી સભાઓમાં અંત્યજોને પણ આગ્રહથી બોલાવી સભામાં બેસાડવાની વ્યવસ્થા કરવી જોઇએ. કોઇ પ્રસંગે જો તેઓને શ્રોતૃસમુદાયની સાથે બેસવાની સવડ ન મળે તોપણ હરકત નહિ. તેઓ સભામાં આવે અને સભામાં જે હોય તે જુએ અને સાંભળે એટલું પણ ઓછું નથી. તાત્પર્ય કે જેમ બને તેમ બહિષ્કાર કરનાર અને બહિષ્કૃત એમનો સહવાસ વધારે ને વધારે થતો જાય એવો પ્રયત્ન કરવાની આવશ્યકતા છે. કોઇ એમ પણ કહેશે કે કેટલાંક મંદિરોમાં અંત્યજોને બેસવા માટે જુદી સવડ કરેલી છે, છતાં ઘણે કાળે પણ જે લાભ થવો જોઇએ તે થયો નથી, તો સભાઓમાં અંત્યજોને આણવાથી શો લાભ થશે ? આનો ઉત્તર એટલોજ છે કે, દેવળોના કાર્યક્રમમાં પ્રસ્તુત વિષયના પ્રશ્નને કંઇ પણ સ્થાન અપાયું નથી. જો પ્રશ્નજ ઉત્પન્ન થયો નથી, તેનો નિકાલ પણ ન થાય, એ સ્વાભાવિક છે. સભાઓમાં આ પ્રશ્ન પ્રધાનપણે આગળ

લાવવાનો હોવાથી, મંદિરોના સહવાસ જેવો આ સહવાસ નિરૂપયોગી થશે નહિ. અનેક ઉપાયોમાંનો આ પણ એક ઉપાય હોવાથી અન્ય પ્રયત્નોની સહાયથી એનું બળ વધશે.

**( ૨ ) વર્તમાનપત્રો અને પુસ્તકો:**—પ્રસ્તુત વિષય સંબંધે વર્તમાનપત્રોમાં વારંવાર ચર્ચા થવી જોઇએ અને તે પ્રમાણે ન્હાનાં મ્હોટાં પુસ્તકો છાપી તેનો પ્રસાર કરવો જોઇએ. સાર્વજનિક વ્યાખ્યાનો કરતાં આ ઉપાય કેટલીક રીતે ઉતરતો છે અને કેટલીક રીતે વધુ કાર્યસાધક પણ છે. વર્તમાનપત્રો અને પુસ્તકોથી વ્યક્તિશઃ સંસ્કાર થાય છે. એકત્ર જમવાથી જે સંસ્કાર થાય છે, તે સભા શિવાય અન્ય પ્રકારે થાય એમ નથી. તથાપિ વિષયની જાગૃતિ અને મનની તૈયારી, આ પુસ્તક પ્રસારની મદદથીજ થાય છે. આથી આ બાબતમાં દુર્લક્ષ આપવું એ યોગ્ય નથી.

આ કાર્ય કરતાં સમાજમાં વિશેષ ખળભળાટ ન થાય એવી રીતે શાંતિથી વર્તવું જોઇએ. પણ વિચાર, ઉચ્ચાર અને આચાર એ ત્રણ એક માર્ગે વહેતાં હોય તેવા વીર મનુષ્યે તો તેથી પણ વધુ જોરદાર માર્ગ શોધવાની આવશ્યકતા છે. આવા માણસોના આચરણથી સમાજનાં મન ખળભળી ઉઠે છે એ વાત ખરી, પણ તેમ થવાથી કંઇ આત્યંતિક નુકશાન નથી. કંઇ અંશે ક્ષણિક પ્રતિક્રિયા થશે, પણ અન્ય સુસંસ્કારોના યોગથી તે લાંબો વખત ટકશે નહિ.

**( ૩ ) પ્રીતિભોજન કિંવા સહભોજન**—બ્રહ્મસમાજ, પ્રાર્થના સમાજ અને આર્યસમાજ એ સંસ્થાઓના સભાસદોમાં જાતિભેદ પ્રતિ લક્ષ ન આપતાં પ્રીતિ ભોજનો કિંવા સહભોજનો થાય છે. આવું એકાદ પ્રીતિ ભોજન થતાં તે પર ભવતિ ન ભવતિ થાય છે. કોઇ અનુકૂલ બોલે છે, તો કોઇ પ્રતિકૂળ બોલે છે. આવી ચર્ચા થવાથી પણ એકેક સંસ્કાર સમાજ પર દૃઢ થતો જાય છે.

**( ૪ ) સંમેલન**—સ્પર્શાસ્પર્શ ભેદ બાજુએ મૂકી ઉકત સમાજોમાં જે સંમેલન થાય છે અને સમાજો તરફથી જે સાર્વજનિક સંમેલનો કરવામાં આવે છે, તેના યોગથી પણ જનતા પર ઇષ્ટ સંસ્કાર પડે છે. આથી એવાં સંમેલન કરવાની જરૂર છે.

( ૫ ) **પરિચારકઃ**—ઘર કામ માટે નોકર ચાકર રાખવાની જરૂર પડતાં સમાન યોગ્યતાના, ઉચ્ચ અને કનિષ્ટ જાતિના નોકર મળતા હોય તો કનિષ્ટ જાતિના માણસને પ્રથમ રાખવાનો નિયમ કરવો જોઇએ.

( ૬ ) **કન્યાવ્યવહારઃ**—જો કનિષ્ટ જાતિનો યુવક ગુણસંપન્ન હોય, તો જાતિનો બાધ ન ગણતાં તેની સાથે બેટીવ્યવહાર કરવાને ઉચ્ચ વર્ણનાઓએ પાછા પડવું જોઇએ નહિ. કનિષ્ટ જાતિયો સાથે લગ્ન વ્યવહાર કરવાની પ્રાચીન આર્યોની રૂઢિ પુનઃ શરૂ કરવી જોઇએ. ઉચ્ચ વર્ણનાઓને નીચ જાતિની સ્ત્રી કરવાનો અધિકાર શાસ્ત્રોએ આપેલો છે. એ અધિકારનોજ જો અમલ કરવામાં આવે તોપણ ઘણી પ્રગતિ થાય એમ છે. તે પછી ઉચ્ચ જાતિની કન્યા નીચ કુલોત્પન્ન પણ ગુણકર્મથી શ્રેષ્ટ એવા પુરૂષને આપી શકાય કે નહિ એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. ચાતુર્વર્ણ્ય ગુણકર્મ પ્રમાણે માનવાથી જાતિવિશિષ્ટ ઉચ્ચનીચતાનો લોપ થાય છે. આથી ગુણ કર્મ પ્રમાણે ઉચ્ચનિચતા સ્વીકારી જાતિકલ્પના વિરહિત પ્રાચીન ધર્માનુકૂલ કન્યાવ્યવહાર કરવામાં પ્રતિબંધ નથી. જાતિ સામ્ય કરતાં ગુણ સાધર્મ્ય પ્રતિ વધુ દૃષ્ટિ રાખવી જોઇએ.

આટલું લોકોએ કરવાનું કાર્ય છે. આ સંબંધમાં સરકારે પણ ઘણું કરવાનું છે. તે કર્તવ્ય નીચે પ્રમાણેઃ—

( ૭ ) **સરકારી નોકરી**—જાતિનો સંબંધ ન માનતાં યોગ્યતાનુસાર સર્વને નોકરી આપવી જોઇએ. અંત્યજોના સંબંધમાં સરકારનું ધોરણ ઠીક નથી. કેટલોક સમય બહિષ્કૃતોને પલટણોમાં લેવામાં આવતા તે હાલમાં બંધ કરેલું છે ! ધર્મ કિંવા જાતિભેદના વિષયમાં સરકારે ઉદાસીન રહી યોગ્યતા પ્રમાણે નોકરી આપવાનું ઠરાવેલું ધોરણજ ઠીક છે. આમાં જાતિભેદપરત્વે ભેદભાવ કરવાની જરૂર નહોતી. સરકાર જેમ દ્વિજોના સંરક્ષક છે તેમ અંત્યજોના પણ છે. આથી અંત્યજોને યોગ્યતા પ્રમાણે નોકરી આપવામાં આવે તે માટે પ્રાગતિક મનુષ્યોએ સરકારને સલાહ આપવી જોઇએ. સંસ્થાનિકો પણ આ વાત તરફ દુર્લક્ષ્ય કરે એ ચાલી શકે એમ નથી. હિંદુસ્થાનનો ઘણો ભાગ એમના તાબામાં છે. આથી ત્યાંના અંત્યજોની સ્થિતિ સુધારવાની સઘળી જવાબદારી તેમના ઉપર છે. કશું નહિ તો અશિક્ષિત મનુષ્યોને મજાની સિપાઇગીરીની નોકરી

આપવામાં દરકાર નજ થવી જોઇએ. કોઈ પણ સરકાર આવો જાતિવિશિષ્ટ દ્વેષભાવ રાખે એ ઇષ્ટ નથી. આથી એ દિશામાં કાર્ય કરવાની આવશ્યકતા છે.

( ૮ ) **સરકારી કચેરી**—સરકારી કચેરી સર્વ માટે ખુલ્લી હોવી જોઇએ. અંગ્રેજી કોર્ટ હોય કે સ્થાનિક કોર્ટ હોય; ત્યાં સર્વને સરખા હક્ક હોવા જોઇએ. પણ શોકની વાત છે કે, ન્યાયની કોર્ટોમાં, પોલીસ થાણામાં અને બીજી કચેરીઓમાં અંત્યજોને અન્ય લોકોની સાથે બેસવાનો ઘણે ભાગે અધિકાર આપવામાં આવતો નથી ! સરકાર કર વસુલ કરતી વખતે ધર્મ કે જાતિભેદ રાખતી નથી, પણ તે પૈસા પર ચાલતી સંસ્થાઓમાં પક્ષપાત કેમ રાખવામાં આવે છે ? આમાં બહુધા દોષ જુના વિચારના ઉચ્ચ વર્ણના અધિકારીઓનોજ હોય છે. માટે તેવાઓની એ ભેદદ્રષ્ટિ સરકારના લક્ષ્યપર લાવવાની જરૂર છે.

( ૯ ) **સાર્વજનિક સંસ્થા**—સરકારી દવાખાનાં, સરકારી શાળા, પોષ્ટ, તાર ઓફીસો ઇત્યાદિ સાર્વજનિક સંસ્થાઓમાં પણ અંત્યજો પ્રત્યે સમાનતાથી વર્તવામાં આવતું નથી. આથી તેઓને ઘણી દરકતો વેઠવી પડે છે. આ યોગ્ય નથી. સાર્વજનિક પૈસાથી ચાલતી સર્વ સંસ્થાઓમાં સર્વને સરખી જ સવડ મળવી જોઇએ.

( ૧૦ ) **મ્યુનિસિપાલીટી**—મ્યુનિસિપાલીટીની સંસ્થાઓમાં પણ અંત્યજો પ્રત્યે અન્યાય કરવામાં આવે છે. સરકારની ભૂલનું અનુકરણ આ સંસ્થાઓએ કરેલું છે, પણ તે અયોગ્યજ છે. મુનિસિપાલીટી સરખી બહુમતથી ચાલનારી સંસ્થાઓમાં જ્યાં સુધી ઉદાર વિચારના પુરૂષોના બહુમત થાય નહીં ત્યાં સુધી એવી સુધારણા થઇ શકે એમ નથી. આ માટે એક પ્રયત્ન કરવાની અગત્ય છે.

સુભાગ્યે આગગાડીમાં એવો પક્ષપાત દર્શાવવામાં આવતો નથી. આ પ્રકારે સરકારી અને મ્યુનિસિપલ સંસ્થાઓએ જાતિવિશિષ્ટ પક્ષપાતનો નાશ કરવો જોઇએ.

( ૧૧ ) **કાયદાની સહાય**—કેટલીક બાબતમાં સરકારે કાયદા કરીને પણ આ બાબતમાં લોકોને સહાય આપવી જોઇએ. આ કર્તવ્ય ના. બ્રિટિશ સરકારનું તેમજ સંસ્થાનિકોનું પણ છે.

ઞ વિવાહનો કાયદો–સર્વાર્થિય વિવાહ પ્રમાણેજ અનુલોમ અને પ્રતિલોમ ( જુદી જુદી જાતિયો વચ્ચે થયેલા ) વિવાહ કાયદેસર સમજવા જોઇએ. વારસાના હક્ક વગેરે સંબંધમાં જે ભાંજગડો થવાના સંભવ હોય છે તે આ રીતે દૂર કરવા જોઇએ.

ટ સાર્વજનિક સ્થળોમાં જાતિહીન તત્વને લીધે કોઇ ( અંત્યજાદિક ) કોઇને પ્રતિબંધ કરે, તો તેનાપર કાયદેસર ઉપાયથી તે હીન જાતિનાની ફરીયાદ સાંભળી ન્યાય આપવો.

આ પ્રમાણે સમાજપર સંસ્કાર પાડવાના ઉપાય વર્ણવ્યા. આમાં પ્રથમ સ્વાવલંબનના ઉપાય ગ્રહણ કરવા જોઇએ. કાર્ય શાંતિથી અને મિત્રાશથી–કાયદાનો આશ્રય લીધા વિના કરવું જોઇએ. આથી ઘણોજ લાભ થશે. હવે આપણે અંત્યજો પર સંસ્કાર પાડવાના માર્ગ વિચારીએ:-

( ૧૨ ) શિક્ષણ:—અંત્યજો માટે ગામેગામ શાળાઓ કાઢવી જોઇએ. આ શાળાદ્વારા બાલક અને બાલિકાઓને કેળવણી આપવી જોઇએ. મ્હોટા મનુષ્યો માટે કેટલીક રાત્રીશાળાઓ પણ કાઢવાની જરૂર છે. મ્હોટી વયનાને કેવળ લેખન વાચન જેટલું જ્ઞાન અપાય તોપણ ચાલી શકે. જ્ઞાનવલ્લી એ અમૃતવલ્લી છે. તેનું અલ્પ સેવન કરવામાં આવે તોપણ લાભ થયા વિના રહેતો નથી. આથી અંત્યજોના ઉદ્ધાર માટે એમને વિદ્યાદાન આપવાની અત્યંત જરૂર છે. તેઓ કેળવણી લેશે તો એક બીજો પણ લાભ છે, તે એ કે, અંત્યજોમાં અજ્ઞાનને લીધે મદ્યપાનનું વ્યસન વધી ગયું છે તે પણ જ્ઞાનના પ્રકાશથી ઓછું થશે. વળી મ્હોટા મનુષ્યોના મદ્યપાનનો સમય સાયંકાળનો હોય છે, તેજ વખતે રાત્રીશાળા હોવાથી તેમને મદ્યપાનનો સમય મળી શકશે નહિ. બનતા સુધી આવી રાત્રીશાળાઓ એમના મહેલ્લામાંજ રાખવી જોઇએ અને તેમને ધર્મામૃતનું પણ પાન કરાવવું જોઇએ. કેટલીક જગાએ અંત્યજ શાળાઓ માટે હિંદુ શિક્ષક નહિ મળવાથી મુસલમાનોને રાખવા પડે છે, તે હિંદુઓને ઘણું શરમાવા જેવું છે. હિંદુ ધર્મ એવો તો નથીજ કે, જે પોતાના જાતિબાંધવોને, દેશબંધુઓને, ધર્મબાંધવોને શિક્ષણ આપવાની પણ આડે આવે. વૈદિક ધર્મમાં સર્વને શુધ્ધ કરવાનું અને પવિત્ર બનાવવાનું તેજ છે. આથી સ્વધર્મોન્નતિની આ પવિત્ર સંધિ જવા દેવી એ પાપ છે. અત્યારે તો ઘણી અંત્યજ

શાળાઓ મિશનરીઓથી ચાલે છે અને મિશનમાં અંત્યજોને શિખવવા હિંદુ શિક્ષકો જાય છે, એ સંતોષકારક છે. પણ હિંદુઓએજ પોતાના ધર્મબંધુઓના કલ્યાણ માટે શાળાઓ કાઢી જાતે શિક્ષણ આપવા તત્પર થવું જોઇએ. ખરી રીતે તો સરકારી શાળાઓમાં પણ અંત્યજોનાં બાળકોને દાખલ કરવાં જોઇએ. આ શાળાઓમાં તેમને દાખલ કરવામાં આવતા નથી એ એક અન્યાયજ છે; અને તે અન્યાય દૂર કરવા માટે પ્રયત્ન કરવાની અત્યન્ત જરૂર છે.

( ૧૩ ) પુસ્તકમાલા:—અંત્યજોને અક્ષરજ્ઞાન મળે તે પછી તેમને માટે ખાસ તૈયાર કરવામાં આવેલાં પુસ્તકોનો તેમનામાં પ્રસાર કરવો જોઇએ. આ પુસ્તકો અલ્પમૂલ્ય અથવા વિના મૂલ્યનાં હોવાં જોઇએ. પુસ્તકોમાં એ લોકોની ઉન્નતિનાજ વિષય આવે. અંત્યજ કુળોમાં જે મ્હોટા મ્હોટા સાધુ સંત થએલા છે, અને જેમણે આજ સુધીમાં અંત્યજોના ભલા માટે પ્રયત્ન કરેલા છે, તે તે સત્પુરૂષોનાં ચરિત્રો, ધર્મબોધ, ધર્મ વિષયક વાતો, ઇત્યાદિ પ્રકારના વિષયથી યુક્ત એ પુસ્તકો હોવાં જોઇએ. ભાષા પણ ઘણીજ સરળ અને સાદી હોય, અને પુસ્તક વાંચતાં નાગરિક તરીકેનાં પોતાનાં શાં કર્તવ્ય છે તે તેમને સમજાય, એવા પ્રકારની લેખનપદ્ધતિ હોવી જોઇએ.

( ૧૪ ) ધર્મોપદેશક—અંત્યજાદિ બહિષ્કૃત જાતિમાં ધર્મોપદેશ કરવા માટે કેટલાક ધર્મોપદેશકની યોજના કરવી જોઇએ. અઠવાડીઆમાં એક અથવા બે દિવસ તેઓના મહોલ્લામાં જઇ, સર્વને એકત્ર કરી એમનાં ધાર્મિક કર્તવ્ય શાં શાં છે તે તેઓ જાણે, એવા જુદા જુદા વિષય પર ઉપદેશ કરવો જોઇએ. જો બની શકે તો આ સાપ્તાહિક સભાઓની સર્વ વ્યવસ્થા તેઓમાંના સુશિક્ષિત અંત્યજો પાસેજ કરાવવી.

( ૧૫ ) સ્વચ્છતા—આખા ગામ કરતાં અંત્યજોના મહોલ્લા અત્યંત મલીન અને દુર્ગંધયુક્ત હોય છે તેમજ તેમની રહેણી પણ તેવીજ મલીન હોય છે. આવા પ્રકારની રહેણીથી તેઓ રોગગ્રસ્ત પણ વિશેષ થાય છે. અન્ય સર્વ જાતિયો કરતાં તેઓનું આરોગ્ય ઓછું હોય છે. સને ૧૯૦૧ ના વસ્તીપત્રક પરથી આપેલા નીચેના આંકડાથી આ વાતની ખાત્રી થશે:—

## મુંબઈ ઇલાકો.

| જાતિ. | એકંદર તપાસેલા લોકોની સંખ્યા. | તપાસેલા માણસોમાંથી મહારોગી જણાયલાઓની સંખ્યા. |
|---|---|---|
| (૧) બ્રાહ્મણ | ૧,૦૦,૦૦૦ | ૬ |
| (૨) યુરોપિયન | ,, | ૩૧ |
| (૩) મહાર, ઢેડ | ,, | ૮૮ |
| (૪) મરાઠા (ક્ષત્રિય) | ,, | ૭૭ |
| | વરાડ. | |
| (૫) ધનગર | ૧૭,૭૧૬ | ૨૩ |
| (૬) કુણબી | ૧,૮૭,૨૦૩ | ૨૫૯ |
| (૭) મહાર | ૯૬,૩૮૧ | ૮૬ |
| (૮) પઠાણ | ૧૨,૭૭૦ | ૧૧ |
| | મધ્યપ્રાંત. | |
| (૯) ભિલ | ૨૩,૧૧૦ | ૬ |
| (૧૦) બ્રાહ્મણ | ૩,૯૧,૫૧૯ | ૮૪ |
| (૧૧) ચમાર | ૩૫,૨૬૨ | ૩૮૬ |
| (૧૨) તેલી | ૭,૧૨,૧૭૦ | ૫૭૦ |
| | મદ્રાસ ઇલાકો. | |
| (૧૩) બ્રાહ્મણ | ૧૧,૯૮,૯૧૧ | ૩૯૫ |
| (૧૪) યુરેશિયન | ૨૬,૨૧૦ | ૨૭ |
| (૧૫) હોલિયા ( મહાર ) | ૧,૪૭,૯૮૭ | ૧૨૮ |
| (૧૬) કામાટી | ૪,૨૮,૧૮૮ | ૧૩૯ |

આ આંકડા પરથી જણાશે કે એમના આરોગ્યની સ્થિતિ સારી નથી. આથી તેમને સ્વચ્છ રહેવાની શીખામણ મળે; ઘર, કપડાંલત્તાં અને આહાર વિહારમાં સુધારો કરવાનો ઉત્સાહ ફેલાય તે માટે પ્રયત્ન કરવાની આવશ્યકતા છે. તેઓની આ સ્વચ્છતાને લીધેજ એમના પરનો બહિષ્કાર વધુ તીવ્ર થયો છે. તેઓ જેમ સ્વચ્છ થતા જશે તેમ એ તીવ્રતા ઓછી

થતી જશે. સ્વચ્છતાના નિયમ પાળવા લાગતાં કંઈક અંશે દ્રવ્યની જરૂર પડે છે. એ વાત ખરી, તથાપિ એકલી સ્વચ્છતા પૂર્ણ દારિદ્રયાવસ્થામાં પણ રાખી શકાય છે. તેઓને આરોગ્યશાસ્ત્રના નિયમ સમજાવી તે નિયમો પ્રમાણે વર્તતાં પણ શીખવવું જોઈએ આ રસ્તે ટેવાતાં તેઓ મૂળની મલીન રહેણીથી કંટાળશે અને ચોખ્ખા રહેવા માટે પ્રયત્ન કરશે.

( ૧૬ ) ઉદ્યોગ ધંધાનું નવીન વલણ—ગરીબાઈને લીધે અને અનેક શતકોની અજ્ઞાનાવસ્થાને લીધે એમના ઉદ્યોગ ધંધાની દશા કયારનીએ નિકૃષ્ટ થએલી છે. આ ધંધામાં સુધારણા કરવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. ચામડાંના, બાંગુના અને નેતરના ઉદ્યોગધંધા ઘણા ફાયદાકારક છે. પણ દારિદ્રય અને અજ્ઞાનતાને લીધે તેઓ એમાંથી લાભ પ્રાપ્ત કરી શકતા નથી. આ શિવાયના અન્ય ઉદ્યોગધંધા કરવાની તેમને હાલમાં છુટ ન હોય, તો તે પ્રતિબંધ કાઢી નાંખવો જોઈએ. મુખ્યત્વે કરીને એમના વંશપરંપરાના ધંધાની સુધારણા કરવાના કાર્યમાં સર્વ પ્રકારે સહાય કરવાની અત્યંત આવશ્યકતા છે.

( ૧૭ ) ઉચ્ચ શિક્ષણની સવડ.—આ પ્રમાણે સુધારણાઓના કાર્યમાં સહાય કરતાં અંત્યજોમાં ચંચળ અને બુદ્ધિમાન્ હોય એવા વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ મળી શકે તે માટે વ્યવસ્થા કરવી જોઈએ. આ વ્યવસ્થા મ્હોટા પ્રમાણમાં કરવાની આવશ્યકતા અને શકયતા ન હોય, તોપણ અલ્પ પ્રમાણમાં બને તેટલી વ્યવસ્થા કરવાની અત્યંત જરૂર છે. વિશ્વવિદ્યાલયમાં જઇ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી ઉતીર્ણ થાય ત્યાં સુધી અંત્યજોના બુદ્ધિમાન પુત્રોને માસિક શિષ્ય વૃત્તિ મળે એવી વ્યવસ્થા થવી જોઇએ. આ સહાય વડે પદવી સંપાદન કરેલા અંત્યજ યુવકો સ્વજાતિના ઉદ્ધાર અર્થે પ્રયત્ન કરશે અને તેથી સુધારકોનું કાર્ય સુલભ થશે.

અંત્યજોને પ્રાથમિક કે ઉચ્ચ શિક્ષણ આપવા માટે પ્રથમ તો કોઇ પણ રીતે સખ્તાઇથી વર્તવું જોઇએ નહિ. તેઓને સમજાવી તેમનાં મનરાજી પ્રેમપૂર્વક વિદ્યાદાન આપવું જોઇએ. મફત પુસ્તકો, લેખન સાહિત્ય, માસિક શિષ્યવૃત્તિ વગેરે પ્રકારના સૌમ્ય ઉપાયોથી તેઓનાં મન વળતાં એમની સાધારણ શિક્ષણ તરફ પ્રવૃત્તિ થશે, એટલે પ્રાથમિક શિક્ષણ ફરજ્યાત કરવું હોય તોપણ હરકત આવશે નહિ.

સર્વ કુસંસ્કારોપર સુશિક્ષણ એ રામબાણ ઉપાય છે. આપણી રૂઢિમાં ઉછરેલા લોકોમાં જેમ જેમ શિક્ષણનો પ્રસાર થતો જશે અને જેમ જેમ ઉદાર ભાવના વધતી જશે, તેમ તેમ આ જાતિ વિશિષ્ટ બહિષ્કારનો નિંદ્ય પ્રકાર પણ અદ્રશ્ય થતો જશે. સર્વ સાધારણ જનતાને ફરજ્યાત પ્રાથમિક શિક્ષણ આપવાનો સમય હવે આવી લાગ્યો છે. ના. ગાયકવાડે તેનો આરંભ પણ કર્યો છે, આ પ્રકારે સર્વ મનુષ્યો ભણશે, એટલે ગ્રંથપ્રસારના યોગથી ઉદાર વિચારો ફેલાશે, અને તે પછી હાલની પેઠે અસ્પૃશ્યત્વની અડચણ મૂળથીજ નાશ પામશે. પણ આ સમય આવે ત્યાં સુધી એ માર્ગે કાર્ય કરનાર ઉદાર ધર્મવીરોની જરૂર છે. આવા ધાર્મિક પુરૂષો આપણા સમાજમાં પેદા કરે અને તેઓ દ્વારા સ્વધર્મ બાંધવોના ઉદ્ધારનું પવિત્ર કાર્ય ઉત્સાહથી કરાવે એવી પરમેશ્વર પાસે પ્રાર્થના છે.

---

# ભાગ ૧૭ મો.

## ઉપસંહાર.

( ૧ ) સ્પર્શાસ્પર્શનો ભેદોત્પાદક પ્રકાર યોગ નિયમોને લીધે ઉત્પન્ન થએલો હતો, પણ હવે તે નિયમો પર ચાલવાનું કારણ રહેલું નથી. હવે યોગનો એવો સાર્વત્રિક પ્રસાર નથી અને તેવો થાય એ શકય પણ નથી. જે વ્યક્તિને યોગ કરવાની જરૂર લાગે, તેણે પોતાના પુરતી અલગ વ્યવસ્થા કરવી. એજ કારણને લીધે સમાજને દુર્બલ કરનારી રૂઢિ ચાલતી રાખવી એ હાનિકારક છે.

જેતૃત્વના અહંકારને લીધે આર્યોએ અનાર્યોનો બહિષ્કાર કર્યો હતો, અને તે અંનતકાલપર્યંત તેવોજ અબાધિત ચાલુ રાખવો એ ઇષ્ટ નથી; કારણ કે હવે આર્યોનું જેતૃત્વ નષ્ટ થયું છે. હવે આર્ય અને અનાર્ય એકજ જેતાના અધિકારમાં છે. જે કાર્ય, જેતૃત્વનું તેજ ચમકતુ હતું તે સમયે શરૂ થએલું, તે તેજ અન્ય શક્તિના લલાટમાં ચમકતું થયા પછી પણ તે કાર્ય તેવુંજ ચાલુ રાખવું ઠીક નથી. એ દિવસો ચાલ્યા ગયા છે, તે અભિમાનનાં કારણ પણ ગયાં અને તે તેજસ્વિતા પણ ગઇ ! હવે નવીન પ્રકારના બલથી ભવિષ્યકાલમાં કાર્ય કરવાની આવશ્યકતા છે. આવી સ્થિતિમાં સર્વેએ સમાનતાનો વ્યવહાર કરવો એજ શ્રેયસ્કર છે.

વ્યાપારી સંઘોને લીધે જાતિ વિશિષ્ટ બહિષ્કારને બલ મળ્યું હતું એ વાત ખરી; પણ આજ વ્યાપાર આપણા હાથમાંથી ગયો છે, ખુલ્લા ઉદ્યોગ ધંધાનો નાશ થયો છે, કારીગરીનો લોપ થયો છે, હવે વંશપરંપરાની યોગ્યતાનાં ચાલુ તેટલાં શ્રાધ્ધ કરો; તોપણ વર્તમાનના જીવનકલહમાં પ્રાચીન વિભિન્ન રહેણીની પદ્ધતિથી નિભાવ થવાનો જરા પણ સંભવ નથી. આવી સ્થિતિમાં પ્રત્યેક મનુષ્યે સમાજની સુસ્થિતિ અર્થે દ્રઢીકરણનાં ઉચ્ચ કાર્યો પાછળ જાતિવિશિષ્ટ ભેદ ભાવનાનું આનંદથી બલીદાન આપવું જોઇએ; અને સમતાની ધર્મભાવનાઓનો અંગીકાર કરવો જોઇએ.

અંત્યજોએ અમે હીન છીએ, અને તેવાજ રહીશું, એ ભાવ મનમાં ન આણતાં, વૈષ્ણવ ધર્મ પ્રતિપાદક પરમહંસ પરિવ્રાજકાચાર્યશ્રી રામાનુજાચાર્યે આઠસો વર્ષ પહેલાં અંત્યજોને " તિરૂકુલતાર " ( ઉચ્ચ કુલોત્પન્ન ) એવું નામ આપ્યું હતું એ ધ્યાનમાં રાખી, અમે ઉચ્ચ કુલોત્પન્ન છીએ, મ્હોટા થવાની યોગ્યતા અમે પુનઃ પ્રાપ્ત કરીશું, પ્રયત્ને કરી અમે અમારી ઉન્નતિ કરીશું, એવી મહત્વાકાંક્ષા રાખવી જોઇએ. મિરાસી ( હકદાર ), નાક ( નાયક ) એવાં જે અંત્યજોમાં નામ છે, તે તેમના પૂર્વના અધિકારજ સૂચવે છે. આથી એમણે આગળ પાછળ દુર્લક્ષ આપવું જોઇએ નહિ. ઇચ્છા હશે તેનેજ ઉન્નતિનો માર્ગ પ્રાપ્ત થશે, એ સદા યાદ રાખવું. આજ સુધી જગતમાં ઉત્પન્ન થએલા સર્વ સાધુસંત, હીન વર્ગ પ્રત્યે સહાનુભૂતિ રાખતા આવ્યા છે, અને તેમના નૈસર્ગિક અધિકાર પ્રત્યે દુર્લક્ષ કરનાર એમાંના કોઇપણ નહોતા. પોતાના પક્ષનું આવું સામર્થ્ય ધ્યાનમાં રાખી એમણે ધૈર્ય અને શ્રદ્ધાથી પોતાના પગ આગળ મૂકવાનો પ્રયત્ન કરવો જોઇએ.

શ્રીકૃષ્ણ જેવા યોગેશ્વર ગુણ કર્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા માનવાને તૈયાર છે, બુદ્ધભગવાન જેવા મહાત્મા સર્વને સમાન ગણે છે, શ્રીરામાનુજ જેવા આચાર્ય અંત્યજોને પણ ઉચ્ચ કહેવાને તૈયાર છે, અને ભાગવત તેમજ વૈષ્ણવ ધર્મના સર્વ લોક એજ કાર્ય અર્થે અવતીર્ણ થઇ યોગ્ય દિશામાં કામ કરી ગયા છે. એવા સત્ પુરૂષોની ઇચ્છાશક્તિની સહાય આ કાર્યમાં હોવાથી એ દિશામાં કાર્ય કરનારાઓએ, અને જેમના હિતાર્થે કાર્ય કરવાનું છે તેમણે, હતાશ કિંવા ઉત્સાહહીન થવાનું કંઇ પણ કારણ નથી. એટલુંજ નહિ પણ એ સત પુરૂષોના બતાવેલા પવિત્ર માર્ગે ગમન કરવાને રૂઢિનાં બંધનોને તોડી નાંખી કટિબધ્ધ થવું જોઇએ, એ મહાત્માઓનું યોગ્ય સ્મારક તે આજ છે. આવાં ઉચ્ચ કાર્યો કરનાર કર્મવીરોને એમની ઇચ્છાશક્તિની વિલક્ષણ સહાય મળ્યા વિના રહેજ નહિ.

( ૩ ) કોઇ પણ સુધારણા ધીમે ધીમે કરવી, કે એકદમ કરવી, એ પ્રશ્ન વારંવાર આવી ઉભો રહે છે. આનો સાધારણ વિચાર તો આપણે પૂર્વે કરી ગયા છીએ. પણ અહીં માત્ર એટલુંજ કહેવાનું છે કે, એકંદર જનતાના ત્રિવિધ જનોને એકજ નિયમથી બાંધી શકાય નહિ. વ્યક્તિસ્વાતંત્ર્ય તરફજ મનુષ્યોની પ્રવૃત્તિ થતી હોવાથી તે પ્રત્યાત્પર નિયમન નાખવું એ અશક્ય છે. મનુષ્ય સમાજમાં ( ૪ ) ઉતાવળા, ( ૫ ) શાંત વૃત્તિના અને

( क ) ઉદાસીન એવા ત્રણ પ્રકારના લોકો હોય છે. ઉતાવળા મનુષ્યો જે મનમાં આવે તે તત્ક્ષણેજ બોલી નાંખે છે અને તેવાંજ કાર્ય કરવા મંડી પડે છે; શાંતવૃત્તિવાળા સારાસારનો વિચાર કરી ધીમે ધીમે પોતાનો માર્ગ કાપે છે; અને ઉદાસીન મનુષ્યો એની મેળે બનતા બનાવોની વાટ જોઇ રહે છે. આ ત્રણ પ્રકૃતિ મૂળથીજ ભિન્ન હોવાથી એ ત્રણેના માર્ગ પણ ભિન્નજ છે. પહેલા બંને પ્રકારના મનુષ્યોની સુધારણાના કાર્યમાં આવશ્યકતા છે. ધીમે ધીમે કરો કે એકદમ કરો પણ ઇષ્ટ સુધારણા થવી જોઇએ, એ ધ્યેય મનમાં રાખી કર્તવ્ય કર્યા જવું એજ શ્રેષ્ટ છે. **પહેલી મનોવૃત્તિમાં પ્રમાદ થવાનો સંભવ છે, માટે સર્વ સાધારણ' જનતામાં કામ કરવામાં ઉત્તમ એવી બીજી મનોવૃત્તિ છે.** ઉદાસીનોની ઉદાસી દુર કરવાનો પ્રયત્ન કરી તેમને પણ ધોરણમાં આણવા જોઇએ. કાર્ય મહાન, દીર્ઘ સમયનું, પુનઃ પુનઃ વિઘ્નો નડી નિરાશા ઉત્પન્ન કરે એવું છે, એમાં શંકા નથી, પણ મહાન ભગવદ્ભક્ત સાધુસંતોએ જે માર્ગને પોતાના ચરણરજથી પવિત્ર કર્યો છે, તે શિવાય અન્ય માનનીય માર્ગ કયો હોય શકે ? આ માર્ગે ગમન કરવાની સદ્બુદ્ધિ પરમેશ્વર હિંદુધર્મિયોને આપો. તાત્પર્ય કે, ભેદાભેદ માનવાનો રિવાજ ભ્રમાત્મક છે તે લક્ષમાં રાખી અને નીચેનાં શાસ્ત્રવચનોનું મનન કરી સુજ્ઞ બંધુઓ સમાજ હિતાર્થ પ્રવૃત થશે એવી હું આશા રાખું છું.

एक एव पुरा वेदः प्रणवः सर्ववाङ्मयः ।
देवो नारायणो नान्यः एकोऽग्निर्वर्णं एव च ॥ ४ ॥

—श्रीमद्भागवत स्कं. ९ । १४ ॥

" પૂર્વે એક વેદ, સર્વ વાઙ્મયવ્યાપક પ્રણવ ( ઓંકાર ), એકજ અદ્વિતીય નારાયણ દેવ, એક અગ્નિ અને એકજ વર્ણ હતાં. "

एकवर्णमिदं पूर्वं विश्वमासीद् युधिष्ठिर ।
कर्मक्रियाविभेदेन चातुर्वर्ण्यं प्रतिष्ठितम् ॥
सर्वे वै योनिजा मर्त्याः सर्वे मूत्रपुरीषजाः ।
एकेन्द्रियेन्द्रियार्थाश्च तस्मात् शीलगुणैर्द्विजः ॥

शूद्रोऽपि शीलसंपन्नो गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोऽपि क्रियाहीनः शूद्रात् प्रत्यवरो भवेत् ॥

—महाभारत वनपर्व अ० १८०.

"હે યુધિષ્ઠિર ! આ જગતમાં–આ પૃથ્વીપર–પૂર્વે એકજ વર્ણ હતી. તે પછી ગુણ અને કર્મના વિભાગને લીધે તે ચાતુર્વર્ણ્ય પ્રસ્થાપિત થયા. સર્વ માણસો યોનિથીજ ઉત્પન્ન થયાં છે, અને સર્વ જન મૂત્રપુરીષના સ્થાનમાંથીજ થએલાં છે, સર્વની ઇન્દ્રિયવાસના સમાનજ છે. (આમ હોવાથી જન્મથી ઉચ્ચ નીચ ભેદ માનવા એ ઠીક નથી.) આથી શીલ પ્રાધાન્યથીજ દ્વિજ, (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) થવાય છે. જો શૂદ્ર શીલસંપન્ન હોય તો તેજ ગુણવાન બ્રાહ્મણ છે એમ કહેવું, અને બ્રાહ્મણ જો ક્રિયાહીન થાય, તો તેજ શૂદ્ર કરતાં પણ હીન છે.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥

—भ० गीता. ४।१३.

"મ્હેં ગુણ કર્મ વિભાગથી ચાતુર્વર્ણ્ય ઉત્પન્ન કરી."

समानी प्रपा सह वो अन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि ॥
सम्यञ्चो अग्निं सपर्यत आरा नाभिमिवाऽभितः ॥ ६ ॥

—अथर्व० ३ । ३०.

"(હે મનુષ્યો !) તમારી પાણી પીવાની જગા અને અન્નસેવન કરવાની જગા એકત્ર હો, સમાન ધુરા નીચે મ્હેં તમો સર્વને સરખા જોડેલા છે. જે પ્રમાણે ચક્રની નાભિમાં આરા બેસાડેલા છે, તે પ્રમાણે તમે એકત્ર થઇ અગ્નિમાં હવન (અને પરમાત્મોપાસના) કરો."

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् ॥
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ २ ॥

—ऋग्वेद० मं० १० । १९१ ॥

" એક સ્થળે મળો, સંવાદ કરો, તમારાં મન એક કરો અને જે પ્રમાણે પૂર્વેના વિદ્વાન્ પોતાના નિયત કર્તવ્ય અર્થે એકત્ર થતા હતા તે પ્રમાણે તમે પણ એકત્ર થાવ."

समानो मंत्रः समितिः समानी समानं मनः सह चित्तमेषाम् ॥३॥

—ऋ० मं० १०। १९१ ॥

" સર્વનો મંત્ર સમાન, સર્વની સભા સમાન, સર્વનાં મન સમાન અને એ સર્વનાં ચિત્ત પણ સમાન થાવ."

चत्वार एकस्य पितुः सुताश्च तेषां सुतानां खलु जातिरेका ।
एवं प्रजानां हि पितैक एव पित्रैकभावान् न च जातिभेदः ॥ ४५ ॥
फलान्ययोदुम्बरवृक्षजातेः यथाऽग्रमध्यान्तभवानि यान्ति ।
वर्णाकृतिस्पर्शरसैः समानि तथैकतो जातिरतिप्रचिन्त्या ॥ ४६ ॥

—भ० महापुराण, ब्रा० अ० ४२.

"જો એક માબાપના ચાર પુત્ર હોય, તો તે પુત્રોની એકજ જાતિ હોવી જોઇએ. એજ પ્રમાણે સર્વ લોકનો પિતા એકજ પરમાત્મા હોવાથી મનુષ્ય સમાજમાં જાતિભેદ મૂળથીજ નથી. જેમ એકાદ ઉદુંબર વૃક્ષના અગ્રભાગ, મધ્યભાગ, અને થડ એ ત્રણે ભાગ પર, વર્ણ, આકૃતિ સ્પર્શ અને રસ એ બાબતમાં સમાન ફળો આવે છે, તેજ પ્રમાણે ( એક વિરાટ પુરૂષના મુખ, બાહુ, ઉરૂ અને પાય એ ચાર અવયવથી ઉત્પન્ન થએલા ) મનુષ્યોમાં ( સ્વાભાવિક ) જાતિભેદ છે એમ માનવામાં આવતું નથી."

वर्णोत्कर्षमवाप्नोति नरः पुण्येन कर्मणा ।
दुर्लभं तमलब्ध्वा हि हन्यात् पापेन कर्मणा ॥ ९ ॥

—महाभारत शांति० अ० २९१ ॥

" પુણ્યકારક કર્મ કરવાથી ઉચ્ચવર્ણ પ્રાપ્ત થાય છે, અને પાપકૃત્યોથી ઉચ્ચ વર્ણની પ્રાપ્તિ ન થતાં નીચતા પ્રાપ્ત થાય છે."

( ૪ ) અંતે વૈદિક ધર્મની સારભૂત આજ્ઞાનો ઉલ્લેખ કર્યા સિવાય આ ગ્રંથ સમાપ્ત કરવો એ યોગ્ય નથી. તે આજ્ઞા આ છે:—

दृते दृ हं मा, मित्रस्यं मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम् ॥
मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे ॥
मित्रस्य चक्षुषा समीक्षामहे ॥ १८ ॥

—यजुर्वेद० अ० ३६.

" હે સર્વ સહાયક પરમાત્મન્ ! મારો ( અને અમારો ) અભ્યુદય કર, સર્વભૂત, સર્વ પ્રાણિમાત્ર, સર્વમનુષ્ય મને ( તેમ અમોને ) મિત્રત્વની દૃષ્ટિથી જુઓ; સર્વ ભૂતપર હું મિત્રત્વની દૃષ્ટિ રાખું; અને અમો પરસ્પર મિત્રત્વની દૃષ્ટિથી જોઇએ. "

માનવ માત્ર આપણા મિત્ર છે, આપણા સમાનજ છે, એવી આત્મવત્ સર્વભાવથી વર્તનારી બુદ્ધિ ઉત્પન્ન થઇ, સમાનતા અને વિશ્વબંધુત્વ એ કેવળ કલ્પનામાંજ ન રહેતાં તે ઉચ્ચ કલ્પના આચરણમાં ઉતરી, જાતિવિશિષ્ટ સામાજીક અધિકારનો તેમજ તત્સદૃશ ભેદોત્પાદક અન્ય રીતરિવાજોનો લોપ થઇ, સમાનતાના ઉદાર ધર્મનો પ્રસાર થાવ, એટલીજ પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

ओ३म् शान्तिः ( ३ )

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૧૦ | પુસ્તકોમાં | પુસ્તકોમાંથી |
| ૧૧ | ૪ | પ્રથક્ | પૃથક્ |
| ,, | ૮ | ,, | ,, |
| ,, | ૯ | સમાજ | સમાજના |
| ૧૩ | ૧૨ | ॥ ૨૮ ॥ | ॥ ૨૪ ॥ |
| ૧૫ | ૮ | ભગવતદ્ગીતા | ભગવદ્ગીતા |
| ૧૭ | ૧૦ | મહત્વતા | મહત્વ |
| ૧૮ | ૩ | મત્ર | મંત્ર |
| ૨૧ | ૧૧ | મલીન | મલિન |
| ૨૩ | ૩ | વષમતા | વિષમતા |
| ૨૮ | ૭ | ભિન્નત્વતા | ભિન્નત્વ |
| ૨૮ | ૨૭ | વૈશ | વૈશ્ય |
| ૩૨ | ૨૫ | રાષ્ટ્રિય | રાષ્ટ્રીય |
| ૩૩ | ૧૦ | પ્રીય | પ્રિય |
| ,, | ૨૨ | પ્રાણીયો | પ્રાણિઓ |
| ૩૫ | ૨૧ | નિંદાને | નિંદાનો |
| ૪૫ | ૧૦ | એવુ | એવું |
| ૪૫ | ૨૭ | पारपाणाद् | परिपाणाद् |
| ૫૭ | ૧૪ | અર્થ | અર્થે |
| ૫૯ | ૨૦ | विशुद्ध | विशुद्ध |
| ૬૦ | ૧ | વાણુજ્ય | વાણિજ્ય |
| ૬૧ | ૧ | શૂોની | શૂદ્રોની |
| ,, | ૨૫ | અતે | અને |
| ૬૩ | ૨૬ | ગોમીથુન | ગોમિથુન |
| ૭૧ | ૪ | स्थापयामास | स्थापयामास |
| ,, | ૧૨ | यस्थ | यस्य |

| | | | |
|---|---|---|---|
| ૭૪ | ૨૩ | શ્રત | શ્રુત |
| ૭૫ | ૫ | અગ્નિહોમ | અગ્નિહોત્ર |
| ,, | ૬ | મુક્ત | યુક્ત |
| ૭૬ | ૪ | શત્ર | શત્રુ |
| ૭૯ | ૨૩ | નષ્ક | નષ્ટ |
| ,, | ૨૮ | પ્રધાન | પ્રધાત |
| ૮૧ | ૧ | શપ | શેપ |
| ૮૩ | ૨૨ | સયુક્તિ | સયુક્તિક |
| ૮૬ | ૨૪ | ફર્મત્રિ | ફર્મભિ |
| ,, | ૨૬ | મહા૦ | મહા૦ |
| ૧૦૫ | ૧ | આમ | આમ્ય |
| ૧૦૭ | ૧૩ | અનાય | અનાર્ય |
| ૧૦૮ | ૨૦ | ભૌજ્યાગ્રા | ભોજ્યાગ્રા |
| ૧૦૯ | ૧૮ | સર્વઅ | સર્વ |
| ૧૧૧ | ૧૪ | પ્રકાર | પ્રચાર |
| ૧૧૫ | ૮ | શ્રુગો | શ્રુંગો |
| ૧૧૭ | ૧૪ | સમિધા | સમિધ |
| ૧૧૭ | ૨૭ | મધુકરી | માધુકરી |
| ૧૧૮ | ૧-૧૩-૨૦ | ,, | ,, |
| ૧૨૮ | ૨૬ | હારિતઃ | હારીતઃ |
| ૧૩૨ | ૧૨ | લક્ષ | લક્ષ્ય |
| ૧૩૪ | ૨૦ | પૃથા | પ્રથા |
| ૧૩૯ | ૮ | દરયૂ | દરયુ |
| ૧૪૦ | ૧૮-૧૯-૨૦-૨૬ | ,, | ,, |
| ૧૪૬ | ૧૬ | ઋપી | ઋપિ |
| ,, | ૨૩ | અદ્વિતિય | અદ્વિતીય |
| ૧૪૭ | ૬ | ભકત | ભકતે |
| ૧૫૪ | ૩૦ | — | ( ફુટનોટ ) કલ્યાણો ધર્મો અ. ૩૯. |
| ૧૫૭ | ૧૦ | જાગ્રત | જાગૃત |
| ૧૫૯ | ૧૧ | અન્ય | અન્ન |

| | | | |
|---|---|---|---|
| ૧૬૦ | ૨૬ | સામાન્ક | ધાર્મિક |
| ૧૬૧ | ૨૮ | કલાથી | કહાથી, |
| ૧૬૩ | ૩૦ | તે | જે |
| ૧૬૬ | ૨ | ખ્રિસ્ત | ખ્રિસ્તી |
| ૧૬૮ | ૭ | પરમેસ્વર | પરમેશ્વર |
| ,, | ૧૭ | blivo | bliovo |
| ,, | ૩૧ | દુષિત | દૂષિત |
| ૧૭૪ | ૧૯ | मयेस्मम् | मयेस्मन् |
| ૧૭૫ | ૧૧ | કલ્યણાર્થે | કલ્યાણાર્થે |
| ૧૭૮ | ૧૯ | सर्गां | सर्गो |
| ૧૭૯ | ૨૬ | રામાનુજ | રામાનુજના |
| ૧૮૨ | ૨ | નિગ્રહનો | નિગ્રહ |
| ૧૮૩ | ૫ | તિરસ્કુલતાર | તિરૂકકુલતાર |
| ૧૮૬ | ૧૫ | તે રામા | તેરમા |
| ,, | ૨૩ | હતી × ...... | ( ચાકની લીટી છે ) |
| ૧૯૭ | ૧૪ | થયલી છે, | થયલી છે. |
| ૧૯૮ | ૧૧ | આકાશહ | આકાશ |
| ૧૯૯ | ૧ | જે તત્વના | જેતુત્વના |
| ૨૦૨ | ૨૪ | રાષ્ટ્રિય | રાષ્ટ્રિય |
| ૨૦૩ | ૫ | તેવી | કેવી |
| ૨૦૪ | ૧૧ | પ્રતિબોધ | પ્રતિબોધક |
| ૨૦૬ | ૬ | ! | |
| ,, | ૨૧ | ગ્રંથોમાંથી | ગ્રંથોમાંથી |
| ૨૦૬ | ૭ | દુર્લક્ષ | દુર્લક્ષ |
| ,, | ૧૪ | જાતિ | નીતિ |
| ,, | ,, | આદાની | આત્માની |
| ,, | ૨૮ | જાતિ | નીતિ |
| ૨૦૭ | ૮ | પણુતે | પણુ |
| ,, | ૧૯ | શૂદ્ર | શૂદ્ર |
| ૨૦૮ | ૧૧ | समयाप्नुयात् | समयान्नुयात् |
| ૨૦૯ | ૩ | ત્રૈવર્ણિકો | ત્રૈવર્ણિકો |
| ,, | ૧૧ | પુરનાં | પુરનો |

| | | | |
|---|---|---|---|
| ૨૧૦ | ૧૩ | પૂર્વ | પૂર્વે |
| ૨૧૦ | ૨૪ | લેખકોનો | લેખોનો |
| ૨૧૧ | ૭ | પછાતના | પછાડીના |
| ,, | ૨૬ | શાસ્ત્રનું | શસ્ત્રનું |
| ૨૧૩ | ૧૬ | અસાધ્યના | આ સાધ્યના |
| ,, | ૧૯ | અદ્યાપી | અદ્યાપિ |
| ,, | ૨૧ | કુલસંસ્કાર | કુસંસ્કાર |
| ,, | ૨૫ | . | , |
| ,, | ૨૭ | તેના | તેઓના |
| ૨૧૫ | ૧૪ | મંડળમાં | મંડળ |
| ૨૧૬ | ૩ | ગૃહણ | ગ્રહણ |
| ,, | ૨૨ | થિઓસોફીસ્ટોરમાં | થિઓસોફીસ્ટોમાં |
| ૨૨૦ | ૭ | ઉચ્ચારન | ઉચ્ચાટન |
| ,, | ૯ | નહિ | નથી |
| ૨૨૨ | ૨૦ | અન્યોન્નતિ | આત્મોન્નતિ |
| ૨૨૩ | ૧૬ | પાલાદિ | પાલનાદિ |
| ૨૨૫ | ૭ | મતાનુકુલ | મતાનુકૂલ |
| ૨૨૭ | ૨૪ | અસ્વછંદ | સ્વછંદ |
| ૨૨૮ | ૧૯ | ...... | કુસુદ્ર |
| ૨૩૩ | ૫ | અસદ્છંદ્ર | અસંસ્છંદ્ર |
| ૨૩૭ | ૧૬ | એ સહજ ધ્યાનમાં આવશે | × |
| ૨૩૮ | ૧૫ | પ્રાહર | પ્રહાર |
| ,, | ૧૭ | તેમનો | તેમના |
| ,, | ૨૦ | પણ | પણે |
| ૨૩૯ | ૬ | ઉન્નતિ | ઉન્નતિની |
| ,, | ૭ | છતાં | થતાં |
| ૨૪૪ | ૧૪ | પહેલાં | પહેલા |
| ,, | ૨૨ | હો | હોય |
| ૨૪૭ | ૨૩ | એક | પણ |
| ૨૫૦ | ૨૭ | સ્વચ્છતા | અસ્વચ્છતા |
| ૨૫૫ | ૯ | જનતામાં | જનતાના |

# વૈદિકસાહિત્યનો ભંડાર.



ચારે વેદ તેનાં ભાષ્યો, સાહિત્ય, દર્શનશાસ્ત્રો, ઉપનિષદો, સ્મૃતીઓ આદિ આર્ષ ગ્રન્થો, રામાયણ મહાભારતાદિ આર્ય ગૌરવને વધારનારાં ઉત્તમ શાસ્ત્રો તથા વેદતત્વ પ્રકાશ ઋગ્વેદાદિ ભાષ્યભૂમિકા, ચારે વેદોની શબ્દાનુક્રમણિકા, ગીતાર્થભાષ્ય પુરાણતત્વ પ્રકાશ, આદિ શાસ્ત્રનાં ગુઢ રહસ્યને સમજાવનારા ગ્રંથો આ પુસ્તકાલયમાંથી બહુજ કીફાયત ભાવે મળશે. ઉત્તમોત્તમ ભજનો તથા સ્ત્રી શિક્ષણને લગતાં પુસ્તકો, ગૃહને શોભવનારા અને બોધદાયક થઇ પડે એવા તખતાઓ તથા બોર્ડો, તથા ત્રાંબાના હવન-કુંડો અને તેને લગતું તમામ સાહિત્ય વિગેરે નીચેને શિરનામે લખવાથી મળશે. વૈદિક ધર્મના અભિલાષીઓ તથા ભારતવર્ષના ખરેખરા હિમાયતિઓ-એ ઉપરનાં પુસ્તકો અવશ્ય જોવા જેવાં છે.

ગીરગામ, કાંકડવાડી,<br>આર્ય સમાજ, મુંબઈ. } જમનાદાસ નારણદાસ, ચાહવાળા.<br>પુસ્તકાધ્યક્ષ, મુ પ્ર. આ. પ્ર. સભા.